## કામીનીઆ ઓઇલ વિષે મળેલા અભિપ્રાયોમાંથી થોડાક નિચે આપીએ છીએ.

કયસરે હિંદ પત્ર-લખે છે કે, કામીનીઆ ઓઇલ વખતના વહેવા સાથે બહુ જ જાણીતુ થઇ ગયુ છે. ખરી પડતા વાળો માટે, વાળનો કુદરતી રંગ પાછો લાવવા માટે, માથાની ખોપરીની ખજવાળ દુર કરી તેની મજબુતી કરવા માટે અને માથાંના ખોડાની પીડા મટાડવા માટે આ તેલ સોનાના મુલનું થઇ પડે છે. આ તેલની મુખ્ય ખુબી વાળનો જથરો વધારો કરવાની છે અને વાળની જડને મજબુત કરવા ઉપરાત ભેજાને તાઝગી બક્ષે છે. વિદ્યાર્થીઓ અને ટુકમા જેઓને ભેજા સાથે હમેશ કામ લેવાનુ છે તેઓને માટે કામીનીઆ ઓઇલ એક ફતેહમંદ ઇલાજ જાણીતો થયો છે. આ તેલ કેટલાક અગ્રેજી તેલોની માફક માથાને ગરમી આપતું નથી પણ ઠંડક આપે છે જેથી તેનાપરવાને સહેજ પણ જોખમ સમાયલો નથી વળી તેમા ચીકાશ ઓછો હોવા ઉપરાત તેની સુગધ ઘણી ખુશનુમાં લાગે છે.

બી. પ્રેમ બીહારીલાલ સબ જડજ—મેનપુરીથી લખે છે. મહેરબાની કરીને એક બાટલી કામીનીઆ તેલની વી. પી. થી જલદી મોકલી આપશો એ તેલ મને ઘણુ જ પસંદ પડયુ છે માટે જેમ બને તેમ જલદી મોકલી આપશો તો મહેરબાની થશે.

### મી. અબદુલ સતાર મુસા, મેસર્સ જમાલ એજંટ

પેગુ (બુરમા) થી લખે છે કે પહેલા તમોએ કામીનીઆ ઓઇલની ત્રણ બાટલી મોકલેલ તે વાપરી અમો ઘણા જ ખુશી થયા છીએ. તમારું કામીનીઆ ઓઇલ બહુ જ સરસ છે, તે માટે બીજી ૭ બાટલી વી. પી. થી મોકલી આપજો.

મહારાજા શ્રી જસવતસીહજી ગાગડથી લખે છે કે—કામીનીઆ ઓઇલની ૩ શીશી મળી છે અને તે વાપર્યાથી અમો એટલા બધા ખુશી થયા છીએ કે તુમો અમને તેવી જાતની ૭ શીશી વી. પી. થી મોકલી આપશોજી.

સોલ એજંટ.—**ધી એંગ્લો ઇંડિયન ડ્રગ એંડ કેમીકલ કું૦,**

**દરેક જાતની દવાઓ વેચનારા,—જુમા મસીદ, મુંબઇ.**

# "ગુજરાતી"એ આપેલી ભેટો

1. રાસેલાસની કથા
2. મહારાણીશ્રીનુ સક્ષિપ્ત જીવનચરિત્ર
3. હિન્દ અને બ્રિટાનિયા
4. ગંગા ગોવિન્દસિંહ
5. સવિતા સુન્દરી
6. ટીપૂ સુલતાન (પ્રથમ ભાગ)
7. દિલ્લીપર હલ્લો.
8. અરાડમી સદીનુ હિન્દુસ્તાન
9. ઔરંગઝેબ અને રાજપૂતો
10. શાહજાદો ને ભીખારી
11. હેસ્ટિંગ્સની સોટી
12. બાજીરાવ બલ્લાળ
13. બેગમ સાહેબ
14. પાણીપતનુ યુદ્ધ
15. નૂરજહાન.
16. રૂપનગરની રાજકુંવરી
17. ઈન્દુકુમારી
18. પ્લાસીનુ યુદ્ધ
19. શિવાજીનો વાઘનખ
20. હળદીઘાટનુ યુદ્ધ
21. નંદનવનનો નાશ.
22. પેશ્વાની પડતીનો પ્રસ્તાવ
23. ઔરંગઝેબનો ઉદય
24. પદ્મિની
25. કતલેઆમ

"ગુજરાતી"ની ભેટ.

# કત્લે આમ

અથવા

## દિલ્લીનો ડગમગતો રાજમુકુટ


કર્ત્તા

ઈશ્વરદાસ ઈચ્છારામ મશરૂવાળા બી. એ.

તથા

ઠક્કુર નારાયણ વિસનજી ચતુર્ભુજ


"બળિયાના બે ભાગ જગતમાં,
ભલાતણી દુનિયા છે ક્યાં" 'પાણીપત'


પ્રકટકર્તા

મુંબઈ ગુજરાતી પ્રિંટિંગ પ્રેસ.

સંવત્ ૧૯૬૭ સને ૧૯૧૧

કિંમત રૂ. ૨.

# ઉપોદ્‌ઘાત.



દિલ્લીના મોગલ બાદશાહોના સમયની જેટલી ઐતિહાસિક નવલકથાઓ અત્યાર સુધીમાં ગુજરાતી ભાષામા અનુવાદિત થયેલી અને નવીન લખાયલી છે, તે સર્વમાં બહુધા અકબ્બર, જહાંગીર, શાહજહાન અને આલમગીર (ઔરંગજેબ) ના સમયના જ શાબ્દિક ચિત્રો આલેખવામા આવ્યા છે વાસ્તવિકતાથી જોતા એ બાદશાહોનો કાળ, તે મોગલ શાહનશાહતની ચડતીનો જ કાળ હતો. એ કાળ વિષયક નાનાવિધ ગ્રંથોદ્વારા વાચકોને એ કાળનું અત્યાર સુધીમા સારું જ્ઞાન મળી ચૂક્યુ છે

પરતુ પ્રસ્તુત નવલકથામાં જે સમયનું ઐતિહાસિક ચિત્ર આલેખવામાં આવ્યું છે, તે મોગલ શાહનશાહતની પૂરી પડતીનો કાળ હતો ખરીરીતે જોતાં તો ઔરંગજેબના અન્ત સાથે જ મોગલ શહનશાહતની પડતીનો પ્રારભ થઈ ચૂક્યો હતો અને દિલ્હીના સમ્રાટ્‌ની સત્તા ધીમે ધીમે નબળી પડતી જતી હતી, પરતુ નિજબાહુબળથી એક સાધારણ સિપાહીમાથી ઇરાનના બાદશાહ બનેલા નાદિરશાહે ઇ સ ૧૭૩૯ મા જે વેળાએ દિલ્લીપર ચઢાઈ કરી, તે વેળાએ દિલ્લીનો અને દિલ્લીની શહનશાહતનો એવો તો અધ પાત થઈ ગયો કે, એ પછી મોગલ બાદશાહને પુન કદાપિ પોતાના મસ્તકને ઉન્નત કરવાનો પ્રસગ પ્રાપ્ત જ ન થઈ શકયો જેવીરીતે એક સમયમા ઇન્દ્રપ્રસ્થ (દિલ્લી) ના સમ્રાટ્ પાંડવો અને કૌરવો તથા પૃથ્વીરાજ ચહુઆણ આદિનો, ગૃહભેદ તથા ઐશ્વર્ય ભોગવિલાસમાથી તલ્લીનતાના યોગે, વિનાશ થયો હતો, તેવી જ રીતે મોગલ શહનશાહતના વિનાશનાં પણ એ જ કારણો હતાં. અર્થાત્ જેમ જેમ ઐશ્વર્યની વૃદ્ધિ થતી જાય છે અને ભોગવિલાસમા રાજાઓ વિશેષ અને વિશેષ નિમગ્ન થઈ કર્ત્તવ્યબધનને શિથિલ કરતા જાય છે, તેમ તેમ તેમના વિનાશનો કાળ પાસે આવતો જાય છે, એ એક અબાધિત ઐતિહાસિક સિદ્ધાંતનું પ્રસ્તુત પુસ્તકમા વાચકોને સ્પષ્ટ દર્શન થશે. દિલ્લીનો એ સમયનો બાદશાહ મહમ્મદશાહ હિમતવાળો અને શૂરવીર તો હતો જ, તેમ જ તેની પાસે સૈનિક બળની પણ કાંઇ ન્યૂનતા ન હોતી, પરતુ અત્યંત ભોગવિલાસમાં નિમગ્ન થવાથી તેની એક બાદશાહ તરીકેની કર્ત્તવ્યશીલતા દબાઈ–દટાઈ ગઈ હતી અને અધૂરામાં પૂરુ તેની શાહનશાહતના સ્તભરૂપ મનાતા નિજામુલ્મુલ્ક અને સાદતખાન જેવા અધિકારીઓ, પોતાના સ્વતત્ર રાજ્યની સ્થાપના કરવાના લોભમાં લપટાઈ નમકહરામ થવાથી મોગલ શાહનશાહતનો એક આઘાત સાથે જ નિપાત થઈ ગયો. નાદિરને [illegible] નવીન સત્તા સ્થાપવાની [illegible]

તેનામા જે કર્ત્તવ્યશીલતા અને ખત હતી, તેના યોગે તે પ્રત્યેક સ્થળમાં વિજયનો ભાગી થયો અને પોતાના નામનો ડંકો વગડાવી ગયો. ઉન્નતિનો સબધ કેવળ કર્ત્તવ્યદક્ષતા સાથે રહેલો છે અને અવનતિનો સબધ આલસ્ય તથા વિલાસપ્રિયતા સાથે સધાયલો છે, એના તાદૃશ્ય ચિત્રનું વાચકો પ્રસ્તુત ગ્રંથમા અવલોકન કરીને આપણી અવનતિના કારણોનો પણ સારી રીતે વિચાર કરી શકે એમ છે

આ પુસ્તકના સંબંધમાં એક ખાસ વાર્ત્તા કહેવાની છે અને તે એ છે કે, 'ગુજરાતી'ના અધિપતિ અને માલેક તરફથી આ પુસ્તક લખવાનું કાર્ય 'પેશ્વાની પડતીનો પ્રસ્તાવ'ના અનુવાદક ઇશ્વિરદાસ ઈચ્છારામ મશરૂવાળા બી. એ.ને સોંપવામાં આવ્યું હતુ અને તે પ્રમાણે તેમણે લખવાનો આરંભ કરી કેટલાંક પ્રકરણો લખી પણ નાખ્યાં હતા પરતુ પછીથી અચાનક તેમના કોઇએક નિકટના આપ્તજન રોગગ્રસ્ત થવાથી તેઓ તેમની શુશ્રુષા કરવામાં રોકાયા અને અતે તે આપ્તજનનો સ્વર્ગવાસ થવાથી તેમની ઉત્તરક્રિયા કરવા આદિના કાર્યમાં ગુથાયા, એટલે આ ગ્રંથ તેમનાથી નિરુપાયવશ યોગ્ય સમયમાં તૈયાર કરી શકાયો નહિ; અને 'ગુજરાતી'ની ભેટ તો કોઇપણ રીતે માર્ચ માસમા બહાર પડવી જ જોઇએ, એટલા માટે એ કાર્ય 'ગુજરાતી' ના માલિકે નારાયણદાસ વિસનજી ઠક્કરને સોંપ્યુ અને તે આજે સપૂર્ણ થઇને સુજ્ઞ વાંચકોના કરકમળમાં વિરાજવા પામે છે. જે વેળાએ પ્રસ્તુત નવલકથા લખવાનું કાર્ય નારાયણદાસને સોપવામા આવ્યું, તે વેળાએ આનો પ્રથમ ખંડ છપાઈ ગયો હતો અને તે ઉપરાંત મશરૂવાળાના બીજાં બે પ્રકરણો લખેલાં હતા; એટલે દ્વિતીય ખડથી નવીનતાથી લખવાનો આરંભ કરી તે બે પ્રકરણોનો પણ યોગ્ય સ્થળે સમાવેશ કરવામા આવ્યો છે. અર્થાત્ પ્રથમ ખડ આખો, દ્વિતીય ખંડના પાચમા પ્રકરણના આરભથી તે ૮૨ મા પૃષ્ઠના અંત સુધીનો ભાગ અને દ્વિતીય ખડનું ૬ ઠ્ઠુ પ્રકરણ એટલો ભાગ મશરૂવાળાનો લખેલો છે અને તે વિનાનો બીજો ભાગ નારાયણદાસનો લખેલો છે.

મશરૂવાળાએ નિજ કલ્પના અને સર મોર્ટિમર ડુરાડકૃત 'નાદિરશાહ' નામક અંગ્રેજી પુસ્તકના આધારે પ્રસ્તુત નવલકથા લખવાનો આરભ કર્યો હતો. એ પુસ્તકમા નાદિરશાહના દિલ્હીમાના કાર્યક્રમનો વૃત્તાંત તેમાં બહુજ અલ્પ અને અવિસ્તૃત છે કેટલાક વર્ષની વાતપર 'નાદિરશાહનો ઇતિહાસ' અને 'ઇરાનના રાજા નાદિરશાહના જીવનનો ઇતિહાસ' (The History of Nadir Shah and The History of the life of Nader Shah, King of Persia.) એ બે પુસ્તકો નારાયણ-

દાસના વાંચવામાં આવ્યાં હતાં, પણ તે ઘણા જ જૂનાં હોવાથી મળી શકશે કે નહિ, એનો સંશય હતો. એમાંનું પ્રથમ પુસ્તક, 'કત્લેઆમ' ૧૭૩૯ માં થવા પછી તરત જ, ૧૭૪૨માં પ્રકટ કરવામા આવ્યું હતુ અને બીજું ૧૭૭૩ માં પ્રકટ થયુ હતુ. એ બન્ને પુસ્તકોમા નાદિરના દિલ્લી માંના કાર્યક્રમની તારીખવાર અને ઘણી જ સારી વિશ્વસનીય કથા આપવામાં આવેલી છે. કેટલાક દિવસના શોધ પછી એ બે ગ્રંથો એક સ્થ ળેથી મળી આવ્યા અને 'ગુજરાતી' પ્રેસે ઘણી જ મોઘી કીમત આપીને એ ગ્રંથો ખરીદી લીધા. લગભગ ત્રણ ત્રણ સો પાનાના એ બે પુસ્તકોની કીંમતના રૂ. ૭૫ આપવા પડ્યા, અને અંતે એ ગ્રંથોના સાહાય્યથી પ્રસ્તુત નવલકથા લખવામા ઘણી જ સરળતા થઈ પડી છે. આ ગ્રંથ લખતી વેળાએ એતદર ઉભય લેખકે નીચેના ગ્રંથોનો આધાર લીધો છે,–

1 History of Nadirshah, by James Fraser (1742).,
2 History of the life of Nadershah, by William Jones, Esq. (1773).
3 Elphinstone's History of India.
4 Delhi Past and Present.
5 Beale's Oriental Biographical Dictionary.
6 Sir Martimer Durand's Nadirshah.

–અને એટલા માટે એ સર્વ વિદ્વાન્ ગ્રંથકર્ત્તાઓનો અંતઃકરણપૂર્વક આભાર માનવામાં આવે છે.

નવલકથાના ધર્મને અનુસરીને જો કે પ્રસ્તુત વાર્તામા કેટલાક કાલ્પનિક પ્રસંગો ઊમેરેલા છે, છતા સત્ય ઐતિહાસિક ઘટનામાં કોઈ પણ પ્રકારનો વિપર્યાસ કર્યો નથી, એ અહી ખાસ કરીને અમારે જણાવવું જ જોઇએ. 'કત્લેઆમ'નો વૃત્તાત લખતાં લખતાં અચાનક નારાયણદાસના મનમાં એક આઘાત થયો અને તે વેળાએ જે એક વિચાર ઉદ્ભવ્યો, તે એ હતો કે, નાદિરશાહે દિલ્લીને એક એવો ભયકર ફટકો માર્યો છે કે, તેના યોગે થયેલી હાનિની ભવિષ્યમા કદાપિ ભરપાઈ થવાની જ નથી! વિપુલ સંપત્તિના યોગે આપણા દેશને જે સુખ થવુ જોઇએ, તે સુખ થવાનુ તો એક તરફ રહી ગયુ, પણ તે ધનસપત્તિના યોગે ભારતવર્ષના લોકો વારંવાર વિદેશીઓની તલવારની ધારથી બકરા પ્રમાણે રેંસાયા છે. આપણને સપત્તિનું ફળ આવુ મળ્યુ છે. દૂધ આ લોકમાંનુ અમૃત છે ખરુ, પણ તે કોને માટે નીરોગી મનુષ્ય માટે જ્વરિતને તો તે વિષ તુલ્ય જ થઈ પડે છે. પણ શુ એ દોષ દૂધનો છે? કદાપિ નહિ. સપત્તિના યોગે દુઃખ ન થાય, પણ જો તેને સભાળવાનુ આપણામા સામર્થ્ય હોય તો. અર્થાત્ સપત્તિને સંભાળ

વાના સામર્થ્યની આપણામાં બહુ જ ન્યૂનતા થઈ ગયેલી હોવાથી આપણને સુખકારક વસ્તુ પણ દુ:ખકારક થઈ પડે છે. એમાં દોષ સ્રષ્ટિનો નહિ, પણ આપણી પોતાની નિર્બળતાનો જ છે. એટલા માટે આપણે આપણી એ નિર્બળતાને ટાળીને તેના સ્થાનમાં સબળતાને લાવવાનો યત્ન કરવો જોઇએ. એ વિના આપણો બીજો એક પણ તરણોપાય નથી અને એ જ આ ગ્રંથનો શુદ્ધ નિષ્કર્ષ છે.

પ્રસ્તુત નવલકથામાં **નાદિરશાહ** દિલ્હીમાં 'કત્લે આમ' કરી અપાર દ્રવ્યભંડાર લઈ સ્વદેશ પ્રતિ પ્રયાણ કરી ગયો, ત્યાં સુધીનો જ વૃત્તાંત આવેલો છે. પરંતુ ત્યાર પછીનો **નાદિરનો** ઈરાનમાંનો જીવનક્રમ કેવી રીતે વીત્યો હતો અને અતિ નિષ્ઠુરતાના પરિણામે તેનો એક સાધારણ મનુષ્યના હાથે કેવી રીતે નાશ થઈ ગયો હતો, એ ઐતિહાસિક વૃત્તાંત પણ બહુ જ બોધાવહ અને રસિક છે અને તે હવે પછી એક ભિન્ન નવલ-કથાના રૂપમાં પ્રકટ કરવાનો અમારો વિચાર છે. નાદિરના જીવનના તે અંતિમ વિભાગથી પ્રત્યક્ષ થાય છે કે, જેમ અતિશય નિર્બળતા પણ હાનિકારક છે, તેમ જ અતિશય નિષ્ઠુરતા પણ અવશ્ય હાનિકારક થઈ પડે છે, એ તત્ત્વનો પૂર્ણ સમાવેશ થયેલો હોવાથી 'अति सर्वत्र वर्जयेत्' એ સૂત્રની સત્યતાનો ત્યાં ઘણો જ સારો પરિચય થઇ શકે છે.

અમારી આજસુધીમાં પ્રકટ થયેલી અન્ય ઐતિહાસિક અને સામાજિક નવલ કથાઓ પ્રમાણે જો આ ઐતિહાસિક નવલકથા પણ બુદ્ધિશાળી 'ગુજરાતી'ના વાચકોના આદરને અને પ્રશંસાને પાત્ર થશે, તો એ અમારા પરિશ્રમનું સાર્થક્ય થયેલું સમજીશ

"ગુજરાતી" કાર્યાલય.
તા૦ ૨૦ મી માર્ચને સોમવાર,
૧૯૧૧

# અનુક્રમણિકા.

## ખંડ ૧ લો—પૂર્વ કથા.



## ખંડ ૨ જો—કત્લે આમ.



# કત્લે આમ.

## ખંડ ૧ લો–પૂર્વ કથા.



## પ્રકરણ ૧ લું.

### સંરક્ષણ.

"પ્રીતડી તેં લગાડી લાલ, પ્રીતડલી તેં લગાડી." બ્રહ્માનંદ

પાપ મોચિની પ્રબળ વેગવતી રાવિ નદીના તટ ઉપર પથ્થરની ઉચી દીવાલોવાળા મજબૂત કોટથી સુરક્ષિત થયેલુ, પાચ નદીઓના જળથી સિંચિત–શોધિત ફળદ્રુપ રમ્ય ઉદ્યાન જેવા પ્રદેશની અદર આવેલુ, હિંદના દ્વારપાળનુ કાર્ય કરવાને વિધાતા તરફથી યોજાયેલુ લાહોર શહેર આજે કાંઈક ચિંતાગ્રસ્ત હોય–ઉદાસ હોય–ભયાકુલ હોય–તેનુ દીસતુ હતુ કાંઈક અવનવા બનાવથી જનસમુહના મનમા નવો ઉહાપોહ થઈ રહેલો લાગતો હતો કે, હાય! શુ થશે! દિવ્યાશી ભક્તરાજ નાનક મહારાજના વશજ મહાત્મા સ્વદેશપ્રેમી ગુરુગોવિંદના પરાક્રમથી પકાઈ રહેલા આ શહેરમા આજે લોકો મદમદ ગતિથી વિચરતા–કોઈક બાબતની ચિંતા કરતા જતા આવતા દેખાતા હતા લોકોના આ શોકમાં દિલાસો આપવાને પોતે પણ શોકથી આચ્છાદિત થયો હોય તેમ, દિવસ વસતઋતુનો હોવા છતા પણ સૂર્ય વાદળથી છવાયલો દેખાતો હતો અને આ અકાળ મેઘના છાઈ રહેવાયાથી દિવસની શોભા મ્લાન બની જઈ, ચારે તરફ પ્રસરી રહેલી ઉદાસીનતામા વૃદ્ધિ કરતી હતી આ સમયે બે યુવતીઓ ત્વરિત ગતિથી–પણ જાણે લોકદૃષ્ટિથી અદૃશ્ય રહેવા ઈચ્છા કરતી હોય તેમ તરુરાજની છાયામાં લપાતી લપાતી, ચારે તરફ હરિણના જેવી ચકોર ચક્ષુઓને ફેરવતી ફેરવતી ને તીવ્રપણે સૂક્ષ્મતાથી ચોમેર નિરીક્ષણ કરતી કરતી, કિલ્લાની પાછળની ન્હાની ડોકા બારીમાંથી સરી પડતી હોય તેમ નીકળીને, બાહેરના મેદાનમા પડેલા તંબુઓની કનાતોને આથે આથે, સૂર્યપુત્રી રાવિના તરફ પ્રયાણ કરતી હતી

ઉભય યૌવનાઓએ સરહદપારના મુસલમાનોની ઢબના પહોળા પાયજામા તથા ઢીલાં ઢીલાં મ્હોટાં પહેરણો પેહેરેલા હતાં. તે ઉપર ઓઢણાની માફક પટ નાખેલો હતો. એકના વસ્ત્ર સાદાં પણ સ્વચ્છ, તેમ જ ઘણી જ ઉંચી જાતની મલમલના બનેલા હતા; બીજીના કાઇક મેલા જેવા ને જાડાં હતા. એકનુ ઓઢણુ અતિશય ઝીણા સુવર્ણના તારોવાળા તથા ફુમતાઓ અને ફુલોવાળા ગુલાબી રંગનુ હતુ, બીજીનુ લાલ રંગનુ જાડુ સાદી છાપેલી ભાતવાળુ હતુ અલંકારમા એકના કાનમા સુદર લટકણીઆં ફુલ તથા નાકમા એક ઝીણી હીરાની ડાળ હતી તથા હાથોમાં ઝીણી ઝીણી એક શેરની બસરઈ મોતીની બબ્બે બબ્બે બગડીઓ હતી. બીજીના હાથમા માત્ર સુવર્ણની જાડી જાડી બે બંગડીઓ હતી બેય ઉમ્મરે વીસ બાવીસ વર્ષની હતી. બેય અતિશય સ્વરૂપવાન્ હતી. જો કે એમાં કોને સરસ કહેવી, એ સહેલુ નહોતુ, તોપણ સાદા મેલાં કપડાવાળી બાળા કાઇક વિશેષ ગણાય તેવી દેખાતી હતી બેય બાળાઓ ચાલતે ચાલતે કાઇક ધીરે ધીરે વાતો કરી જતી હતી. બેયની ભાષા સરહદપારના મુલકોમાં બોલાતી પુષ્ટુ ભાષા જેવી હોવાથી, અન્યને તે સમજાતી નહોતી, તોપણ તેમની મુખચર્યા ઉપરથી જોનારને સ્પષ્ટ થતુ હતુ કે, તેઓને કોઇક જાતનો ભય તેમ જ ચિંતા વળગેલાં હતા એમાની ન્હાની જણાતી બાળા વધારે શોકગ્રસ્ત બનતી જતી હતી. આ બાળાનુ નામ રોશનઆરા, તેની સહીયરનું નામ ગુલજાર હતુ તેઓ રાવિને કિનારે પહોંચતા જ નાવના તરતા પુલ ઉપર થઇને સ્હામે તટે આવેલા શાહનશાહ જાહાંગીરના મકરબા તરફ જવાને જેવા વળ્યા કે, તેમની સાથે એક ત્રીજી બાલિકા ભેળાઈ.

આ બાળા પદર સત્તર વર્ષની, અતિશય સુકુમાર ગાત્રની, ચચળ નેત્રોવાળી, અતિશય સુદરાંગી હોવા ઉપરાત, તેના વર્તન ઉપરથી જ કુળવાન્ પણ જણાતી હતી. તેના વસ્ત્રો ને અલંકારો રોશનઆરાના જેવા જ આબેહૂબ હતાં, પણ તેની આંખો અતિશય રુદન કરવાથી ઝીણી થઈ ગયેલી હતી તથા તેના મુખ ઉપર શોક સાથે કાઇક ક્રોધ પણ પ્રકટ થતો હતો. તેના નાજુક શરીરનો રગ શ્વેત હોવા છતા કાઇક પીળાસ પડતો હોવાથી તે હિંદની પુત્રી હતી, એમ દેખાતુ હતુ મોતી બેગમ–એ નવી બાલિકાનુ નામ છે–સિંધ હૈદરાબાદના નવાબની એક પુરી પુત્રી હતી અને ઇરાનના સુબેદાર અલીકુલીખાને તેના પિતાનો નાશ કરીને તેની ઇચ્છા ઉપરાંત તેની સાથે લગ્ન કરીને તેને પોતાના જનાનામા મ્હોટી બેગમ રોશનઆરા સાથે રાખી હતી. તેઓનો વાર્તા સમારંભ ઉર્દુમા ચાલવા લાગ્યો અને તેઓએ અતિશય ત્વરાથી જાહાંગીરના આરામઘાહ તરફ જવા માડ્યું.

મોતી–"તમો કયાં સુધી આમ રુદન કરશો? મ્હારા વાલીદનો

શોકાગ્નિ શાંત પણ નહોતો પડ્યો, તેટલામાં જ મને પણ મ્હારા ગુસુફ-ઝાઇઓમાંથી લાવવામાં આવી હતી. આપણાં સ્ત્રીઓના નસીબમાં જ આવા સંકટો સહન કરવાનું છે ને તેટલુ છતાં પણ અંતે તો મોતનાં ફાકાં જ"

"પ્યારી રોશન, જીગરની બ્હેન, મ્હારે આ પરદેશી જુલમી રાક્ષસોના સમૂહમાં તમારા વિના એક પણ આધાર નથી, પણ આ ખાનોના વચનોનો કે પ્રેમનો શો વિશ્વાસ રાખવો?"

"ખાનસાહીબા, મને ખાનસાહેબે લગ્ન કીધા કે, બીજે જ દિવસે વચન આપ્યું હતુ કે, (જાનેમન! તુઝકો છોડકર અબ મય ઔર કીસીસે નીકા ન કરગા) પ્યારી જાન, તને મૂકીને હવે હુ કોઇની પણ સાથે લગ્ન કે નીકા નહી કરુ, પણ તે ક્યાં સુધી? વીશ દીવસમાં જ તેઓએ કંદહારની આ રમણીય વાટીકા જેવી ગુલજારના બ્હારનો નાશ કીધો તેના સૌંદર્યથી ખેંચાયેલા તેના કામી મને, તેના પતિનો તથા તેના શ્વસુરનો નાશ કીધો અને આ સગર્ભા બાલિકા ઉપર તે દુષ્ટ રાક્ષસે બળાત્કાર કીધો આવા જુલમી-પશુમા પણ નહી જોવામા આવતાં કૃત્યોના કરનાર જે ન કરે તે ઓછુ!"

"મુરબ્બી સાહીબા, એ તો હજુ ઠીક છે કે એક મુસલમીન ખાન ઓલાદની જ આ બાલિકા છે, પણ આ તો હવે હદ વળી! શું એક ચમારડીને તે પોતાની વડી બેગમ બનાવશે જે આપણા બધાના માન મરતબાનો પણ ખ્યાલ નહીજ કરે? શુ આપણને ખાનોની અને શાહોની બેટીઓને એક આવી હિંદવાણી ચમારડીના આગળ ગુલામ પેઠે ઉભા થવું પડશે? શું આ ખાનના જનાનાની માલિકા એક ચમારડી—જેના હાથનું જળ અમો મુસલમીનો પણ નથી લેતા—તેવી કાફર જાતની ઓરત—બનશે?" ગુલજારે કહ્યુ

"અફસોસ, સદ્હજાર અફસોસ! પણ ખાન સાહીબા, તે વાતનો વિચાર જ કરનાર કોણ છે? તેના જીવનની દાતા તે બાલિકાને તે ખુદાયી પેગામ જેવી ગણે છે ને તેની સાથે તેણે લગ્ન પણ કીધાં છે તથા તેને "ખાનમે જનાના"—જનાનાની વડી ખાનમનો ઇલ્કાબ પણ આપી દીધો છે"

"રોશન, પ્યારી રોશન, જો એમ જ છે તો પછી લાચાર! પણ હુ એક અમીરજાદી આવી રીતે એક ગુલામડી બનવાને પણ નાલાયક ચમારડીની ગુલામ—દાસી બનુ, તે પહેલા જ મ્હારા જીવનનો અંત લાવીશ પણ મરવા પહેલાં આ ચમારડીએ કેમ મ્હારા ખાવિંદનો પ્રાણ બચાવ્યો તે સાંભળવા માગુ છું તે જો તમોને કે ગુલજારા બહેનને માલમ હોય તો મને કહે" મોતી બેગમે પુછ્યું

"અહો! અહો! તે વાત તો સર્વ જેહાનને હવે રોશન થઇ ગઇ છે. પણ શોકમા ગીરફતાર રાત્રિ દિવસ પાણીનાં નેવાં વેહેવડાવનાર ત્હારા જેવા

સ્ત્રીઓના મોતીને તે વાતની ખબર ક્યાથી પડે? મને પણ યથાર્થ તો માલુમ નથી, પણ ગુલજાર સઘળુ જાણે છે. કારણ કે તે વખતે તે મસજીદની સામેની જ બારીમાં બેઠેલી હતી." રોશન બોલી.

"જીગરે મન, પ્યારી બહેનો, મ્હારા દુઃખની સાહેલીઓ, મ્હે જે જોયુ છે, તે સઘળું હુ તમને યથાર્થ કહીશ ને પછી અનેક જાનોના નાશ કરાવનાર આ દુષ્ટ શરીરનો અત લાવીશ ખુદા, ખુદા! કયા તેરે વહા દયા યા ઈન્સાફ નહી હય! બહેનો, આ સર્વ કહેવા જતાં મારુ દુઃખ ઉભરાઈ જાય છે. આ ગર્ભમાનો બાળક પણ મ્હારી સાથે નાશ પામશે તો તેના પિતા, પિતામહ, પિતૃવ્ય અને માતૃવ્યના મોતનો બદલો લેનાર કોઈપણ રહેશે નહિ! એવો વિચાર કરીને જ હું આ દેહ ધારી રહી છું. પણ યા અલ્લાહ! નેકપરવરદીગાર! મ્હારા એવા તે શા દોષ હશે કે, મ્હારે લીધે આટલી હત્યા? આવુ સ્ત્રી જાતિમાં પણ અમુલ્ય ગણાતુ સ્વરૂપસૌન્દર્ય મને શા માટે તેં આપ્યું?" આટલુ બોલતામાં તો દુઃખથી સ્હોરાઇને ગળી ગયેલી આ નાજનીન, હૈયુ ફાટે તેમ ઝારઝાર આસુ સારવા લાગી તેના દુઃખથી વધારે દુઃખિત થયેલી બન્ને બાલિકાઓએ તેને છાતી સાથે ચાંપવાને એકી વખતે હાથ લબાવ્યા અને બેયની વચમા તેને દબાવીને તેને શાત પાડી.

ઉપલો બનાવ ચાલુ હતો, તેવામાં પાસેની વૃક્ષરાજિમાં પદરવ જેવો કાંઈક અવાજ થયો તુરત જ ત્રણે સ્ત્રીઓએ એક જ બુરખાથી પોતાને ઢાંકી દીધી તથા આવનાર કોણ છે તે ગુલાબના વૃક્ષોની હારને ઓથે રહી જોવા લાગી. પણ તે પદરવ જેવો એકાએક સભળાયો, તેવો જ ગુમ થઈ ગયો અને તે હરિણીઓની ચપળ ચક્ષુઓની બારીક શોધ છતા પણ તેમને ત્યા કોઈ દૃષ્ટિએ પડ્યું નહી.

"મોતીખાન, બુરખો ઉઘાડો, તમારું ભીરુ અને દગ્ધ થયેલું અતઃકરણ તમને સર્વત્ર ભય જ દેખાડે છે. પણ અહી કોઈપણ નથી, માટે સ્વસ્થ થઇને બેસો." આ છેલ્લુ બોલનાર યુવતી પોતાને, ચાર બાહુલતાના પાશમાથી તેઓ ન સમજી શકે તેમ સરી પડી અને પાસેના હોજમાથી જળ લઇને પોતાનુ મુખ ધોવા લાગી; બેય બેગમોને પણ તેમ કરવા કહ્યુ. નિર્મળ જળના પ્રાશનથી શોકાગ્નિ કાઇક મદ પડ્યો હોય તેમ તેમની દુઃખિત મુદ્રાઓ ઉપરથી લાગ્યુ ત્રણે જણીઓ એક બીજાના પગને દબાવીને જાણે બેસવાને પૂરતી જગ્યા પણ નહોય તેમ ભીચડાઇને બેઠી, ગુલજારે પાછુ બોલવુ શરુ કીધુ. "યા ખુદા, કાલે મસજીદમા છેવટની કલમાઓ પઢવામા આવી ને બદગી કરીને સઘળી મજલીસ ઉઠી ત્યા સૂધી તો ત્યા કાઇપણ ગરબડ જણાતી

નહોતી પણ જ્યારે બધા બાહેર નીકળવાને દ્વાર તરફ વેગથી જવા લાગ્યા ત્યારે તે ભીચડાભીચડીમાંથી એક જણ અગાડી દોડી આવ્યો અને ખાનસાહેબના પદરક્ષક શોધીને (જોડા) તૈયાર કરતો હોય તેવો ડોળ કરીને મસીદના ઉમરા આગળ જ ઉભો રહ્યો તેના મસ્તક ઉપરનો મ્હોટો ફેંટો છેક આંખોની પાંપણો ઉપર થઇને એવી રીતે બાંધેલો હતો કે, તેના ઓથાથી તેનું મુખ લગભગ ઢંકાઈ ગયુ હતું મ્હોટી દાઢી ઉપરના વાળોનો સમૂહ બે તરફથી હોળીને ઉચે વાળીને ફેંટાના પેચમા દબાવી દેવાથી, તેના મુખ ઉપર એક બાહેર નીકળી આવતુ ઉચુ ને મ્હોટુ, છેડેથી તપેલા તાંબાના જેવું લાલ દેખાતુ નાક જ, માત્ર જોનારને દેખાતુ હતુ. તેણે એક સાદો મ્હોટો ભુરા રંગનો ઘણા જ દિવસથી ધોવાયેલો પણ નહી એવો પઠાણી સુરવાળ પહેર્યો હતો; અંગ ઉપર છેક ઘુંટણની પણ નીચે જતુ મ્હોટું સાહયા જેવું પહેરણ પહેરીને તે ઉપર કાળા મેંઢાનુ, અંદરના ભાગમા વાળ રાખીને સીવેલુ નગ બદિયાન હતું તેના ખભા ઉપરના પહોળા ચર્મપટામા મ્હોટા મ્હોટા પિત્તળના બટનો ચળકતા હતા તથા પાછળના ભાગમા એક ચામડાનો કોથળો લટકતો હતો– જેમાં તેની લાંપી અને વજનદાર મ્હોટી બંદુક તથા તેમા લટકતા ધુંધવાતા દોરડાનો ખોરાક–બારુદ અને ગોળીઓ ભરેલા હતા. તેની કમ્મરપરના પટામાં લગભગ દોઢથી બે ફુટ જેટલી લાંબી, પહોળી–કસાઈની છરીને વધારે મળતી આવતી એક છરી તથા બાજુએ લાંબી અર્ધ ગોળાકાર ધારાની તુશુર (તરવાર) લટકતા હતા તેના મસ્તક ઉપર મ્હોટા મ્હોટા કાળા વાળવાળી એક ઉંચી ટોપી હતી, જેની આસપાસ બખ્તરનુ કામ સારે તેવી ધારણાથી લોખંડની સાકળો વિંટાળી મૂકેલી હતી આ માણસની આંખો વારેવારે ચળકાટ મારતી હોય, જાણે કે તેમાથી અગાર ઝરતા હોય, તેમ ધ્યાનપૂર્વક જોનારને લાગતે, પણ આવી મ્હોટી મજલિસમા વિજયને માટે ખુદાતાલાનો ઉપકાર માનનારી બંદગીને અંતે, આનંદમાં આવેલા સમૂહમા કોઈનું પણ અત્યારે તેના ઉપર લક્ષ્ય નહોતુ તથાપિ તે તદ્દન જ લક્ષ્ય રહ્યો નહોતો

ખાન સાહેબના પદરક્ષક શોધવાનો ડોળ ઘાલનાર આ યુવાન ઉમરા આગળ ગોઠવાયો નહીં ગોઠવાયો, તેટલામા જ તેની સામે એક બીજો યુવાન પણ જાણે, અચાનક આવી ચઢયો હોય તેમ ત્યા ગોઠવાઈ ગયો આ નવીન આવનારની વય ૧૭–૧૮ ની હતી તે શરીરે લાંબો તથા પાતળો–અતિશય સમ અવયવવાળો અને એક નવયૌવનને પણ લજ્જિત કરે તેવી મનોહર આકૃતિવાળો હતો તેના બાળમુખ ઉપર મૂછનુ નામ પણ નહોતુ તથા તે સ્થાનને કોઈ પણ સમયે વાળ આવીને મુખ ચંદ્રમા કલંક લગાડશે, એવું લાગતુ, પણ

નહોતુ. તે આટલો સુકુમાર હોવા છતા પણ તેના હાથ પગ મજબૂત અને દૃઢ હતા, એમ જોનારને સ્પષ્ટ થતુ હતુ તેના મસ્તક ઉપર શુખ લોકોના પટકાને મળતો આવતો ખુલ્લા આસમાની રગનો સાફ ઝીણો જરીયાન પટકો બાંધેલો હતો અને તેના ઉપર લોખડની જાળીદાર ટોપી, ગરદનના પાછલા ભાગ ઉપર થઇને અડધો વાસાનું રક્ષણ કરે તેમ, કાનોને સતાડતી ગોઠવાયલી હતી તેણે હિંદુસ્થાની લોકોના જેવો તગ અને સાંકડી પણ કરચલીદાર બાહ્યોવાળો સ્વચ્છ જાડો સુરવાળ તથા ધુટણ સૂધી આવી રહેલો તેવો જ અગરખો પહેરેલો હતો. તેની પાસે હથીયારમા માત્ર એક લાબી અને પાણીદાર તીક્ષ્ણ સીધી બેધારી તરવાર તથા એક તદન ગોળાકાર જેવો ન્હાનો સરખો જમૈયો તથા એક ધણી જ ન્હાની પીસ્તોલ હતા. જાણે પ્રકૃતિએ જ તેને પ્રેરણા કીધી હોય—જેના પ્રેમની ઇચ્છાથી તે છેક પેશાવરથી અહી સૂધી વિજયી ટોળાની પાછળ પાછળ અથડાતો હતો તે–તેના જીવનનો પ્રાણ–તેના અતિમ હેતુને પાર પાડનાર તેના હૃદયનો સ્વામી–અત્યારે ભયમાં હતો અને તેથી તેણે તેના રક્ષણ માટે તતપર રહેવું. આ બધુ કહેતા વખત લાગ્યો, તેથી પણ ધણા જ થોડા સમયમા–એક બીજાને કદી પણ પૂર્વે નહિ જોયેલા, એકમેકથી તદન જ અપરિચિત આ બે યુવાનો, જૂદી જૂદી વૃત્તિ અને કામનાથી એકબીજાની સ્હામેં જ આવીને ગોઠવાઈ ગયા તેમની મુખમુદ્રા ઉપરથી સ્પષ્ટ થતુ કે, બેમાથી કોઈ પણ કોઇને જાણતુ વા પીછાણતુ નહતુ. તેમ જ તેઓના મનમાં શી ઇચ્છાઓ રમી રહી–ઉછળી રહી હતી, તેથી પણ તે અજ્ઞાત હતા તેઓ ગોઠવાયા નહિ, તેટલામાં તો વડા કાજીની પછવાડે જ પૂર યુવાનીમા આવેલો ચાળીસ પીસ્તાલીસ વર્ષનો–ભભકાદાર દેખાવનો–અતિ કદાવર શરીરનો–સોહામણી આકૃતિવાળો–પણ મુખ ઉપર જ દઢતા તથા સહજ સહજમાં ક્રોધાવિષ્ટ થવાની પ્રકૃતિની છાપ લઇને ફરનારો, મુલ્યવાન્ વસ્ત્રો ને શસ્ત્રોમા સજ્જ થયેલા–એક પુરુષ દ્વાર આગળ આવ્યો તેના આવી પહોચતા જ પ્રથમ કહેલ યુવાન્ તેને પદરક્ષક આપવા વાકો વળતો હોય તેમ નીચો વળી પાછો ઉચો થયો તથા વિજળી કરતાં પણ વિશેષ ત્વરાથી તેણે પોતાની છરીનો ધા તેના ઉપર કીધો. પરંતુ દૈવની ગતિ વિચિત્ર હતી. તેનો ઘા તે જુવાન્ ખાનના શરીરને સ્પર્શે તે પહેલા તો પેલા બીજા યુવાનની ધારદાર તરવારે તેના હાથના કાડાને, તેમા પકડેલી છરી સાથે કાપીને દૂર ઉરાડી મેલ્યો. ક્ષણભરમા આ બનાવ બન્યો, પણ તેટલામા તો ચારે તરફ ગરબડાટ મચી રહી. ખાનના અંગરક્ષકો તીડની માફક પ્રથમ કહેલા જુવાન્ ઉપર તૂટી પડ્યા. તેના શરીરને ચાલણી જેવુ બનાવી દીધુ. આ ધક્કામુક્કીના પ્રસગમા બીજા યુવાનને એક અતિ સખ્ત આંચકો લાગતાં તે જમીન

ઉપર તૂટી પડ્યો અને તેની સાથે જ તેના મસ્તક ઉપરનો ફેંટો તથા ટોપ ઉડી પડ્યા અને તેને સ્થળે શેષ નાગની ફેણને પણ લજાવે તેવો લાંબો, ભરાઉ ને રેશમ જેવા સુવાળા ને ચળકતાવાળોનો જટાકલાપ છૂટો થઈ મસ્તકને દીપાવવા લાગ્યો. સર્વનાં નેત્રો હવે તે આકૃતિ તરફ જોઈ ઠરી રહ્યાં પોતાના પ્રાણને બચાવનાર આ વ્યક્તિ યુવાન્ નહિ, પણ એક અતિ રમ્ય-મનહર ચિત્તાકર્ષક સંપત્તિવાળી નવયૌવના યુવતિ છે, એમ જોતાં જ, ખાન તેના તરફ વાંકો વળ્યો ને તેની મૂર્છિત આકૃતિને પોતાના વિશાળ, પુષ્ટ અને માંસલ બાહુમાં ઉપાડી લીધી તથા પોતાના અંગરક્ષકોમાંના ચારને સોંપીને તેને માન મરતબા તથા સંભાળ સાથે પોતાના ખાસ તંબુમાં મોકલાવી દેઈ, પોતાના ખાસ વૈદ્યને તેની સારવાર કરવા મોકલી આપ્યો. તે સ્થળેથી સઘળી આંખોને વિસ્મિત કરનારી આ લલનાને દૂર કીધા પછી, ખાન સાહેબે પોતાના ઉપર હુમલો કરનાર યુવાન્ કોણ હતો, તેની તપાસ કરવા માંડી તેનું મુખ જોતા જ ખાને તો નહિ પણ તેના અંગરક્ષકોમાંનો એક, જે એક ચુસુફજાઈ હતો તેણે તેને ઓળખ્યો. પ્યારી-દયાની મૂર્તિઓ! તે બીજો કોઈ જ નહિ, પણ આ હતભાગિણી પાપિણીનો દીયર-મ્હારા પતિના કાકાનો પુત્ર, હતો મ્હારા તથા મ્હારા ગર્ભના રક્ષણ માટે કુટુંબમાં રહેલા છેલ્લામાં છેલ્લા બાળકનો આ પ્રમાણે ભોગ અપાયો, તે જોઈને હું મ્હારા સ્થાન ઉપરથી બેભાન થઈને પડી ગઈ, ત્યાંથી આપે જ આવીને, ઓ ખુદાની રોશની રૂપ પ્યારી રોશનઆરા! મને ઉપાડી લીધી હતી તથા ઉપચારોવડે શુદ્ધિમાં આણી હતી!"

આ પ્રમાણે ગુલજારે પૂર્વે દિવસનું વૃત્તાંત સંભળાવ્યું. તે સાંભળીને બેય બેગમો શોકથી ઝારઝાર આંસુડાં સારવા લાગી. ગુલજારને દીલાસો આપવા લાગી તે સાંભળીને રોશનઆરાએ, જ્યારે શાહ ઉપરના હુમલાની નિષ્ફળતા માટે શોક દર્શાવ્યો, ત્યારે વેર તથા કીનાની વૃત્તિઓને જન્મ આપનાર અનેક સંજોગો વચ્ચે ત્યાં આવીને ખાનની બેગમ બનેલી પણ હિંદની પવિત્ર ભૂમિમાં ઉછરેલી મોતી બેગમે, પોતાના પતિના રક્ષણને માટે પ્રભુનો ઉપકાર માન્યો "રૂડો ભુંડો તોએ પતિ એ મ્હારો!" એવા જ મનોભાવવાળી આર્ય રમણીઓના પ્રસંગમાં ઉછરેલી આ બાળાએ, તે ક્રૂર, પણ શાસ્ત્ર રીતે પોતાના પતિ થયેલ ખાનના જીવનને બચાવનારી યુવતીની પ્રશંસા કીધી તથા તે ચમારડી તો શું, પણ ગમે તેવી અધમ જાતિની હોય તોપણ તેને પોતાના પતિની અને તેથી પોતાની જ પ્રાણદાતા પ્રમાણે ગણવાને તથા તેને પોતાની બરોબરની અથવા તો ખાન સાહેબની મરજી હોય તો પોતાથી પણ ઉચ્ચ પદની બેગમ તરીકે સ્વીકારવાને, તેણે પોતાની ઇચ્છા, સ્પષ્ટાક્ષરોમાં પ્રદર્શિત કરી.

આ વાર્તા પ્રસગ ચાલતો હતો, તેટલામા પાછળથી કોઈ યુવાન્ એકાએક બહાર નીકળી આવ્યો તથા તેની જ સ્હામી તરફથી તેવી જ એક યૌવના દોડી આવી આ અચાનક આવનાર યુવાનને જોતા જ ત્રણ જણી પ્રથમ તો ચોંકી, પણ પછી મર્યાદાસર ઉભી થઈ, પોતાના દરજ્જાને છાજે તેમ નમન કીધુ. તે યુવાને તુરત જ પોતાની ભુજાના પાશમા ઉચ્ચ વૃત્તિવાળી પતિપરાયણ અમીરજાદી **મોતી** બેગમને બાધી લીધી. જ્યારે **રોશન**આરા તરફ એક કરડી પણ તીવ્ર દષ્ટિ નાખી તેને જણાવ્યુ કે, તેના ઉદ્ગારો પણ તેણે સાંભળ્યા હતા. આ સહસા બનાવથી સુકુમાર **મોતી** બેભાન થઈ ગઈ ખાન—આ નવીન આવનાર યુવાન્ બીજુ કોઇ જ નહિ પણ ઉપરોક્ત ખાનસાહેબ જ હતા—**મોતી** બેગમ સાથે જમીન ઉપર જ બેસી ગયા ને પોતાના ખોળામા તેનુ માથુ મૂકીને તેને ઉપચાર કરવા લાગ્યા થોડીવારમા તેના કમળના સરખા સુદર નેત્રો હાલ્યા—પાપણો ઉઘડી, ભાન તથા શકિત આવતા શરમાળ ચહેરે કાઇક સ્મિત સાથે તે એકદમ બેઠી થઈ ગઈ ને ખાનની બાજુપર તેના ખભાનો આધાર લઇને તે ઉધે પગે બેઠી તે તેમ, બેઠી કે તુરત જ શાહે કહ્યુ, "અલ્લાહે અકબર ! ખુદાવિદ ! વલ્લાહબિલ્લાહ ! પ્યારી જાન, કુછ ચિતા મત કર તને જ મ્હારા જનાનાની અધિષ્ઠાત્રીનુ પદ આપુ છુ. તુ જ મ્હારી મુખ્ય ખાનમ છે ને રહેશે ને આ પુરણીયા તો ત્હારી ને મ્હારી સેવામા જ રહેશે. અલહેમ દુલિલ્લાહ ! જાનેમન, જો તુને ફરજદ નહી જ થશે તો જ મ્હારા વારસ તરીકે આ પુરણીયાના બાળકનો હક રહેશે."

ઉપરના શબ્દો ખાનના મુખમાથી નીકળ્યા નહિ હોય, તેટલામા જ ખાનના માણસો મ્યાના વગેરે લઇને આવી પહોંચ્યા અને સર્વ મડળ પાછું **લાહોર** તરફ રવાના થઈ ગયુ

ઉપરના બનાવને અનેક વર્ષો વીતી ગયુ છે માત્ર ઇતિહાસકાર તથા નવલકથાકાર સિવાય અન્ય કોઇને પણ તે બીનાનુ સ્મરણ રહ્યુ નથી સર્વને હસ્તામલકવત્ જોનાર પરમ ચિદ્શક્તિ તેનુ સપૂર્ણ વિસ્મરણ થઈ જવા ઇચ્છતી નહોતી

આ બનાવનુ પરિણામ જ પાછળથી વર્ણવવામાં આવનાર **કત્લે આમ** હતી, એટલુ જ માત્ર અત્રે કહેવું બસ છે

ખાન તે **નાદીર** કુલીનો બાપ અલીકુલીખાન, અને પુરણિયા તે **લાહોર**ની પડોશના એક ગામડાની રહીશ ચમારણ ! **નાદીર** કુલીની મા

-----

## પ્રકરણ ૨ જું.

## શાહનું અંતઃપુર–ચકમકનો ઉદ્ભવ.

"મારા કેસરભીના કથ હો, સીધાવોજી રણવાટ." ના૦ ૬૦ કવિ.

ઇરાનની ભૂમિ આર્યવીરોનું દ્વિતીય રમણસ્થાન હતુ પુરાતન કાળમા મેરુ ભૂમિમાથી પ્રકૃતિના અનેક ઉત્પાતોને લીધે, વસતિસ્થાનનો ત્યાગ કરીને એક મહાન્ સુધરેલી અને વિદ્યાની શોખી પ્રજા ભૂમંડળમા રટણ કરતી નીકળી હતી–સ્કધ પ્રદેશમા વાસો વસી, સૂર્યના શત્રુરૂપ બરફના અગાધ અસહ્ય વર્ષાથી તે રસાળ પ્રદેશને છોડી, દક્ષિણ તરફ તે બુદ્ધિમાનોનું ટોળુ અગાડી વધતુ વધતું છેક આર્યાવર્તમાં–બ્રહ્માવર્તમાં આવીને વસ્યું હતુ આમાનો જ એક ભાગ, કોઇપણ આતરીય કારણોને લીધે પાછો છૂટો પડી પશ્ચિમ તરફ ધસી ગયો હતો અને ત્યાં નવું આર્યસ્થાન–ઇરાન સ્થાપ્યું હતુ. કાળના પ્રબળ, પ્રવાહમાં વહેનાર બેય સ્થાનોના નરનારીઓએ પોતાના જાતિ સ્વભાવનુ દુનિયાને દર્શન કરાવ્યું છે. અનેક પ્રકારનાં સુખ અને શાતિ ભોગવી, વિજયનાં તોરણો એક સમુદ્રથી બીજા સમુદ્ર સૂધી બધાવી, પોતાની પતાકા તેણે પૃથ્વીના અનેક દેશોમાં ફરફરાવી હતી જ્યાં તેઓ ગયા હતા ત્યા ધર્મના, જ્ઞાનના, વિદ્યાના અને નીતિના પાઠો પઢાવ્યા હતા અને ત્યાની વિદ્યા તથા લક્ષ્મીને ધસડી લાવીને પોતાની માતૃભુમિને દીપાવી–શૃંગારી હતી. પરંતુ આ વાર્તાના કાળમાં એટલે કે મહાત્મા ખ્રીસ્તની અરાડમી સદીના પ્રારભમાં આ બેય દેશોમાં એક સરખી જ દુરાવસ્થા પ્રસરી રહી હતી. સર્વત્ર લુટફાટ, મારામારી ને કાપાકાપીનું રાજ્ય જોવામા આવતુ હતુ. જો કોઇ બળવાન્ કે બુદ્ધિવાન્ બાદશાહ રાજ્યસત્તાનો અધિકારી થતો તો તેટલો વખત દેશમાં કાઇક અશે આતરીય શાતિ પ્રસરી રહેતી, પરતુ તે વખતે પણ તે અધિષ્ઠાતા શાહ પોતાના જાતિ સ્વભાવાનુસાર બીજા કોઈ પણ પ્રકારના નવા નવા દુ:ખોથી પ્રજાને ત્રાસ આપવામાં પછાત પડતો નહોતો. જ્યારે સત્તા નબળા અધિકારીના હાથમા આવતી ત્યારે રાજ્યના ન્હાના મ્હોટા અમલદારો સ્વતંત્રપણે–યથેચ્છિતપણે પ્રજાવર્ગને સતાપતા ને દેશમાં સ્ત્રી કે પુરુષની કોઈ પણ જાતની સંપત્તિ સુરક્ષિત રહી શકતી નહોતી.

રાજ્યલોભી અને ધર્માંધ પણ પ્રતાપી ઔરગજેબના મરણ પછી હિંદમા દુર્દશા વર્તી રહી હતી. કેટલીક વેળાએ તો છેક શાહનશાહના ખુદના બગીચામા પણ સ્ત્રીની સપત્તિ કે પુરુષના પ્રાણ હરાતા. આવી જ દુર્દશા ઇરાનમા પણ પ્રબળપણે પથરાઈ ગઈ હતી તેમાથી તેનુ તારણ કરનાર યુવાન્ યોધો અત્યારે ત્યા શાહીપદ ભોગવતો હતો. તેણે તળ ઇર

તેના લગ્ન કરીશું. ઓ શાહનશાહે હિંદ! જો મ્હારી આ માંગણીનો અસ્વીકાર કરશો તો મ્હારા બહાદુર વીરો, સિપાહસાલારો ને ફોજીઓ, મારા શુરવીર અફઘાનો ને અફશરો, તમારી તેવી ઉદ્ધતતાની શિક્ષા કરવાને તૈયાર રહેશે ને મ્હારો વીર્યવાન્ રેજાખાન જાતે આવીને સ્વહસ્તે તમારી પાસેથી તે પુત્રીને મેળવશે! નુરે ઇસ્લામ અને શાહે ઇરાન નાદીરના હાથો લાબા છે, તેનાં શસ્ત્રો તીવ્ર ને પાણીદાર છે, તેનાં માણસો શુરા, પૂરા ને ઉત્સાહી છે, તેનો ખજાનો ભરેલો હોવા છતા તખ્તે હિન્દની દૌલતથી તે વધારે ભરાવાની ઇચ્છાવાળો છે, પવિત્ર અલિનો આ દાસ પોતાની માગણીનો સ્વીકાર કરાવવાની શક્તિવાળો છે, માટે જે પણ જવાબ આપો તે વિચારીને જ આપજો"

"માલિકે મુલ્ક, આપના આ કહેણનો પ્રત્યુત્તર નકારમાં આપવાની તે એશઆરામી, જનાનાવાસી શાહનશાહની સહેજ પણ હિમત થવાની નથી, ને થશે તો મ્હારા વહાલા ખાવિંદ તેનો પૂરતો બદલો લેવાને સમર્થ છે માટે, દરિયાએ હાફેઝ! હવે આરામ કરો" ઉપલા પાછલા બોલો એક પછી એક ધીરે ધીરે બોલતાં, વચમા વચમાં શાહના મુખ ઉપર પ્રેમભરી આનંદોત્સાહ દર્શક દૃષ્ટિ ફેરવતા, તે લાવણ્યમયી પ્રૌઢા—એ વીર પુત્રોની માતા—નાદીરના પ્રથમ પ્રણયની માલિકા, હાસ્ય સાથે તેને કોટે ફરીથી વળગી પડી કે શાહનો ક્રોધાગ્નિ પ્રેમાગ્નિમાં બદલાઈ ગયો. તેણે તેના "તોપઝ"ના વહનથી, કર્કશ બનેલા હાથોથી, તેના ગાલ ઉપર પ્રેમપૂર્વક આગળીઓ અફાળીને એક સ્મિતપૂર્વક ચુંબનરૂપી ઇનામ આપી, શીરાઝના દ્રાક્ષારસને પણ હરિફાઈમા હરાવી નાખનાર અધરામૃતનું પાન કરતા કરતા, ક્રોધથી તપેલા તેના શુષ્ક કંઠને ઠંડો પાડવાને, તેમા બે મ્હોટા મ્હોટા જામ ભરીને દારુ રેડી દીધો. જો કે બાહ્ય દૃષ્ટિથી નાદીરનુ મન શાંત થયું જણાતુ હતુ, પણ તેનો વેગ હજુ શમી ગયો નહોતો. તેની નિદ્રા આજે શાંત અને સ્વસ્થ નહોતી, પણ તે વચમાં વચમા બરાડી ઉઠતો હતો અને તે તેના ચોંકાવનારા શબ્દો હિન્દના, બોખારાના અને તુર્કીના, ત્રણેના ઉપર આફત વર્ષાવશે, એવી આગાહી આપતા હતા આજની આખી રાત્રિ શાહોના શાહને ઘણી જ લાબી લાગતી ને વચમા વચમા તે જ્યારે ઝબકી ઉઠતો ત્યારે તેની પ્રેમી ભાર્યા, પોતે અણધાર્યા પ્રજ્વલિત કીધેલા આ કોપાનળનું શુ પરિણામ આવશે, તેની ચિંતાથી નિદ્રા રહિત થયેલી, તે સૌંદર્યવતી યુવાનખાનમ, તેને પ્રેમના શબ્દોથી વધાવી લેઇને શાંત કરતી તથા શીરાઝના જામથી તથા કુદરતના અમૃતપૂર્ણ ઓષ્ઠોથી તેને પ્રસન્ન કરીને પાછી ઉંઘાડી દેતી હતી તેણે રાત્રિમા જ ઠરાવ કીધો કે, એક પછી એક ત્રણે શાહનશાહતો ઉપર માંગણી મોકલવી ને પૃથ્વીપરની

ચારે શાહનશાહતોને કયાં તો એક પદે કરવી અથવા તો લગ્નની પવિત્ર ગાંઠ સાધીને ચોખંડ પૃથ્વીમાં ઇસ્લામનો વાવટો ફરકાવનાર ચારે શાહનશાહતોમા-પરસ્પરમા પ્રેમ ને મિત્રાચારી વધારવી ને સાચા દીનનો ચારે તરફ ફેલાવ કરવો •



## પ્રકરણ ૩ જું.

## વિસ્ફુલિંગ ઝર્યું !

"જર, જોરુ ને જમીન," એ ત્રણેને ઉત્પાતમૂલક કહેનાર કવિએ સહેજ પણ અતિશયોક્તિ કીધી નથી આ પૃથ્વીના પડ ઉપરના કોઈ પણ દેશના કે પ્રજાના-ભૂતકાળના કે વર્તમાનકાળના-ઇતિહાસના પાના જોનારને આ કહેતી અક્ષરશ સત્ય જણાશે જ જ્યાં દૃષ્ટિપાત કરશો ત્યા આ ત્રણમાંથી એક, બે કે ત્રણેના નિમિત્તે ઉલ્કાપાત થતો-પ્રલયાગ્નિ પેરે સર્વત્ર વિનાશ ને શોકનો વૃષ્ટિ થતો-દેખાશે. એક પ્રજાના ઉદયકાળમાં બીજી પ્રજાઓ ઉપર લૂટ ને અગ્નિના વર્ષાદ વર્ષાવનાર લડાઇનુ નિમિત્ત, ધર્મ-નામધારી ધર્મ-ખરેખર તો રાજ્ય લોભ કે ધન લોભ જ-માથી ઉદ્‌ભવતુ, પવિત્ર યજ્ઞની આહૂતિ અર્થે નિર્માયેલ અશ્વના રક્ષણ નિમિત્તે ભારતવર્ષમા કેટલીવાર ચારે તરફ પ્રાણની અને સુખની હાનિ કીધી છે, તે રામાયણ, મહાભારત, તથા બીજા અનેક કાવ્યો અને પુરાણોના વાચકને નવુ સમજાવવાનું નથી વેદના ઉદ્ધારાર્થે જ ભગવાન્ મત્સ્યેન્દ્ર પ્રકટ્યા હતા, ધર્મ ઝુંડો ફરફરાવવાને જ, પૃથ્વી ઉપરના આર્યધર્મના વિરોધી અસુરોનો સંહાર કરવાને જ,-ભગવાન્ નૃસિંહ, રામ અને કૃષ્ણના અવતાર થયા હતા, તે જ કારણે સ્માર્ત અને વૈષ્ણવોએ પરસ્પરના માથાઓ ઉડાવી તેની રુંડની માળ જગતના પ્રલયના અધિષ્ઠાતા દેવ શંકરના ભયાનકરૂપ ભૈરવના-કાળના કંઠમા અનેકવાર આરોપી હતી, અને હજુ પણ આજે મહાત્મા ઇસુની વીસમી સદીના આરંભમાં પણ, જ્યારે વિદ્યાના સત્વમય પ્રવાહથી શુદ્ધ થયેલી પ્રજાઓ, પરસ્પરમાથી ધર્મનિમિત્ત ઝગડાઓને દૂર કરવાને મથી રહી છે અને સર્વ ધર્મ પ્રતિ સમાનવૃત્તિ રાખવાને ઉદ્‌બોધી રહી છે, ત્યારે પણ ચોખૂણ પૃથ્વીમા અનેક તારકો-ના, મોભાગ્રબુદ્ધિવાળાઓ, તપ કે પવિત્રતાના ઉગ્ર પ્રતાપથી અરક્ષિત, એક કુવામાના દેડકા જેવા અનેક ધર્મના ઝઘડાઓ મચાવી, કેહેર વર્તાવે છે ! ધર્મના નિમિત્તે જ હિંદમાં અનેકવાર પરસ્પરમાં કેહેર વર્તાવ્યો હતો. એ જ યુરોપના સર્વ દેશોના, એશીયાના સર્વ દેશોના અને આફ્રીકા તથા અમેરીકાના સર્વ ભાગોના ઇતિહાસમા પણ જોવામાં આવે છે. જનકલ્યાણાર્થે સ્વદેહને વિસર્જન કરનાર ક્રાઇસ્ટના આરામધામની પ્રાપ્તિ નિમિત્તે, ખ્રીસ્તના દશમાથી તે સત્તરમા સૈકા લગીમાં કેટલુ લોહી રેડાયું છે, કેટલો કચ્ચરઘાણ નીકળ્યો

તે "ક્રુસેડ"—અહાહા—ધર્મયુદ્ધના બ્યાનો આપનાર ગ્રંથો જોવાથી માલમ પડે છે "કેથોલિક" અને "પ્રોટેસ્ટંટ" મતોના વંજામાં સપડાયલી પાશ્ચાત્ય પ્રજાઓના ક્યા દેશમાં પરસ્પરનો વિગ્રહ નથી થયો કે કયા આગળ એક જ દેશ અને જાત તથા ધર્મના બધુઓએ એકબીજાનો નાશ, યુદ્ધથી, વિષથી કે અગ્નિથી નથી કીધો? "એક હાથમાં તલવાર ને બીજા હાથમાં કુરાન" નો ઉપદેશ આપનાર બગદાદના ખલીફાઓએ તથા બીજા ન્હાના મ્હોટા શાહોએ, તૈમુર તથા જંગીસખાન જેવા પ્રબળ લુટારાઓએ, ઇસ્લામના પવિત્ર નામને રક્તથી કેટલી-વાર તરબોળ કીધું હતુ, તે ક્યા આ દેશની પ્રજાથી અજાણ્યુ છે?

આવી રીતે ધર્મ અનેકવાર સહારનુ કારણ થઈ પડેલો જાણ્યો છે પણ તેના કરતા વિશેષ સહાર કર્તા તો જગતની વૃદ્ધિ કરવાની અપરિમેય શકિત ધરાવનાર સ્ત્રી જાતિ જ નિવડી છે. પ્રજાઓની વૃદ્ધિ કરનાર પુરુષના અર્ધાંગ તરીકે સર્વત્ર સ્વીકારાયેલી નિર્બળ કહેવાતી નારીએ, ક્યા સહાર નથી કરાવ્યો? કયો દેશ તેના નિમિત્તે પ્રજ્વળેલા અગ્નિથી બચ્યો છે? કઇ પ્રજા તદર્થે ઉદ્‌ભવેલા યુદ્ધોના દારુણ પરિણામોથી ને હાનિથી બચેલી છે? પાશ્ચાત્ય કે પૌર્વિય સર્વ દેશોમા, સ્ત્રીને અર્થે અનેકવાર અનેક જાતના કષ્ટાગ્નિ વર્ષેલા છે ઇતિહાસના આરભથી જ શુ ગ્રીસ કે શુ રોમ, શુ ઇજીપ્ત કે શું ઇરાન, શું તુર્ક કે શું ચીન, શુ હિંદ, કે શું ઇગ્લંડ, સર્વ ઠેકાણે સઘળી પ્રજામાં બીજા બધા નિમિત્તો કરતા સ્ત્રી નિમિત્તે જ—સ્ત્રીને લીધે જ—નારીના પ્રભાવે જ—અબળાની પ્રબળ સત્તાને કારણે જ—વધારે સહાર, વધારે નાશ ને વધારે હાનિ થયેલી જોશો.

મહાભારત તથા રામાયણના મહાયુદ્ધો, સમુદ્ર મન્થનાતે દેવ દૈત્યોના વિગ્રહ, ટ્રોયનો વિનાશ, રાજપૂતસ્થાનના શિરોભાગે નિરાજી રહેલા ચિત્તોડ અને ઉદેપુરના ખંડિયેરો, કર્નાલનુ યુદ્ધ અને, દિલ્હીની કત્લેઆમ પણ આ જ કારણને આભારી છે. પૃથ્વીના ઇતિહાસમા મહારાજ ભર્તૃહરિના રાજ્યપદના ત્યાગ કીધા પછીથી તે અત્યાર સુધીમા દરેકે દરેક દેશે, સ્ત્રી નિમિત્ત ઘણુ જ સહ્યુ છે. જેમ પ્રજાની સ્થિતિના કાળમા ધર્મ નિમિત્ત યુદ્ધો—કષ્ટો અને વિપ્લવો દરેક પ્રજાએ ને દેશે જોયા—અનુભવ્યા—સહ્યાં ને સહેવા દીધાં છે, તેમ જ પ્રજાના યુવાવસ્થાના કાળમાં કામદેવની પ્રબળ શક્તિને વશ થયેલી, યુવાનીના ઉછળતા લોહીના નવિન વેગને બળથી વહન કરતી પ્રજાઓએ, સ્ત્રીનિમિત્તે, સ્ત્રીની લાલસાએ—દરેકે દરેક પ્રજાએ, પરસ્પરમા તથા બીજી પ્રજાઓ સાથે અનેક યુદ્ધો—વિગ્રહો—દારુણ રમખાણો મચાવ્યાં છે—હજારોની કત્લો કીધી છે ને કરાવી છે—લક્ષાવધિ જનોના પ્રાણો હરી હરાવી તેમના કુમળા સ્ત્રી પુત્રોને નિરાધાર, દુખી ને કલ્પાંત કરતા બનાવ્યા છે. મદોદરી સરખી સર્વરૂપ ગુણ લાવણ્યસપન્ન ભાર્યાથી અસતુષ્ટ બનનાર બ્રાહ્મણ વિદ્વાન્ રત્ન, આર્યકુળોત્પન્ન, પણ અનાર્ય જાતિઓ

ઉપર અધિકાર ઝમાવી, તેમની રીતિ નીતિમાં વર્તનાર ગર્વોદ્ધત રાવણ, સહકુટુંબ સહપ્રજા આજ કારણે વિનાશ પામેલો વાલ્મીકિએ વર્ણવ્યો છે. વિશ્વવિજયી ગણાતું ટ્રોય, તેમાં જ નાશ પામી ગયુ હતુ અનેક વીરોના ભોગે પ્રાપ્ત કરેલુ ઇજિપ્તનુ સ્વાતંત્ર્ય, રોમ મહારાજ્યે તે જ કારણે ગુમાવ્યું હતુ. ગ્રીસના સમગ્ર રાજ્યો સામે સફળ પ્રયત્નો કરી એથેન્સની કીર્તિ ગજાવનાર પેરીકલીસનો વિનાશ એક સ્ત્રીએ જ કરાવ્યો હતો! ચોહાણકુળતિલક પૃથ્વીરાજની પડતીનો અને સાથે સાથે જ હિંદમાના હિંદુ સાર્વભૌમપદનો તથા સ્વરાજ્યનો, રાજપૂતોના હાથમાંથી નષ્ટ થવાનો આરભ—પાયો—પણ એક સ્ત્રીના તથા ધર્મના નિમિત્તમાંથી જ રચાયો હતો.

જેમ પ્રજાના યુવાવસ્થાના કાળમાં સ્ત્રી પડતીનુ તથા અનેક વિગ્રહોનું મૂળ રોપનાર જણાવી છે, તેમ જ ધન—દ્રવ્ય—જર તેનું મહાકારણ બનેલુ જોયું, સાભળ્યુ ને અનુભવેલુ છે. પાશ્ચાત્ય પ્રજાઓના ઉદયનો ઇતિહાસ એ આ જ નિમિત્ત દાખવે છે. બીજી પ્રજાઓના સુખ શાંતિનો—સ્વતત્રતાનો—દ્રવ્યનો—તેમને હાથે થયેલા હ્રાસનો જ તે ઇતિહાસ છે વ્યાપાર નિમિત્તે બીજા દેશોમાં જઈ, ત્યા યેન-કેન પ્રકારેણ પોતાનો પગદડો રોપી, મર્કટરીતિ મુજબ ધીરધીરે તેમા પગપેસારો વધુ ને વધુ કરતાં જઈ, આખરે તે આખા દેશના દેશ હોઇયાં કરી જઈ, ત્યાની પ્રજાની બાહ્ય દૃષ્ટિએ ઉન્નતિ કરવાની ભાવના દાખવી, કેઈ પ્રાચીન પ્રજાને તેમણે રોળી નાખી નથી? તમારુ તે મ્હારું ને મ્હારું તો મ્હારુ છે જ, એ શુષ્ક વેદાન્તનો તે પ્રજાના સર્વ વર્ગોએ ઘણા આદરથી અભ્યાસ કીધેલો છે. તમારા દેશમાં તમારે ઘેર-હુ મ્હારી સ્વેચ્છાથી આવું—તમારા નિમન્ત્રણ વિના આવું—તમારા બોલાવ્યા વિના પેસું—તમારી અનિચ્છા છતા વાસો વસી રહું—તમારી સ્પષ્ટ નારાજી છતાં ઘર વસાવું—અને તેટલુ છતા તમો મ્હારો યથોચિત સત્કાર ન કરો—મને સર્વ પ્રકારની સાનુકૂળતા ન કરી આપો—તો પછી તે બળાત્કારે માગવાનો પણ મ્હારો હક છે અને તમને મુખેથી મ્હારાજ, એવો તકાદો કર—જિહ્વાએ પોતાના કહી ગાઉ—તમોને મ્હારા મહાન્ અગના જ એક ભાગરૂપે ગાઈ—વજાડી—પોકારી—જાહેર કરુ;—છતા તમો મ્હારા અંગમાના એકનો—સ્પષ્ટપણે મ્હારા તરીકે સ્વીકારાયેલા હોવા છતાં—મ્હારા અગમાના બીજા, તમારો તિરસ્કાર કરે, તમોને વિના કારણ દુ ખ દે-સતાવે—રંજાડે—દુ ખી કરે—સંતાપે ને છેવટે તાડે—મારે કે હાકી કહાડે,—તોપણ હુ તમારુ રક્ષણ કરવાને બધાયેલ નથી! તેટલુ જ નહિ, પણ તેના બદલામા જો તમે કોઇપણ જાતનો પ્રતિકારરૂપી પગલું ભરવાનો દાવો કરશો તો તે હુ તમારો હક સ્વીકારી શકીશ કે અમલમાં મૂકી શકીશ નહીં! આ પ્રમાણે ત્રીજા યુગમા વ્યાપાર નિમિત્તે—ધન નિમિત્તે—અનેક દેશોની પાયમાલી થયેલી નજરે જોઈ—સાભળી—વાચી—અનુભવેલી છે. પીરુ અને

મેક્સીકોની કહેવાતી જગલી પણ ઇતિહાસકારોના મત પ્રમાણે તે કાળના સ્પેનિયર્ડોનો અને પોર્ટુગીસો કરતાં વધારે સુધરેલી પ્રજાનાં આજે નામ નિશાન પણ દેખાતાં નથી હિંદ-ભૂમડલના મુકુટમણિ-ચુડામણિ જેવુ હિંદ-પવિત્રમાં પવિત્ર ભૂમિ-સાક્ષાત્ પરમાત્માના વિહારની રમણીય વાટિકા, અનેક ધર્માધિકારીઓ તથા સ્થાપકોની ઉત્પાદક વિશાળ ઉદ્યાનશાળા-જે પરતત્ર દશા અનુભવે છે, તેનુ પણ કારણ આ તૃતીયકાળનો વેગવાન દ્રવ્યોપાર્જનનો પ્રવાહ જ છે આ જ વ્યાપાર નિમિત્તે જાપાન ઉપર પણ ઘુજારો ગયો હતો તેવા જ કારણે ચીન જાપાન, ચીન રશીયા અને રશીયા જાપાન લડ્યા હતા આવા જ વ્યાપાર માટે યુરોપની જુદી જુદી પ્રજાઓ અત્ર આવી હતી ને અત્ર વ્યાપારની વખારો ઉઘાડી શનૈ શનૈ. ન્હાના ન્હાના તે કાળમા હિંદમાં જોવામાં આવતા કિલ્લા જેવા મજબૂત સરક્ષિત કારખાનાઓ-વખારો-કોઠીઓ ઉભા કરીને પ્રથમમા પોતાનો પગપેસારો કીધો હતો તેમ જ યુરોપ એશીયાના બીજા સર્વ દેશોમા સર્વત્ર તે પ્રજાના સ્વદેશ પ્રેમી સ્વાર્થ ત્યાગી વીરજનોએ, શાહનશાહ-રાજા-અમીર-ઉમરાવોની સેવા કરી, તેના પારિતોષિકમા પોતાને માટે કાંઈ પણ ન માગી લેતા, પોતાના દેશીજનો માટે કેટલાક વ્યાપારી હકો માગી લીધા હતા આ પછી તેના માણસોમાંના કેટલાક વિચક્ષણ પુરુષોએ, દેશમા ચારે તરફ ચાલતી અવ્યવસ્થા-અધાધુની જોઈ-રાજ્યના ન્હાના મ્હોટા અમલદારોની પરસ્પરની ઇર્ષ્યા-રાજ્યને ભોગે તે દેશના જનોના અવજોગે, પોતાની જ સત્તા વધારવાની ઘેલછા પારખી,-સ્વાર્થરત આ આધળાઓ, સોનાના ઇડા આપનાર મૃગનુ રક્ષણ કરી, તેના દ્વારે પોતે પણ સુખી બનવાની ઇચ્છા ન રાખતાં, એક બીજાનાં મૂળ છેદવાની લાલસામાં, પોતાની સમગ્ર સસ્થાના પોષક વૃક્ષના મૂળનો ઉચ્છેદ કરવા મથતા હતા, તે પ્રત્યક્ષ કરી! હવે કોણ મૂર્ખ હોય કે તેનો લાભ પોતાના દેશને માટે મેળવી લેવાની સ્વદેશદાઝની વૃત્તિ ન કરે? દેશમાંના જૂદા જૂદા રાજા-મહારાજા-નવાબ-સુલતાન-બની બેઠેલા, ભાઈ ભાઇને કાપવા ધારે, ત્યારે કોણ સ્વાર્થ ન સાધે? મૂળમા દિલ્હીશ્વરના અમલદાર-સુબાઓની દરબારોમાં પોતાનો પગપેસારો તેમણે કીધો આ દરબારોમા ભરાઈ, ત્યાની ચેષ્ટાઓ જોઈ, તેઓએ તેમનો ઉપયોગ પ્રથમમા તો પોતાના દેશના-ખડના-બીજા ભાગોની-બીજી પ્રજાઓનો પગ કાઢવામા કીધો કોઇને કોઈ નિમિત્તે આ પાશ્ચાત્ય પ્રજાઓ આ વિદેશી ભૂમિમાં આવ્યા પછી પણ પરસ્પરમા વિગ્રહો કરવા લાગી અને જ્યાં સુધી બીજી સર્વ પ્રજાઓએ હારી-હઠી-કટાળી-ત્રાસી-નિરાસ બની-આ ભૂમિનો ત્યાગ કીધો નહિ અને માત્ર એક જ પ્રજાના જનો આ સૂર્યવશી ઇક્ષ્વાકુરાજાઓની પ્રાચીનભૂમિમા રહ્યા નહિ, ત્યાં સુધી આવો વિગ્રહ

ચાલુ રહ્યો અને પાછળથી તે રહેલી પ્રજાના કાર્યકુશળ—ચાણાક્યના શિષ્યોએ પોતાનો દઢરીપણુ દેશમા દાટ્યો ! એ પણ ઈશ્વરની લીલા છે ! 'લકાની લાડી ને વારાણાસીનો વર'—જોડું અવનવું—ન સંધાય તેવુ ! છતા લકાની લાડી વારાણસીના વરને વરી ! ઈશ્વરની લીલા કોણ વર્ણવી શકે !

પૂર્વ દેશના એક તે જ કાળના મહાન્ યોધાના જીવનના વાર્તારૂપી અલ્પાંશ વૃત્તાંતમાં સવિસ્તર આપવાની આવશ્યકતા નથી. દેશોમા મહાન્હોટા દારુણ યુદ્ધો—લડાઈ ટંટાઓ—ઝઘડા બખેડાઓ—સત્તાના વિપ્લવો—ફારફેરો ને ઉથલપાથલો—દેશના જનોના જાનમાલની દુરાવસ્થા—કેવા કેવા નિમિત્તે પ્રજાના જૂદા જૂદા કાળોમાં થાય છે, તે જ માત્ર અત્ર કહેવાનો આશય છે જ્યારે પાશ્ચાત્ય દેશોની તરુણાવસ્થામાં પેસતી પ્રજાઓ આ પ્રમાણે દ્રવ્યોપાર્જન નિમિત્તે—વ્યાપાર નિમિત્તે—બીજા દેશોમાં રમખાણ મચાવવાની તૈયારીમા હતી વા મચાવતી હતી, ત્યારે પૂર્વખંડની એક પ્રાચીન પ્રજાના વંશજોના નવિન આર્યસ્થાનમાંના જનો, પોતાની અસલ સ્થીતિઃમાંથી પતન પામવા છતા પણ, પાછા નવું જીવન ધારણ કરવા મથના હતા અને નવા નવા યોધાઓના ઝુંડા નીચે એકત્ર થઈ, પુન પુન બાલ્યાવસ્થાની ચેષ્ટાઓ—યુદ્ધો ને લુટફાટો—ધર્મ નિમિત્તે અને સ્ત્રી નિમિત્તે—કરતા નાચતા કુદતા હતા ધર્મ તો સર્વત્ર સર્વ કાળમાં બાહ્ય નિમિત્ત જ હોય છે ! બાકી અર્થ અને કામ જ ખરા નિમિત્ત હોય છે પ્રજાના નેતા પણ તે જ બે નિમિત્તોથી દોરાતા—પ્રેરાતા હતા, પણ ધર્મને નામનું બ્હાનુ બનાવતા હતા તે આ વાર્તામાથી આગળ જતા સ્પષ્ટ થશે જ

જૂદી જૂદી પ્રજાઓના જીવનના જૂદા જૂદા કાળમા એક જ જાતના કારણથી નવા નવા પ્રકારની ચચળતા ફેલાય છે, તેમ જ ઇરાનના રાજ્યમા જૂના—નિર્બળ—વિષયાસક્ત—ત્રિયાપાશથી બદ્ધ—પરહસ્તે વેચાયેલ જેવા સનાધીશ શાહની સત્તાનો, જનસમૂહે વા ખરુ પૂછો તો તેના જ પૂર્વજોના જ અનુગ્રહથી થયેલા અમલદારો તથા અમીર ઉમરાવોએ અને સૈન્યજનોએ જ, અંત આણ્યો હતો ! તેને સ્થાને પિતૃ ઉપાર્જિત બાપીકી મિલકતને સ્વબળે પ્રાપ્ત કરી—મ્હોટા સૈનાધીશ—શાહનો મૂખ્ય સૈનાધિપતિ બનેલ કંદહારના સુબાને, ઈરાનના તખ્ત ઉપર બેસાડ્યા પછી, તેના પ્રબળ—ઉત્સાહી—અર્થાર્થી જીવનની—સતત પ્રવૃત્તિમય વૃત્તિવાળી—સત્તાના પ્રબળ વેગમાં નુતન બાલ્યાવસ્થા પ્રાપ્ત કરનારી પ્રજા ઘસડાતી હતી. ઘસડાતી હતી એમ કહેવાનુ કારણ એ જ કે, આ સમયે તે દેશની પ્રજા સ્વતંત્રપણે લાભાલાભ કે સારાસારનો વિચાર કરવા અથવા તો સ્વેચ્છિત માર્ગે વહન કરવા સમર્થ નહોતી. પણ દઢમનનો નવો શાહ જેમ, જે માર્ગે ખેંચે—ઘસડી લઈ જાય—તેમ જ વહી જતી હતી શાહ નાદિરની પ્રજા પદભ્રષ્ટ થયેલ શાહના ત્રાસથી કંટાળેલી હતી તેણે નાંખેલા અનેક કરોના

ભારથી દબાયેલી હોવાથી નિર્ધનાવસ્થાનાં અનેક કષ્ટોને સહન કરતી હતી; અને તેથી જ તેમને પ્રાપ્ત કરવાના, તેમ જ ઇરાનીઓના નિરુદ્યમી, પણ ઉદ્યમી અને ઝનુની મનને, કાર્યના પ્રવાહમાં–ઉત્સાહમા–વેગમા–ગરબડમા રોકવાના–પ્રયત્ન કરવાની શાહને ખાસ જરૂર હતી. તેણે ઇરાનની આંતરીય વ્યવસ્થા હવે કરી હતી અને તેથી જ દેશને લૂટનારા–પ્રપચી અને શત્રુ આગળ નમી જઈ–કાયર–ભીરુ–સ્ત્રીને જ પીડનારા–તે દેશના કહેવાતા યોધાઓને–તેમનું નિત્યનું કામ–મરવુ કે મારવું–શાહની વ્યવસ્થિત રાજ્યસત્તાના બળે અટકી ગયેલુ હોવાથી, હવે નવા કાર્યમા પ્રવૃત્ત કરી, દેશની શાતિમા તેઓ પુનઃ પુન ખલલ ન કરી શકે તેમ કરવાની જરૂર હતી તેમ જ **નાદિરે** પોતે મેળવેલા વઝીરોના–આફ્રીદીઓના–યુસુફઝાઇઓના–ઓક્સસ નદીના દક્ષિણના અને હિંદની વાયવ્ય સરહદની પેલી તરફના મુલકોના બહાદૂર–યુદ્ધનિપુણ–નિરતર લડવામા જ મોજ માનનાર–વાણીથી વિભૂષિત પશુના જેવા જ આચારવાળા જનોની વૃત્તિને પણ, ઉદ્યમે લગાડવાની જરૂર હતી

તખ્તના નશામાં આનદ માનનાર **નાદિર**, હવે શુ નવિન પ્રવૃત્તિ કાઢવી, એવી ચિતા કરતો હતો. તેટલામાં જ પાછલા પ્રકરણમા કથેલો સવાદ ઉત્પન્ન થયો હતો. આ પ્રણય સવાદથી તેના હૃદયમા પોતાને કુલીનમા ખપાવવાની–ત્રણે ઇસ્લામી શાહનશાહતોની બરોબરનુ જ ચોથુ ઇરાનનુ પોતાનુ તાજ પણ છે એવુ ગણાવવાની, તેની લોભવૃત્તિ જાગ્રત થઈ ગઈ. તેની બાળપણથી જ સાથી બની રહેલી–અનેક સુખ દુ ખની ભાગિયણ–સ્વજાતિની જ પત્નીના મર્મ વચનોથી, તેનુ મન વિધાયું–ના, દગ્ધ થયુ ! તેથી ત્રણમાના એક મહાન્ શાહનશાહની કન્યાઓને, પોતાના કે પોતાના પુત્રના જનાનામા લાવીને પોતાની ખાનમનો મદ ઉતારવાની તેને દૃઢ ઇચ્છા થઈ. માજી શાહની બહેને તથા પુત્રીએ, તેનો તથા તેના પુત્રનો અનાદર કરીને સ્વાત્મહત્યા કીધી, તે વાત હવે તેના ઉશ્કેરાયેલા મનમા તાજી થઈ આવી !

રાત્રિભર તેણે અનેક જાતના વિચારોથી ઉત્પન્ન સ્વપ્નોને લીધે અસ્વસ્થતામા ગાળી. પ્રભાત થતા જ તેણે રોજનું દરબારનુ કાર્ય પૂરું કીધુ સધ્યાકાળે રાજ્યના ખાસ મહાન્ કાર્ય માટે અમીર ઉમરાવોની સલાહ લેવાને મ્હોટી દરબાર ભરાશે એવો ઢઢેરો કઢાવી, પોતે મહેલમા પધાર્યો. સાથે તેના અગત સલાહકારો–અર્ધ મિત્રો જેવા **અહમદશાહ** તથા તેનો ખજાનચી–મહેસુલી અમલદાર–**અલીઅકબર શીરાઝી** હતા. મહેલમાં આવી શાહ પોતાના વસ્ત્રો કાઢી તખ્ત ઉપર–પલગ ઉપર પડખાભર બેઠો નીચે જ નાખેલા મ્હોટા રેશમી ઉચા ઇરાની ગાલીચા ઉપર **અહમદ** ને **શીરાઝી** બેઠા તુરત જ શાહના ખાસ ખવાસે લાવીને એક ન્હાનુ ટેબલ તથા તેના

"પીરમર્દ, હું તે જ કહું છું તે સાંભળ. [illegible] માજી શાહની બહેન મીરઆંબેગમનું તથા તેની પુત્રી કુલસમબેગમનું સ્મરણ થઈ આવ્યું; તથા તેમણે મરતાં પહેલે મ્હારી તથા મ્હારા વહાલા પુત્રની માંગણીનો અસ્વીકાર માત્ર જ ન કરતાં-અનેક પ્રકારે સમજાવવા છતાં પણ-મારું તથા મ્હારા વહાલા ફરજંદનું અને તેની વાલિદાનું જે અપમાન કીધું હતું, તે મને હાલ સાંભરી આવ્યું અને તેથી મ્હારું, અનેક બીજી પ્રજાઓના શાહોની જાણમાં આવે તેવું, આ અપમાન કરનારને શી શિક્ષા કરવી, તેનો હું વિચાર કરવા લાગ્યો. મને માત્ર એક જ માર્ગ સૂઝે છે કે, મ્હારે માટે તથા હૈજાખાનને માટે, જો હું રૂમના સુલતાનની, શાહે બોખારા અને ખીવાની તથા શાહનશાહે હિંદની કન્યાઓ લાવું તો જ આ અપમાનનો નાશ થઈ જાય. આથી મ્હારી ઇચ્છા થાય છે કે, મ્હારે હિંદની લખીને ત્યાંની શાહજાદીને બોલાવી મંગાવવી અને જો તે ન મોકલે તો લડીને બળાત્કારે પણ લાવવી."

શાહના આ શબ્દોથી બન્ને જણા સહેજ વિસ્મિત થયા. પણ વિચાર કરીને કાંઈક પાછા મંદ સ્વરે બોલવા લાગ્યા. અહમદે કહ્યું; "ગરીબ નિવાજ ! આ વિચાર ઘણો જ ઉત્તમ છે હિંદની શાહનશાહજાદીની તારીફ સારા મુલકમાં થાય છે, અને તૈમુરના આ વંશજો પોતાના કુલીનપણાથી એટલા તો ગર્વિષ્ઠ બની રહ્યા છે કે, પોતાની બાલકીઓનાં લગ્ન કોઈની પણ સાથે કરતા જ નથી. આ કાર્ય સત્વર કરવા જેવું છે ને તેથી આગમ સારો થશે અને તખ્તે ઇરાનની કીર્તિમાં વધારો થશે એટલું જ નહિ, પણ તેના ખજાનામાં પણ વૃદ્ધિ થશે અને પ્રજાજનોનાં પણ હૃદયથી આનંદ લહરી ફેલી જશે !"

"વાત તો ખરી કહો છો, પણ હજુ તો સાળો સાગરી કાચો છે, તેનો કાંઈ વિચાર કીધો ખરો ? માંગણી કરવી સહેલ છે, પણ માંગણીનું અપમાન થતે તેનું વેર લેવું તેટલું સહેલ નથી. શાહનશાહે હિંદ મોટી બળવાન સત્તા ધરાવે છે અને તેની સામે હાથ ઊંચકતાં પૂર્વે બહુ જ સંભાળ રાખવાની છે. બીજા શાહનશાહની કન્યા લાવી બુલંદ દરજ્જાના શાહે પોતાનું પદગૌરવ હજુ વધારવું જોઈએ, એ તદ્દન વાસ્તવિક જ છે. પણ આપણે છંછેડતાં પહેલાં તે જરૂરી છે કે નહિ તથા તેને મારવાનાં સાધન છે કે નહિ, તે તપાસવાની જરૂરીયાત છે."

"હાફેઝ અને શેખશાદીના ઉપાસક, ધર્મશીલ તમારા જેવા બાહોશ ભગિનીના મ્હોમાં આ સિવાય બીજા કયા શબ્દો શોભશે ? એક હિંદની તો શું, પણ જો આખા ભૂમંડલની બધી પ્રજાઓ સાથે, એકી વખતે ઝૂઝવું પડે તો તેને પણ જોખી વળવાને શાહે ઇરાનના બુલંદ હાથો પૂરતા છે તેના બાજુમાં-તેના સૈન્યમાં [illegible] જેવા બહાદુરથી શૂરા-જવાનો

## પ્રકરણ ચોથું.

### દરબાર.

સાજના પાચ વાગતે શાહના મ્હોટા મહેલમાના દિવાનેખાસમાં સર્વે અમીર ઉમરાવોને મળવાનુ હતુ શામાટે આમ એકાએક શાહે ખાસ મડળ એકઠુ કીધુ હતુ, તે કોઈ જાણતુ નહોતુ અને તેથી અમલદાર વર્ગમા—અમીર ઉમરાવોમાં—અને ખાસ ઈસ્ફાન શહેરમા—અનેક જાતની ચર્ચા—ગામ ગપાટા—ચાલી રહ્યા હતા સામાન્ય જનસમૂહ સ્થળે સ્થળે ટોળાબંધ એકઠા થતા અને ત્યા અનેક જાતના તર્ક વિતર્કો કરતા, દરબારમા પ્રશસ્તિ પામેલા શાહના માનીતા ગણાતા અમલદારો અને ઉમરાવોના ઘરના નોકરોને જો કોઈ દેખતા તો તેની ઓળખાણ પીછાણવાળા તેને રોકતા અને તેને આ ખાસ સભાના કારણો પૂછતા. “જાનમાં કોઈ જાણે નહિ ને હું વરની ફોઇ, વાતમા કોઈ પૂછે નહિ ને દોડી દોડી મૂઇ,” તેના જેવા આ નોકરો, જાણે પોતે કેવીક ખાસ માહીતી ધરાવતા હોય તેવા ખાલી ડોળ દમામે બતાવતા ને ટોળાની વચમા જાણે કેવાક મ્હોટા વજનદાર માણસ હોય તેમ હાથોના લ્હેકાં કરતા, કાઇને કાઈ ઉરાંગઉટાંગ જેવું ગોઠવી દેતા ને ચકડોળે ચડેલા પ્રજાજનો આવા આવાં ગપ્પાંઓથી અજાતા ને તે ઉપર અનેક રીતે ચર્ચા—સવાદ કરતા ઈસ્ફાન શહેરમાં ગલીએ ગલીએ અને બજારે બજારે આ સ્થિતિ થઈ રહી હતી જ્યારે ત્રણ વાગાથી રાજમાર્ગો ઉપર ઘોડેસ્વારોની અને અમીર ઉમરાવોના રસાલાઓની દોડધામે થઈ રહી હતી.

ઇરાનના આ બળવાન—યુદ્ધનિપુણ—લૂટારા—લડવૈયા શાહનો, દિવાને ખાસ જોવો હોય તો એક ઘડીભર મ્હારી સાથે તમે પણ ત્યા ચાલો. હુ પણ તમારા જેવો જ છું, નથી તે શાહનો અમલદાર—કે નથી તેનો ઉમરાવ કે તે ઉમરાવનો નોકર. વળી ધન સપત્તિમા પણ પેલા વ્રજના વિલાસી—ખાસ રાધા છે જેની દાસી—એવા રાસાભ્યાસી—મુરલીના બજૈયા કહાન કુવરના ખાસ મિત્ર—મહારાજ સુદામાજીના જેવો જ હોવાથી, શાહના આમત્રણની આશા નથી, તેમ તેની પરવા પણ નથી. સુદામાજી જેવો હોવાથી મને પણ ખાસ લેવાને દ્વારપર અષ્ટ પટરાણીસહ પધારનાર તે દ્વારિકાપતિના પ્રમાણે જ મારો મિત્ર **નાદિર**, મડળ સહિત દિવાને ખાસના દ્વારપર ઉભો રહેશે ને મ્હારી સાથે સાથે હુ તમને પણ ત્યા ઘુસાડીશ અને તે શાહોના શાહની મ્હોટી મીજલસમા શી શી ખાસ ચર્ચા ચાલશે તથા શા શા મહત્ કાર્યોના ઠરાવો—વિચારો—થશે, તે દેખાડીશ—સભળાવીશ

જો **નાદિર**ને સ્વહસ્તે જ દિવાને ખાસ કે મહેલ બાંધવાનો હતે તો તે નવીન શાહનશાહત સ્થાપનાર—રણવગડામાં જન્મ પામી—કાકાના ઘરમાં

ઉછરનાર-અકબરના લાલ કિલ્લા જેવો સાદો પણ કિલ્લો બાંધી શકતે કે નહિ, તે શકમંદ વાત હોવાથી, આપણે તે ઉપર આલોચના ન કરતાં, માજી શાહના બુઝર્ગોએ પોતાના જાહોજલાલીના સમયમાં બાંધેલા તે મહાન્ મહાલયના બીજા ભાગોમાં હાલ ન જતા, ફક્ત દિવાને ખાસમા જ જઇશુ.

એક મ્હોટો મહેલ, જેની લબાઇ પૂર્વ પશ્ચિમમા બસેં કે અઢીસેં વાર હશે, તેના પશ્ચિમ તરફના છેડા તરફ એક પહોળી પાખની માફક આ ભવન આવેલુ હતુ મુખ્ય મહેલમાથી તેમાં જવાના માર્ગની બેય તરફ સુદર નકસીદાર ભૂરારગના ગ્રેનાઇટ પથ્થરની જાળીઓ હતી અને આ જાળીઓની ઉપર જ્યારે શાહને તે માર્ગેથી જવુ કે આવવુ હોય, ત્યારે રેશમી કાળા રગના જાડા પડદા નાખી દેવામા આવતા હતા બેય તરફ સીપાઇઓનો બેવડી હારવાળો પહેરો, દીવાલ માફક ગોઠવાતો હતો. શાહનો આ માર્ગ ખાસ દિવાનખાનાના પાછલા ભાગપરની દીવાલના દર-વાજા આગળ પૂરો થતો હતો આ દિવાનખાનુ ત્રણસેં ફુટ જેટલુ લાબુ અને સવાસે ફુટ જેટલું પહોળુ હતુ તેની પછીત, જે ઉત્તર તરફ આવી હતી અને જેમા શાહના માર્ગનો દરવાજો હતો, તેનાથી લગભગ સાઠ ફુટને અતરે મ્હોટી જાળીદાર પણ મજબૂત કનાતની આડ ગોઠવેલી હતી રેશમના આ પડદાની હારને બેય તરફથી ઉંચો કીમતી કીનખાબ જડેલો હતો તેમાની જાળીની રચના એવી હતી કે, અદરના માણસો બાહેર બનતા દરેક બનાવ સાંભળ્યા વિના જોઈ શકે, પણ બાહેરવાળાને અદરનું કાંઈ પણ દેખાય નહિ છેલ્લા શાહની પૂર્વેના ચાર શાહોના વખતથી ત્યાં આગળ દિવાનેખાસની દરબાર ભરી હતી, ત્યારે કાંઈ પણ પહેરો રાખવામાં આવતો નહોતો તે ચારે શાહોનુ માનવુ ને કહેવુ એવુ હતુ કે, અત્રે ફક્ત રાજ્યના સ્તભરૂપ અમલદારો, અમીરો અને ખાસ જનો જ આવતાં હોવાથી, શાહને તેમના તરફથી કાંઈ પણ ભય રાખવાની જરૂર નથી વાડ ખેતરનો કે ખેડુતનો વિનાશ કરતી નથી, એમ તેમનું માનવું હતુ પણ છેલ્લા શાહના સબધમા આ માનનિયતા ખોટી પડી હતી. એ જ દર-વાજામાથી તે જેવો બાહેર પડ્યો કે, તેના ઉપર ખુની હુમલો કરીને તેને પકડ્યો; પદભ્રષ્ટ કીધો. આ કારણથી આ ચારે પેઢીના રિવાજ બદલીને નાદિરે ત્યા પોતાના ખાસ અગરક્ષકો—ચુનદા ફ્રુનીઝકોને—રાખવા માડ્યા હતા છસો ચુનદા રક્ષકો તે દિવાલને અઢેલીને ચાર હારમા બીચોબીચ ગોઠવાઈ રહેતા અને શાહની જીંદગીનુ જોખમ દૂર કરવાને જ માત્ર તેઓએ ત્યાથી હાલવું, એવી તેમને સખ્ત આજ્ઞા હતી

આ પડદાની બાહેર એક મોટુ સિહાસન ગોઠવેલુ હતુ. તે સોનાનું હતુ કે સોને રસેલુ હતુ, તે કોઇ પણ ચોકસીઓએ જણાવ્યું નથી, તેમ જ

તેના હાથારૂપે શોભી રહેલા સિંહોના નેત્રો અને મસ્તકોમાના, પાયા રૂપે ઉભેલા હસ્તીઓનાં નેત્રો અને મુખ ભાગ ઉપરના છત્રમા શોભી રહેલા, તેમ જ પીઠિકાપરના કળાદાર શહામૃગના અગમાનાં ઝવેરાતો, ખરાં હતા કે નકલી, તે પણ કોઈ ઝવેરીએ જણાવ્યું નથી.

આ સિહાસનની સામે જ મ્હોટો દરવાજો હતો તેના બાહેરના ભાગમા પણ પછવાડેની પ્રમાણે જ બારસો ફુનીઝકોને રાખવામાં આવતા હતા. અમીરો વગેરેને દાખલ થવાના દરવાજા, મહેલની પૂર્વ પશ્ચિમની બેય તરફની દિવાલોમા હતા. બાહેરથી મૂખ્ય દરવાજો દક્ષિણ તરફ હતો, તેમાંથી પેસનાર જમણો કે ડાબો વળીને ઉપર કહેલા બાજુપરના દ્વારો મારફતે દિવાને ખાસમાં પ્રવેશતો હતો.

સિહાસનની બેય બાજુએ ન્હાની ન્હાની સૂવર્ણના ઢાલવાળા સિંહમુખના હાથાવાળી ચોવીસ ચોવીસ બેઠકો, અર્ધ ગોળાકાર આકારે ગોઠવી હતી તેના ઉપર રાજ્યના ખાસ અમલદારો તથા પૂર્વના શાહોના વંશથી ઉતરી આવવાનો ફાંકો રાખનાર વીસ મ્હોટા ઉમરાવોની જગ્યા, પૂર્વ કાળથી ચાલુ હતી. પછી બેય તરફ ઉભી હારમા ચાર ચાર હારો નાંખેલી જણાતી હતી. પહેલી હારમાં જમીન ઉપરના કિમતી ગાલીચા ઉપર રેશમી આચ્છાદનવાલી, બેથી ત્રણ ઇંચ જાડી ગાદીઓ તથા બબ્બે ગોળ તકીયાઓ, ગોઠવ્યા હતા. બીજી હારમાં શ્વેત મલમલથી પરિધાન કરેલો તેવો જ સરંજામ હતો ત્રીજી હારમા શ્વેત મલમલથી ઢાંકેલ તેવી જ ગાદીઓ માત્ર હતી છેવટની હારમા ન્હાના ન્હાના ઉચી કારીગીરીના રેશમી આસનો જેવા ગાલીચાઓ નાખેલા હતા આની ઉપર રાજ્યના બીજા અમલદારો, સરદારો, અમીરો, ઉમરાવો, આ સભામાં આવવાનો હક ધરાવનારાં શાહના સગાંઓ અને બીજા પ્રતિષ્ઠિત આમત્રિતજનો, પોતપોતાના પદ પ્રમાણે શાહના આવવાના વખતથી પા કલાક આગમચ આવીને ગોઠવાતા.

દરબારમા આવેલા દરેક જણને ખાસ દરબાર સિવાયની બીજી સર્વ સભાઓમાં હુક્કા પીવાનો ખાસ હક નાદિરે આપ્યો હતો અને તેથી દરેક બેઠકની પાસે લાબી લાબી નળીઓ, મ્હોટા મ્હોટા પાતલા સર્પો પડ્યા હોય તેવી પડેલી હતી આ નળીઓમાનો ધૂમ્ર ક્યાથી આવતો હતો, તે દેખાતુ નહોતું

દિવાનખાનામાં બેઠક લીધા પછી શાહની ખાસ રજા મેળવ્યા વિના કોઈપણ પોતાની બેઠક ઉપરથી ઉઠી શકતુ નહિ. દર પા પા કલાકે સર્વ સભાસદોની આગળ એલચી, તજ, લવિંગ વગેરે મુખવાસના પદા-

ર્થોની તાસકો ધરવામા આવતી તે તાસકો લાવનારા સઘળા કમનસીબ ગુલામોને બહેરા તથા મૂગા બનાવવામા આવેલા હતા, જેથી ત્યાની વાત બાહેર ન જવા પામે દર અર્ધા કલાકે ઉચા ઈરાની પીણાની પ્યાલીઓ ધરતા અને જેને જળ જોઇએ તેને તે પણ મળતુ શાહ નાદિરે પોતાની હાજરીમાં આ સર્વનો ઉપભોગ કરવાનો હક તેમને બક્ષતા કહ્યુ હતુ કે, "પ્યાર બિરાદરો! નૂરે ઈસ્લામનુ આ તાજ, અલ્લાહ-તાલાની મહેરથી, તેના પયગામ્બર સાહેબની ખાસ દયાથી, આજે મ્હારે મસ્તકે ચઢયુ છે ખરુ, પણ ખરી રીતે તે આપણા બધાનુ જ છે માટે આ ખાસ સભાઓમા આપણે તે માલિકે મૌલાના બધા પુત્રો ભાઇઓ માફક જ વર્તવુ ઘટે છે બધા સુખેથી એશઆરામ કરો ને રાજ્યના લાભોને સાચવનાર–વધારનાર–નેક દિલની નિષ્કપટ સલાહ અમને આપો!"

દેરવેલે વખતે શાહનો દરબાર ભરાયો ત્યા શુ બન્યુ તે બધુ બીજી વખતે કહેવાશે, પણ હાલ તો ત્યા શુ નિર્ણય થયો, તે સાથે જ આપણને સબધ હોવાથી તે કહી દઇશુ, અથવા તો નાદિરને સ્વમુખે જ તે કહેવા દઈશુ "પ્યારા મિત્રો–મ્હારા રાજ્યના સ્તભો–મ્હારી અચલ કીર્તિના વધારનારા મ્હારા શૂરા સિપાઇઓ ને બહાદુર વિજયી અમીરો! આજના પ્રસગ ઉપર તમો બધાએ જે ખુલ્લા અવાજે ને સાફ સાફ મનથી તમારા વિચારો જણાવ્યા છે તથા કીમતી સલાહ આપી છે, તે બધા માટે આ ઈરાનની સલતનત તમારા વખાણ કયામતના દિવસ સુધી જરૂર કરશે! બાગે-બહાર જેવો આ આપણો ફળદ્રૂપ ઈરાન દેશ, માજી શાહના અમલમાની અવ્યવસ્થાને લીધે ગરીબાઈ અને તગીમા ફસી ગયો હતો તે નેક ખુદાની મહેરબાનીથી આજે પાછો કાઈક દોલતવાન બનતો જાય છે. પાક રસૂલની તથા ખુદાતાલાની દયામય દષ્ટિ પાછી આ તેની પવિત્ર ઈરાનની ભૂમિ ઉપર થઈ છે અને તેને પાછો તે ધનવાન્ તથા આબરુવાન્ બનાવવા માગે છે તેના વહાલા રસૂલ પૂજ્યપાદ પયગામ્બર સાહેબના ફરમાનો તથા પાકદીન ચારે તરફ આપણે હાથે ફેલાવવાની તેની પાછી મરજી થઈ છે અને તેથી જ તે નામવરે મને તમારા જેવા બહાદુર સિપાઇઓ અને સાચા સલાહકારોનો ઉપરી બનાવ્યો છે! શાહનશાહતે ઇરાન પ્રાચીન કાળથી ઉચો દરજ્જો ધરાવતી આવી છે અને પૃથ્વીના ચારે ખૂણા સુધી પ્રસરેલા પાકદીનના ચાર શાહન-શાહતોમાની આ એક છે આપણો દરજ્જો આપણે જાણીએ છીએ અને આપણા ત્રણે બધુઓને તેમનો દરજ્જો–મરતબો–સાચવતા જોઈ આનદ પામીએ છીએ. હવે આપણી એ પવિત્ર ફરજ છે કે, આ ચારે ઈસ્લામી શાહનશાહતોને એક બનાવવી અને તે માટે તે ચારેને પરસ્પર સાથે લગ્નની ગાઠથી જોડવી તમો બધા પણ અમારા આ કામમા એકમતે શામિલ

થાઓ છો, એ જાણી અમને ઘણી જ ખુશી થાય છે તો આપણા આજના ઠરાવ પ્રમાણે આપણે કાલે ને કાલે નવાબ ઈમામુલખાન, તે પ્યારા ફરજંદ શાહજાદા રેઝાખાનના મામાને, ઘટતા રિસાલા સાથે દિલ્લી મોકલી દઈએ તેમ જ આપણે પણ તેમની પાછળ પાછળ કૂચ કરી જઈએ કે જેથી જો દિલ્લીનો શાહનશાહ પોતાની મગરૂરીથી આપણુ અપમાન કરે તો આપણે તુરત જ તેને શિક્ષા કરી શકીએ"

આટલુ બોલી તેણે ઈમામુલખાનને તૈયાર થવા કહ્યુ તેમજ બીજા સરદારોને તુરત જ બીજે દિવસે પોતપોતાના હસ્તકના પ્રાંતોમા જવાને તથા ત્યાંથી લશ્કરમા લાવવા જેવા યુવાન્ સાહસી યોધાઓને એકઠા કરીને, બધાને ત્રણ માસની અંદર કંદહારમા એકઠા થવા જણાવ્યુ શાહજાદા રેઝાખાનને તેણે સલતનતને ઇરાનનો 'વલીઅહદ' જાહેર કરી, પોતાની ગેરહાજરીમા રાજ્યની કુલ લગામ તેના હાથમા આપી છે, એમ જાહેર કરીને સભા બરખાસ્ત કરી અને તે પોતાના મહેલમા પાછો ફર્યો

## પ્રકરણ પાંચમું.

### ચઢાઇની તૈયારી!

"સ્વધૈર્ય થીગેતુ ધિકારતાએ ન કોઈ છે શક્ત તજાવવાને,
નીચુ કરો મુખ ગિખીતણુ જો, તોયે ન જ્વાળા કદી નીચી ગૈ ક્યો"
નીતિશતક જ. જ. આદિલશાહ

'શરીર વસાયૂ તોય, તેટલૂ મન નથી રે,
પડી પડી પણ હજી, દિપે તન મન થકી રે"
નર્મકવિતા

આગલા પ્રકરણમા જણાવેલા ઠરાવ પ્રમાણે સરદારખાન ઇમામુલ સાહેબને બીજે દિવસે તેના નવા કાર્યના દરજ્જા પ્રમાણેના ૫૦૦ માણસોના રિસાલા સાથે રવાના કરવામાં આવ્યો તેની સાથે શાહે મોગલ શાહનશાહ માટે ઇરાનની કુદરતી તેમ જ માનુષિક કારીગીરીના અનેક નાદિર નમુનાઓવાળી ભેટ સોગાદો મોકલી, તેમ જ તેવી અનેક બીજી ભેટ સોગાદો દિલ્લીશ્વરના વઝીર નવાબ—સૈયદભાઇઓમાના મ્હોટા ભાઈ માટે, તેમ જ બીજા દરબારી અમલદારો અને અમીરો માટે મોકલી. તેણે વળી બે પત્રો નીચે પ્રમાણેના તેને સોપ્યા અને જણાવ્યુ કે, શાહનશાહનો પત્ર તેને ભર દરબારમા આપવો તથા બીજો પત્ર જેને આપવાનો છે, તેને એકાંતમા મળીને આપવો તથા મુખેથી પણ તેને કહેવુ કે, "ઇરાનનો શાહ, પયગમ્બર સાહિબનો સાચો બંદો, નૂરેઇસ્લામ તેના આમંત્રણ પ્રમાણે જરૂર આવશે ને તેની મરજી પ્રમાણેની સર્વ વ્યવસ્થા હિંદની

ગાદી માટે ફરી આપશે પણ તેને તેની મહેનતની પૂરી કીમત મળવી જોઈશે વળી તેણે જાણવુ કે, જેમ ઈરાનનો શાહ દુખીની કે આશાવનની મદદ કરવામા તૈયાર છે, તેમ જ તેના હાથો દગાખોરને કે નિમકહરામોને શિક્ષા આપવાને સમર્થ છે તે તમારી કોઈની પણ મદદ સિવાય હિદનુ તાજ મેળવવાની શક્તિ ધરાવે છે પણ ગરીબડી રાક પ્રજાનો નાહક નાશ ન થાય, તેથી જ તે આવી વાતોપર ધ્યાન આપે છે ને તેથી તેની સાથે કોઈપણ પ્રકારનો દગો કરતા ચેતવુ. નાદિર મદદગારની કદર બૂઝી શકે છે, દુખી કે શરણાગતની પરવરિશ કરી તેને મદદ આપી શકે છે, તે સાચા દીનનો રક્ષક છે ને ઇનામ આપી શકે છે તથા શિક્ષા પણ કરી શકે છે માટે કોઈ પણ પ્રકારની દગાબાજી રમતા ચેતજો" શાહના તે શખ્સ ઉપરના પત્રમા પણ આવી જ આવી અનેક વાતો હતી, તેથી તેનો અમે ઉતારો ન લેતા તેનો દિલ્લીશ્વર જોગો જે પત્ર હતો, તે જ આ સ્થળે વાચીશુ વાચનાર! આજથી લગભગ દ્રોદસો વર્ષ પૂર્વે લખાયલો આ પત્ર કોઈની જાણમા આજ જૂવે આવ્યો હોય, એવું આ લેખકે વાચ્યુ કે સાભળ્યુ નથી, પણ વિધિના વૈચિત્ર્યને વશ વર્તનારી દરેક ચીજોના પ્રબળ પ્રારબ્ધ પ્રમાણે આ પત્રનુ પણ પ્રારબ્ધ હતુ અને તેથી જ તે અમારી જાણમા આવ્યો છે ને હવે આજે પ્રજાની જાણમા આવે છે કહેવાતો અભણ-પરશુધર-તોપઝખાન-નાદિર પણ રાજનીતિમા કુશળ હતો આપણા કાઠિયાવાડના સુપ્રસિદ્ધ નાગરોની માફક સામ, દામ, દડ ને ભેદ ચારે નીતિને તથા તેના નિયમોને તે જાણતો હતો, એ આ પત્ર ઉપરથી સ્પષ્ટ થાય છે. તેણે લખ્યુ હતુ કે-"ઇસ્લામના પ્રકાશથી પરિપૂર્ણ, વિદ્યા, વિનય, વિવેક અને વિચારથી વિભૂષિત, સાચા દીનના રક્ષક, પ્રજાજનોના પિતા જેવા, ખુદ ખલીફ હારુનની નામવરીને પણ વિસરાવે એવા ગુણો ધરાવનાર, અતિ પ્રબળ શુદ્ધ ધર્મનિષ્ઠ મહાન્ શાહનશાહ બાબર તથા નિશામા ચકચૂર રહેનાર નૂરજહાનના પાશમા બધાઈ રહેનાર જહાંગીર, પરોપકાર વૃત્તિથી શુદ્ધપણે બધી પ્રજાનુ ઐક્ય કરવાની દૃઢ ઇચ્છા કરનાર મોગલ શાહનશાહતનુ પુન પ્રતિષ્ઠાપન કરનાર બળવાન્ સિકદર જલાલુદીન અકબર આદિકના વશજ પ્યારા બાધવ શાહોના શાહ મહમ્મદશાહની પવિત્ર યાદમા સલતનતે ઇરાનના પાયતખ્ત શહેર ઈસ્ફહાનથી લખનાર તમારા બાધવ સાચા દીનના સેવક, મહાન્ પયગામ્બર સાહેબના ગુલામ, ઇસ્લામના પ્રચારક શાહ નાદિરના સલામ

"પ્યારા બધુ-મારી તરફથી પયગામ લઈને આ મ્હારા સાળા ખાન સાહેબ આપની તરફ આવ્યા છે, તેમની સાથે મોકલેલી નજીવી ભેટ એક આપના ભાઈ તરફથી આવી છે, એમ ગણી સ્વીકારજો

"હુ આપના પૂર્વજ ચંગેજખાન તથા તૈમૂરના ખુદ મુલ્ક' તુર્કસ્તાન-માના અફસર તુર્કોમાનોનો ખાન, ઇસ્લામીઓના ચાર મહાન્ શાહનશાહે-તોમાના એકનો શાહ, પયગામ્બર સાહેબનો માનીતો બેટો, તમારા જેવા તેના બીજા બેટાની સાથે વધારે ગાઢ સંબધમા આવવાની તથા આપણા બેયની વચ્ચે સગાઈ થાય તો તેથી આપણા બેયની મહાન્ શાહનશાહ તોમા વસતી કરોડો રૈયતોને લાભ અને સુખ થાય, તેવી શુભેચ્છાથી આ મારા સાળાને મોકલુ છુ

"આપના બેટીની ખુબસૂરતીના અનેક વખાણો અમે ઈરાનની દરબા-રમા હિદના કવિઓ અને ભાટોની મારફતે સાભળ્યાં છે અને તેથી મારા પુત્ર "વલી અહદ" રાજ્યના વારસ પ્યારા રેઝાખાનની ઇચ્છા તેની સાથે લગ્નના પવિત્ર ગાઠથી બંધાવાની થઈ છે. તો આપ તેને ઘટતી રીતે અમારા એલચી નવાબે ઉમરાવ ઈમામુલખાન સાથે મોકલી આપજો તેઓ તેને હરએક જાતના માન મરતબાથી અત્ર લાવશે અને તેમની શાદી અત્ર ઘટતી રીતે કરવામા આવશે આથી બે મહાન્ શાહનશાહતો એક થશે-મિત્ર થશે ને બેયની પ્રજામા સુખ, સપત્તિ, આનદ અને સ્નેહનો વધારો થશે આ કામ નહિ કરવાથી અનેક હાનિ થશે મ્હારો પ્યારો બેટો પોતાની ઇચ્છા પૂર્ણ નહિ થવાથી ગમગીન થઈ જશે ને તેની ગમી દૂર કરવાને અમારે હિદમા આવવુ પડશે આમા સેકડો-લાખો-માણસોનો નાશ થશે-બેય પક્ષને કરોડોનુ નુકસાન થશે, દેશમા લૂટફાટ અને કાપાકાપી થઈ અવ્ય-વસ્થા ને દુ ખ થશે-બાગે બિહિસ્ત જેવી આપની દિલ્લી-દુનિયાની સપાટીપર પૂર્ણ જાહોજલાલી ભોગવનારી મહાન્ નગરી-ધૂળમા રોળાશે, તેની કીર્તિ અને ગજાવર દોલતનો નાશ થશે માટે તેમા કાઈ પણ લાભ કોઇને થશે નહિ એક મહાન્ શાહનશાહની શાહજાદી જો બીજા તેવા જ પરાક્રમી-વીર્યવાન્-શાહાનશાહના શાહજાદાને નહિ પરણે તો કોને પરણશે?

"વિશેષ હકીકત અમારા એલચીદ્વારા જાણશો શાહે ઇરાન જેમ પોતાના ભાઇઓનો માન મરતબો જાળવી જાણે છે અને તેમના તરફ પ્રેમ-પ્યાર ધરાવી શકે છે તેમ જ તેનો ખોફ પણ કેટલો અને કેવો ભયંકર છે, તે જ્યોરજીઅનો, રશીયનો અને ગીલઝાઇઓ સારી રીતે જાણે છે

"ખુદાતાલા આપને શુભ બુદ્ધિ-નેકમતિ આપો, એવી તે બન્ને અલમોના પિતાની અમો બદગી કરીએ છીએ

**લી૦ શાહ નાદિર કુલીખાન."**

બીજો પત્ર શાહનશાહના નવાબ-વઝીર-સૈયદના ઉપર હતો તેનો મૂળ ખરડો અપ્રાપ્ત છે, પણ તેનો સાર એટલો જ હતો કે,-"તમારા સર્વ આમત્રણ પત્રો મળ્યા છે તમારો અમારા ઉપર જે ઇતબાર છે તથા

તમો જે અમારી તરફ ચાહ રાખો છો, તે એક સાચા ઇસ્લામીને ઘટતો જ છે તમારી ઇચ્છા પ્રમાણે અમો ત્યા આવીશુ ને ત્યારે તમો તમારા માણસો મારફતે કહાવેલુ છે ને પત્રોમા લખ્યું છે, તે પ્રમાણે બરોબર મદદ આપશો ને બધી ઘટતી વ્યવસ્થા રાખશો ઇરાનના શાહનો પૂર્ણ વિશ્વાસ તમારા ઉપર છે ને તમો તથા તમારા ભાઇઓ–બીજા ઉમરાવો–સાચા દિલથી લખ્યા પ્રમાણે વર્તશો ને પૂરતી ગોઠવણ રાખશો તો વિશ્વવિજયી–હારને કદી પણ નહિ જાણનાર–ઇરાનનો શાહ, તમોને કેમ નવાજવા–તમારા જેવાની કદર કેમ જાણવી, તે બરોબર સમજે છે અને જાણે છે ને તે પ્રમાણે કરશે જ પણ જો તેની સાથે કોઈ પણ જાતનો દગો–દાવપેચ–લુચ્ચાઈ–કરવામા આવશે તો તેનો બદલો કેમ વાળવો, એ પણ તે જાણે છે શાહે ઇરાનનો, અફસર નાદિરકુલીનો ગુસ્સો કેવો છે, તેનુ વેર કેમ લેવાય છે, તે કેટલો કઠણ છે ને કેવી રીતે તેની સાથે બેઈમાની કરનારને, તે શિક્ષા કરે છે, તે જાણવુ હોય તો ઇરાનના–અમારા એલચી સાથે આવેલા અનેક સિપાઇઓને પૂછજો. અફગાનીસ્તાનના અફગાનોને, દાગીસ્તાનના લોકોને, જયોરજીઅનોને પૂછી જોશો તો તેઓ કહી સભળાવશે શાહ ઇનામથી નવાજી જાણે છે, તેમ જ દુષ્ટોને દમતા પણ તેને આવડે છે તેના જમણા હાથમા અભયવર તથા પરશુ રહે છે, તેના ડાબા હાથમા ધન, દોલત, કીર્તિ, આબરુ, ઇજ્જત, ખિલઅત તથા તેજસ્વી પેશકબ્જ–બેધારી રહે છે માટે સભાળજો. દગો ફટકો ન રમતા, ખરા દિલથી વર્તજો" વગેરે. એવા એવા જ લાલચના તેમ જ ભયના વાક્યોથી તે પત્ર પૂર્ણ હતો

નવાબ સાહેબને, ઉત્તર લઇને કંદહાર આવવાની વરદી આપી, રવાના કીધા બીજે દિવસે જૂદા જૂદા અમલદારોને જૂદા જૂદા પ્રાંતોમાથી લશ્કર તથા તેના ખરચ માટે જોઇતા નાણા લાવવાની વરદી આપી રવાના કીધા અને શાહ પોતે પણ પાટવી કુવર રેજાખાનને–ઈસ્ફાનની હાકિમગીરી સોપીને ત્યાથી ત્રીજે દિવસે હિંદ તરફ આવવાને બાહેર પડ્યો

શાહે લશ્કરના મ્હોટા ભાગને મેશેદ તથા હેરાતને રસ્તે થઇને કાબુલ મોકલી દીધુ માર્ગમા વિરોધ નહિ આપનારા કોઇને પણ કોઇપણ રીતે નડવુ નહિ, એવી તેણે સખ્ત વર્દી કીધી હતી પોતે પોતાના ૬૦૦૦ અંગરક્ષક ઝ્ફનીઝકોને લેઇને તથા બીજા વીસ હજાર હયદળને લેઇને પોતાના જનાના સાથે શીરાઝ, કેરમાન અને કવેટાને રસ્તે કંદહાર આવવા નીકળ્યો તેનુ સૈન્ય ચાલતુ ત્યારે જાણે એક મ્હોટી જબરજસ્ત રેલ આવતી હોય તેવુ લાગતુ–તેના અશ્વોથી ઉડેલી રજથી માર્ગ બધો ઢકાઇ જતો,–અને જ્યા તે રાત વાસો કરતો ત્યા જાણે હાલતુ–ચાલતુ–હરતુ

ફેરતુ–કપડાના મકાનોનું શહેર જ વસી રહેતુ તેની સાથના લશ્કરને પોતાના કુટુંબીજનોને કંદહાર સુધી સાથે લાવવાની રજા હોવાથી તેની છાવણીમા લડવૈયાઓ કરતા–કામ કરનાર મજૂરો અને સ્ત્રીઓ, નાચનાર તથા ગાનાર છોકરાઓ, છોકરીઓ અને ઓરતોની સંખ્યા વધારે હતી, તથા જ્યા રાતે રાતે તે મુકામ કરતો હતો ત્યા છાવણીના રંગરાગ તથા ગાયન વાદનથી હવા ગાજી રહેતી અને તેની છાવણીનો તે વખતનો દેખાવ એક વિશ્વવિજયી લૂટારા–યોધા–લડવૈયાની છાવણી કરતાં–એક એશઆરામી લહેરી શહેરને વધારે મળતો આવતો હતો રોજ ફક્ત ચાર ચાર કલાક જ તે કૃત્ય કરતો અને છાવણીના માણસોની માફક તે પોતે પણ બાકીનો વખત એશ–આરામ–અમન–ચમનમા કાઢતો તેની આનંદની રીત બે જાતની હતી. એક તો તેના બે મિત્રો **શીરાઝી** તથા **અહમદ** જોડે પીણુ પીતા બેસીને મોજ મઝાહની તથા કામની વાતો કરવાની તથા બીજી તેની ખાનૂમો સાથે “અદરના” ભાગમા વખત ગાળવાની આવી રીતે તે જનાનામા વખત ગાળતો સારે ઘણે ભાગે તે **શીરાઝી**ની બ્હેનની સાથે જોવામાં આવતો. આ સ્ત્રીની સત્તા તેના ઉપર શા કારણથી આટલી બધી હતી તથા તે કેવી જાતની સ્ત્રી હતી, તે આપણે આગળ ઉપર જોઈ–જાણી શકીશુ

લગભગ આઠ માસે તે કદહાર આવ્યો. તે આવ્યો તેની ચાર દિવસ આગમચ જ ઈમામુલખાન દિલ્લીથી પાછો ફર્યો હતો શાહે તેની તરફનો જવાબ ખાનગીમાં જાણી લીધા પછી તે ભર દરબારમા જ પોતાને સભળાવવાની તેને આજ્ઞા આપી અને બીજે દિવસે સહવારે ખાસ દરબાર ભરવાની આજ્ઞા આપી.

તેની વિશાળ છાવણીમાનો તેનો દરબારી તંબૂ જ આજે સભાસ્થાન બનનાર હતો. તેણે કદહારમાના પોતાના પિતાના મહેલમા દરબાર ન ભરતાં ઉઘાડા તંબૂમા જ સભા ભરી હતી. તેનુ મુખ્ય કારણ એ કે, તેની છાવણીમાના દરેકે દરેકને ઉશ્કેરવાની તેની ઇચ્છા હતી ઈમામુલ એકલો આવ્યો હતો, તેમ જ તેની સાથે દિલ્લીપતિનો કોઈપણ પત્ર નહોતો, તેથી તેણે ધારી જ લીધુ કે, તેની માગણીનો ઈન્કાર કરવામા આવ્યો છે અને તેથી તે સર્વની લાગણી પોતાની તરફ વાળી દેવાની તેની આ યુક્તિ હતી સભા મળી અને ઈમામુલખાનને પોતાનો જવાબ જાહેર કરવાની આજ્ઞા અપાઈ

દિલ્લીશ્વરે તેમને કેવી રીતે પહેલા તો અતિશય આદરમાન આપીને સુદર ઉતારા આપી તથા તેની કેવી નિષ્કામપણે–બરદાસ્ત રાખી, તે વર્ણવી તેણે શાહના પત્રનો જવાબ કેવો મળ્યો હતો, તે કહી સભળાવ્યું. તે બોલ્યો.– “શાહોના શાહ, દરિયાએ હાફેઝ શાહેજમાન, મ્હાગ બુલદ દરજ્જાના

માનવતા માલિક, નૂરેઇસ્લામ, સિતારએ તુર્કસ્તાન, આપની ભેટ સોગાદ લઈ આપના સેવકને અતિશય માન મરતબાથી તેણે રાખ્યો તથા આપનો પત્ર બીજે દિવસે સભામાં આપવાને મને ફરમાવ્યું. બીજે દિવસે નિર્મિત સમયે હું ત્યાં ગયો. આજે ત્યાં મ્હારે માટે ખુદ શાહનશાહના તખ્તની પાસે જ કાર્યકારે ખાસ ખુરસી ગોઠવી હતી. આપનો પત્ર વાચી-પ્રથમ તો તે વિચારમા પડી ગયો, પણ પછી ધીરે ધીરે તેણે જણાવ્યું કે, "આનો ઉત્તર હું આજથી આઠમે દિવસે દરબારમાં જણાવીશ"

"શાહનશાહ મહમ્મદશાહે પોતાના અમીર ઉમરાવોને આપનો પત્ર વચાવ્યો અને તેમા જે દુશ્મનના નિષ્કપટી અમલદારો હતા, તેઓ તો તે સાભળી કપી ઉઠયા કોઈ મૂછપર તાવ દેવા લાગ્યા, કોઈ હાથ ઠોકવા લાગ્યા, કોઈ હાથ ધરેલી અસિ ફેરવવા લાગ્યા ને કેટલાક ભીરુઓ તો ગભરાઈ આમથી તેમ જોવા લાગ્યા. તમોને પત્રો લખનાર ખટપટી, દગાખોર વજીર તથા સૈન્યાધિપતિ વગેરે પણ કૃત્રિમ રોષ દર્શાવવા લાગ્યા જો કે આ મહાન્ સભાની આગલી જ સાંજે તેઓ મ્હારે ઉતારે આવ્યા હતા ત્યા મે તેમને આપનો ખાનગી પત્ર આપી આપે કહેલો સદેશો મુખેથી પણ કહી સભળાવ્યો હતો અને ત્યારે તેઓએ મને જણાવ્યુ હતુ કે, શાહની માગણીથી મહેલમા ઘણી જ ચકચાર ઉઠી છે મુખ્ય શાહનશાહબાનુ-જે એક રાજપૂત વીરની બાળા છે-તેના સિવાયની બીજી બાનુઓએ તો રડા-પીટો માડ્યો છે જ્યારે એક બેએ તો ખુલ્લી રીતે આપની માગણી સ્વીકારવાનો મત ઉચ્ચાર્યો હતો બીજી બાનુઓએ તો જણાવ્યુ કે, જો શાહની માતા તેના જેવા જ ખમીરની હોત તો તેના ફરજન્દને આપણી શાહજાદી આપવાને હરકત નહોતી, પણ આ તો એક ચમારડીનો પુત્ર છે, તેની સાથે શુ અકબરના અને જોધપુરના સયુક્ત રાજ્ય કુળોની કન્યા વરશે? મુખ્ય બાનુએ પોતાનો મત શુ આપ્યો તે અમો જાણતા નથી, પણ તેણે રાજપૂતનીતિ પ્રમાણે ન વર્તતા મુસલમાનોની જ રીતિનુ અનુકરણ કરવા કહેલુ, એમ અમે સાભળ્યુ છે. તેણે આપને ખોટુ ન લાગે તથા બન્નેના હકમા બેય દેશની લાખો નિર્દોષ પ્રજાઓનો નાશ ન થાય તેવી રીતે શાહનશાહને વર્તવાની સલાહ આપી હતી પણ તેની સલાહ ઉપર કોઇએ કાંઈ પણ ધ્યાન આપ્યુ નહોતુ તેઓએ કહ્યુ કે કાલે સભામા અમો જેમનો પવન વાતો દેખાશે, તેમનુ વલણ દેખાડીશુ ને ઉઘાડી રીતે બીજા અમીરો કરતા વધારે સખ્ત ભાષા આપના નામદાર શાહમાટે વાપરીશુ. માટે તે શબ્દો સાભળીને તમો મનમા ખોટુ ન લગાડશો આટલુ જણાવી ગયેલા તે બેય જણા પણ ત્યાં આગળ ખૂબ રોષ દર્શાવવા લાગ્યા ટુકમા સઉ શાહનશાહની ખાસ સભામા-તેના ભવ્ય દીવાનેખાસના મકાનમા-ગડબડાટ થઈ રહ્યો અને જેમ જેના વીમાં

આવે તેમ બોલવા લાગ્યા. થોડીકવાર આવો મામલો ચાલ્યો કે ચોપદારે સઘળાને ચુપ થવાની નેકી કીધી અને તે પછી મહમ્મદશાહે મને આ પ્રમાણે કહ્યું,–"તખ્તે ઇરાનના માનવંત શાહના એલચી–મ્હારા માનવંતા પરોણા નવાબ સાહેબ, આપના આગમનથી તથા આપના નામવર શાહે પોતાના પત્રદ્વારા તથા આપના દ્વારા અમારે માટે દર્શાવેલાં માન ભરેલા તથા સ્નેહયુક્ત વચનોથી અમને અત્યાનંદ થયો છે અમારા બુલંદ દરજ્જાના ભાઈ ઇરાનના નામવર શાહના એલચીને અમારાથી બનતુ માન અમોએ આપ્યુ છે, છતા પણ આપની પરોણાગતમા કાંઇપણ ખામી રહી ગઈ હોય તો તેની ક્ષમા કરશો

"આપના નામવર શાહે અમારા માટે જે સ્નેહ ભર્યાં વિચારો દર્શાવ્યા છે, તેમ જ અમારા બુઝરગો નેકનામ મહાન્ શાહનશાહ ચંગે-જખાન, તૈમૂરખાન, બાબરખાન, વગેરે શાહનશાહો (ખુદા તેમની રૂહને શાંતિ આપો) માટે જે વખાણનાં વાક્યો લખ્યા છે, તે નામવર શાહની પોતાની લાયકી જણાવે છે ને તે બધા માટે અમો તેમના ઘણા જ આભારી છીએ

"નામવર શાહ બંધુ નાદિર કુલીખાનના જેટલા જ અમો પણ આપણી બે શાહનશાહતોની પ્રજાઓમા એખલાસ તથા વ્યાપાર રોજગાર વધારવાને મુન્તજિર છીએ અને તેથી તે નામવરની માફક જ અમો પણ સ્નેહ સંપ તથા શાંતિ વધારવા અને સાચવવા ઉત્સુક છીએ

"સઘળી આલમના મહાન્ શાહનશાહ પવિત્ર જીવનવાળા પાક પય-ગામ્બર સાહેબના જમણા તથા ડાબા હાથો જેવા ઇરાન તથા હિંદની સલતનતોના શાહો એક બીજા સાથે બંધુપેરે વર્તે તથા તેમની રૈયતો પરસ્પરમા સ્નેહથી રહી ધંધો રોજગાર વધારી સુખી રહે, તેવી તમારા નામવર શાહની મુરાદ માટે તેમને ધન્યવાદ આપતા અમારે કહેવુ જોઇએ છે કે, અમો અમારાથી બનતી રીતે તે નામવરને તે કાર્યમા મદદ આપીશુ

તેનો તેણે કાંઇપણ ખ્યાલ કીધો હોત તો તે આવી બેશરમ માગણી કદાપિ કરત જ નહિ

"તરવારના બળે શાહી પદ ઉપર બેસનારે એક મ્હોટી શાહનશાહજાદીના હાથની ઉમીદ કરવી ને વળી તે બાબદ આવી માગણી કરવી, એ કેટલી ઉદ્ધતાઈ?

"તમારા શાહને કહેજો કે, મહાન્ અકબરની ઓલાદથી ઉતરી આવેલી શાહજાદી એક હલકામાં હલકી વર્ણની ઓરતથી પેદા થયેલા બાળકની પુત્રવધૂ થવા કરતા મરવુ વધારે પસદ કરશે તરવારના બળથી છકેલા તમારા શાહને કહેજો કે, નબળા પડી ગયેલા—સડી ગયેલા કારોબારવાળા—ઇરાનના શાહનુ ખૂન કરાવીને રાજ્ય લેવાનુ અહીઆ નથી, પણ આ ઠેકાણે તો મૂછાળા પીરમર્દો—બહાદુર મોગલો, પઠાણો અને રાજપૂતોની સાથે બાથ ભીડવાની છે માટે આવો ખ્યાલી વિચાર છોડી દેજો અને જેમ શાતિમા રહેવા માગો છો તેમ રહેજો

"જો તમો હિદમા આવવાની બ્હીક દેખાડો છો અને તેમ જ કદી કરશો તો એટલી પણ ખાત્રી રાખજો કે, અહીથી એક પણ માણસ સદેશો લેઇને ઇરાન પાછુ નહિ ફરે, માટે ત્યાની વ્યવસ્થા કરીને જ આવજો.

"જો તમો તમારી ઉન્નતિ ચાહતા હો તો તમારા નામવર શાહને કહેજો કે, આ માગણી માટે તમારી દિલગીરી દર્શાવો અને શાહનશાહે હિંદ તમોને પોતાના ભાઈની માફક કોટી કરશે તથા તમારો દરજ્જો—માન મરતબો વધે, માટે પોતાના મ્હોટામાં મ્હોટા ઉમરાવની કન્યા જોડે તમારા પાટવીને પરણાવી આપશે બાકી આવી હુલ્લડાઈ કરશો તો શાહનશાહજાદી તો શુ, પણ એક ગુલામડી સરખી પણ મેળવી શકશો નહિ

"આટલુ છતા તમો તમારા નામવર શાહને કહેજો કે, હિદની શાહન-શાહજાદી માટે બિલકુલ નાઉમીદ થવાનુ તેને કાંઈપણ કારણ નથી ઇસ્લા-મનો આ બેટો તરવારના બળે ઇસ્લામની સેવા કરનારને પોતાની બરોબરનો જ ગણવાને તૈયાર છે, પણ તે માટે તેણે પ્રથમ પોતાની લાયકાત પૂરવાર કરી આપવી જોઇએ

"જો આપના નામવર શાહ સુલતાને બુખારાની પુરાતન ગાદીની શાહજાદી સાથે સબધ બાધી આવશે, તેમ જ જો તેઓ સઘળી ઇસ્લામી શાહનશાહતોમા શ્રેષ્ઠ અતિ બુલદ દરજ્જાવાળા અમારા મ્હોટા ભાઈ રૂમના નામવર સુલતાનની સુલતાનજાદી સાથે લગ્ન સબધ કરી આવશે તો પછી હુ પણ મ્હારી બેટી તે નામદારના પુત્રને જરૂર આપીશ "

આટલું બોલી તે નામદારે સભામા મને સાગો પોશાક આપી વિદાય થવાની આજ્ઞા આપી.

આવે તેમ બોલવા લાગ્યા. થોડીકવાર આવો મામલો ચાલ્યો કે ચોપદારે સઘળાને ચુપ થવાની નેકી કીધી અને તે પછી મહમ્મદશાહે મને આ પ્રમાણે કહ્યુ,–"તખ્તે ઈરાનના માનવંત શાહના એલચી–મ્હારા માનવંતા પરોણા નવાબ સાહેબ, આપના આગમનથી તથા આપના નામવર શાહે પોતાના પત્રદ્વારા તથા આપના દ્વારા અમારે માટે દર્શાવેલાં માન ભરેલાં તથા સ્નેહયુક્ત વચનોથી અમને અત્યાનંદ થયો છે. અમારા બુલંદ દરજ્જાના ભાઈ ઈરાનના નામવર શાહના એલચીને અમારાથી બનતુ માન અમોએ આપ્યુ છે, છતા પણ આપની પરોણાગતમા કાંઈપણ ખામી રહી ગઈ હોય તો તેની ક્ષમા કરશો.

"આપના નામવર શાહે અમારા માટે જે સ્નેહ ભર્યાં વિચારો દર્શાવ્યા છે, તેમ જ અમારા બુઝરગો નેકનામ મહાન્ શાહનશાહ ચંગેજખાન, તૈમૂરખાન, બાબરખાન, વગેરે શાહનશાહો (ખુદા તેમની રૂહને શાંતિ આપો) માટે જે વખાણના વાક્યો લખ્યા છે, તે નામવર શાહની પોતાની લાયકી જણાવે છે ને તે બધા માટે અમો તેમના ઘણા જ આભારી છીએ

"નામવર શાહ બધુ નાદિર કુલીખાનના જેટલા જ અમો પણ આપણી બે શાહનશાહતોની પ્રજાઓમા એખલાસ તથા વ્યાપાર રોજગાર વધારવાને મુન્તજિર છીએ અને તેથી તે નામવરની માફક જ અમો પણ સ્નેહ સંપ તથા શાંતિ વધારવા અને સાચવવા ઉત્સુક છીએ

"સઘળી આલમના મહાન્ શાહનશાહ પવિત્ર જીવનવાળા પાક પયગામ્બર સાહેબના જમણા તથા ડાબા હાથો જેવા ઈરાન તથા હિંદની સલતનતોના શાહો એક બીજા સાથે બધુપેરે વર્તે તથા તેમની રૈયતો પરસ્પરમા સ્નેહથી રહી ધંધો રોજગાર વધારી સુખી રહે, તેવી તમારા નામવર શાહની મુરાદ માટે તેમને ધન્યવાદ આપતા અમારે કહેવુ જોઈએ છે કે, અમો અમારાથી બનતી રીતે તે નામવરને તે કાર્યમાં મદદ આપીશુ

"આમ અમારી બન્નેની મુરાદ એક હોવા છતા તથા તમારા નામવર શાહ પ્રત્યે અમે સંપૂર્ણ માન ધરાવતા હોવા છતાં, અમો હાલમા આપના શાહની માગણી સ્વીકારી શકતા નથી, એટલું જ નહિ પણ તેમ કરવામાં આપના શાહની ધારણા અમારુ અપમાન જ માત્ર કરવાની છે, એમ ન છૂટકે અમોને માનવુ પડે છે આપના શાહે–શાહનશાહતે હિંદની શાહજાદીના હાથનુ માગુ કરતાં પહેલા કાંઈપણ વિચાર કર્યો હતો ખરો? તેણે પોતાની લાયકાત હજુ પૂરવાર કરવાની છે તે પોતે પોતાને અફસરોનો ખાન તથા અમારા મૂળ વતનનો ખાન જણાવે છે, પણ તેની પોતાની ઓકાત વિશે તે કાંઈ પણ જાણે છે ખરો? તે કોનો છોકરો છે? તેની મા કોણ છે?

તેનો તેણે કાંઈપણ ખ્યાલ કીધો હોત તો તે આવી બેશરમ માગણી કદાપિ કરત જ નહિ

"તરવારના બળે શાહી પદ ઉપર બેસનારે એક મ્હોટી શાહનશાહજાદીના હાથની ઉમીદ કરવી ને વળી તે બાબદ આવી માગણી કરવી, એ કેટલી ઉદ્ધતાઈ?

"તમારા શાહને કહેજો કે, મહાન્ અકબરની ઓલાદથી ઉતરી આવેલી શાહજાદી એક હલકામા હલકી વર્ણની ઓરતથી પેદા થયેલા બાળકની પુત્રવધૂ થવા કરતા મરવુ વધારે પસદ કરને તરવારના બળથી છકેલા તમારા શાહને કહેજો કે, નબળા પડી ગયેલા—સડી ગયેલા કારોબારવાળા—ઇરાનના શાહનુ ખૂન કરાવીને રાજ્ય લેવાનુ અહીઆ નથી, પણ આ ઠેકાણે તો મૃછાળા પીરમર્દો—બહાદુર મોગલો, પઠાણો અને રાજપૂતોની સાથે બાથ ભીડવાની છે માટે આવો ખ્યાલી વિચાર છોડી દેજો અને જેમ શાતિમા રહેવા માગો છો તેમ રહેજો

"જો તમો હિદમા આવવાની ખ્હીક દેખાડો છો અને તેમ જ કદી કરશો તો એટલી પણ ખાત્રી રાખજો કે, અહીંથી એક પણ માણુસ સદેશો લેઇને ઈરાન પાછુ નહિ ફરે, માટે ત્યાની વ્યવસ્થા કરીને જ આવજો

"જો તમો તમારી ઉન્નતિ ચાહતા હો તો તમારા નામવર શાહને કહેજો કે, આ માગણી માટે તમારી દિલગીરી દર્શાવો અને શાહનશાહે હિંદ તમોને પોતાના ભાઈની માફક કોટી કરશે તથા તમારો દરજ્જો—માન મરતબો વધે, માટે પોતાના મ્હોટામા મ્હોટા ઉમરાવની કન્યા જોડે તમારા પાટવીને પરણાવી આપશે બાકી આવી હુલ્લડાઈ કરશો તો શાહનશાહજાદી તો શું, પણ એક ગુલામડી સરખી પણ મેળવી શકશો નહિ

"આટલુ છતા તમો તમારા નામવર શાહને કહેજો કે, હિંદની શાહનશાહજાદી માટે બિલકુલ નાઉમીદ થવાનુ તેને કાંઈપણ કારણ નથી ઇસ્લામનો આ બેટો તરવારના બળે ઇસ્લામની સેવા કરનારને પોતાની બરોબરનો જ ગણવાને તૈયાર છે, પણ તે માટે તેણે પ્રથમ પોતાની લાયકાત પૂરવાર કરી આપવી જોઇએ

"જો આપના નામવર શાહ સુલતાને બુખારાની પુરાતન ગાદીની શાહજાદી સાથે સબધ બાધી આવશે, તેમ જ જો તેઓ સઘળી ઇસ્લામી શાહનશાહતોમા શ્રેષ્ઠ અતિ બુલદ દરજ્જાવાળા અમારા મ્હોટા ભાઈ રૂમના નામવર સુલતાનની સુલતાનજાદી સાથે લગ્ન સબધ કરી આવશે તો પછી હુ પણ મ્હારી બેટી તે નામદારના પુત્રને જરૂર આપીશ "

આટલુ બોલી તે નામદારે, સભામા મને સારો પોશાક આપી વિદાય થવાની આજ્ઞા આપી

તે તેનો ઉત્તર કહી રહ્યો કે આખી સભામા ચારે તરફ ગણગણાટ થઈ રહ્યો સર્વે પરસ્પરમા એક બીજાને કાંઈ ને કાંઈ કહેવા લાગ્યા તથા કેટલાક તો નામવર શાહનો જય, નાદિર કુલીખાન ઘણુ જીવો, અલ્લાહો અકબર, વગેરેની બૂમો પાડવા લાગ્યા તે જ ક્ષણે એક મ્હોટો વાદળનો ગડગડાટ થતો હોય તેવો બુલંદ અવાજ નીકળ્યો ને સર્વ જિવ્હા પોતાનો વ્યવહાર બંધ કરી આંખોદ્વારા જે સ્થાનમાથી તે અવાજ નીકળ્યો હતો તે તરફ જોવા લાગી નાદિરશાહે થોડીવાર ચારે તરફ પોતાની આંખો ફેરવી તે બળતા અગ્નિના જેવી લાલચોળ થઈ રહેલી આંખો જાણે આતિશ વર્ષાવતી હોય તેમ આમથી તેમ જોવા લાગી અને તેનુ મુખ ક્રોધથી લાલચોળ–તપાવેલા ત્રાંબા–જેવુ દેખાવા લાગ્યું તેના હાથમાની પરશુ ઉંચી નીચી થવા લાગી તે મૂછ ઉપર વારવાર હાથ ફેરવવા લાગ્યો અને પછી થોડીવારે દૃઢપણે અને મ્હોટા અવાજે બોલ્યો–"મ્હારા વહાલા અમીરો અને બચ્ચાઓ–આ હિંદના તુમાખી શાહનશાહનો જવાબ સાભળ્યો ? તમારા શાહનો બેટો તેની બેટીના હાથને લાયક નથી. તમારા શાહની માદરનુ અપમાન કરતાં તે ડરતો નથી તે ભૂલી જાય છે કે, રસૂલ સાહેબના સઘળા ફરજદોનો દરજ્જો સરખો જ છે તે તમારા શાહની સાથે સબધ બાંધવામા હલકાઈ માને છે, તો હવે બોલો કે, તમો બધાની શી ઇચ્છા છે ? શુ આપણે હવે અહીથી તે કહે છે તેમ પાછા જવુ કે તેના મતલબને પાર પાડવા માટે મારુ મન બીજી તરફ દોરવવાની તેની યુક્તિમાં આવી જઈ તેને હાલ બાજૂપર રહેવા દઈને આપણે બુખારાના સુલતાન સાથે લડવા જવુ ? કહો મ્હારા બિરાદરો કે હવે આપણે શુ કરવુ ?"

શાહે આટલુ ટુંક ભાષણ કીધુ કે લાગલો જ તેનો ખજાનચી–શીરાઝી ઉભો થયો અને નીચે પ્રમાણે ટુકમાં બોલ્યો–"દરિયાયે હાફેઝ, મ્હોટા દરજ્જાવાળા, સિકદર નસીબના, નામવર શાહ, વિશ્વાસુ દિલાવર અમીરો અને ઉમરાવો, આપણા નામવર શાહ આજે આપણો મત પૂછે છે, પણ તે આમ મત શા માટે પૂછે છે ? પ્રથમમા ઇરાનથી ચાલતા જ આપણે તો ઠરાવ કીધો છે કે, જો હિંદનો આ કહેવાતો શાહનશાહ પોતાના વશની મગરરીમા જઇને આપણા શાહની માન ભરેલી માગણીનું અપમાન કરશે તો જેના અમલદારો, વજીર તથા સેનાધીશ ફુટેલા છે એવા તે હતભાગ્ય શાહનશાહના દિવસોનો અત આપણે લાવવો તો હવે પૂછવાનુ શુ રહ્યું છે ? ત્યા જવામા જ આપણને લાભ છે અને નહિ જવામા ગેરલાભ છે આપણા દેશમા એક રાતી પાઈ પણ રહી નથી. જ્યારે હિંદમા લક્ષ્મી રેલાઇ જાય છે ત્યા ધન કેટલું છે તથા ત્યાના લોકો કેવા બ્હીકણ બાયલા.

ને એશઆરામી બની રહ્યા છે તે તમોને નવાબ સાહેબ, જેઓ સઘળું નજરોનજર જોઈ આવ્યા છે તેઓ સવિસ્તર કહેશે પહેલા તેમને સાભળજો ને પછી નામવર શાહને જે સલાહ આપવી હોય તે આપજો ”

તે બેઠો કે તુરત જ નવાબ ઈમામુલખાને શાહ તરફ નજર કીધી અને તેની ઇચ્છા જોઈ તુરત જ ઉભા થઈ તેણે ફારસીમા ગાડી ગબડાવવા માડી કે જેનો ભાવાર્થ શીરાઝીની રોજનિશીમાથી નીચે આપેલો છે. “બુલદ દરજ્જાના દિલાવર નામદાર બાદશાહ, વાલિદે ઇસ્લામ, દરિયાએ હાફેઝ, માલેક ઉલ જમાન, પવિત્ર મહાત્મા મહમ્મદ રસૂલ સાહેબ, આપની દિનદિન ચઢતી કરે. મ્હારા બાધવો! તમો હિદની દૌલત કેટલી છે, તેની જાહોજલાલી કેવી છે, ત્યાના લોકો કેવા છે તથા જેના બળ ઉપર મુસ્તાક રહીને ત્યાના શાહનશાહે આપણા નામવર શાહને ધમકી આપી છે તે સિપાહો કેવા છે તે જાણવા માગો છો તો સાભળો તેની દોલતનુ હુ શું બ્યાન કરુ? મ્હારા જેવા તો શુ, પણ આ આપણા શીઘ્રકવિ શીરાઝી જેવા—અરે બિહિશ્તનશીન હાફેઝજી જેવા તથા સાદી સાહેબ જેવા—હજારો કવિઓ સાથે મળે તોપણ તેનો ખરો ખ્યાલ તે તમને આપી શકે એમ નથી તે ધનનો ભડાર છે ત્યા માટી જેવી ચીજ જ નથી જ્યા જુઓ ત્યા સોનુ જ સોનુ—હીરા ને મોતી, માણેક ને પરવાળા. ત્યાની દોલતનો હુ તમને શુ ખ્યાલ આપુ? આપણા નામવર શાહે જે અતિ મૂલ્યવાન્ પદાર્થો ભેટમા મોકલ્યા હતા, તે ત્યાંની દોલત આગળ કુછ બિસાદમા નહોતા—તદન નિર્જીવ હતા—અને જો કે અહીથી જતાં તો તે આપણુને ઘણા જ ખરચાળ ને ભારે લાગ્યા હતા, પણ ત્યા ગયા પછી તો તે મેં બાહેર જ ન કાટ્યા હોત તો વધારે સાર, એમ મને લાગ્યુ કારણ કે મને સમજાયુ કે, આવી ચીજો જોઇને ઇરાનનો શાહ કેવો મુફ્લિસ ગરીબ શાહ છે તે તેઓ વિચારશે અને કુળના અભિમાની હોવા ઉપરાત ધનના પણ તે અભિમાની બનશે અને આપણા શાહની શાંતિ જાળવવાની પરોપકારી ઇચ્છાનો ખ્યાલ ન કરતા પોતાની તુદાઇથી તેનુ અપમાન કરશે મ્હારા બહાદુર વીરો, ત્યાંનો ગરીબમા ગરીબ ભીખારી પણ આપણા મ્હોટામાં મ્હોટા અમીર કરતા વધારે સાહેબી ભોગવે છે, તો હુ ત્યાના રહીશોની, અમીરોની, રાજા મહારાજાઓની, વજીર તથા સુબાઓની, નવાબ ઉમરાવોની તથા ખુદ શાહનશાહની જાહોજલાલીનું તો શું બયાન કરુ! બહાદુર ભાઇઓ, તમને એક બે જ વાત કહીશ તેનો દીવાનેખાસ જો તમો જોશો તો ખુદાઈ મહેલને પણ તમો ભૂલી જશો બન્ને આલમમાં એવો દિવ્ય—રોનકદાર દીવાન (ઓરડા) તમોને જોવાને મળશે નહિ તે મહાન્ શાહનશાહનો મુગટ જોયો હોય તો તમો બધા તો દીવા-

ના જ થઈ જાઓ. તેની કીમત કોઈથી પણ કરાય જ ક્યાથી ? અરે આ ખો મુગટ તો રહ્યો, પણ તેમા એક મ્હોટા હીરા છે, ખુદા, ખુદા તે શુ હીરો છે કે કોઈ એક ઈશ્વરના બહેશ્ત-ફરિશ્તાનું-તાજ જ છે! તેનુ નામ પણ આશ્ચર્ય જ છે. "કોહિનૂર" પ્રકાશનો પર્વત કહે છે કે, તે હીરો ત્યાંના પેલા મૂર્તિપૂજક હિંદુઓના પુરાતન રાજાઓના તાજમાં હતો. અને આ તો મુગટની વાત-પણ તેનુ બેસવાનુ આસન-સિંહાસનને ઠેકાણે બપ રાતુ-જેને તેઓ તખ્તેતાઉસ-મયૂરાસન કહે છે, તેનુ વર્ણન હુ શુ કરુ આ તો ત્યાની દોલત! ત્યાની જાહોજલાલીનુ તો પૂછવુ જ શુ ? ત્યાની ઓરતોની ખુબસૂરતી તથા તેની પાક નિષ્ઠાની તારીફ હુ કેટલી કરુ ? તેના ધરની ગુલામડીની ગુલામડીઓના જેવી રૂપવાન્ ઓરતો તમને આપણા ઈરાનમાં પણ નહિ મળશે કદાચ પેલા કાફરોના મુલક યુરોપમા મળે; છતા તે પણ તેવી બહાદુર ને ખાવિંદ ઉપર જીવ કુરબાન કરનારી તો નહિજ આટલુ ધન તથા આવી બિહિસ્તની હૂરીઓને પણ હટાવે તેવી પાકદામન ઓરતો જ્યા મળે ત્યા પછી મર્દાઈ, લડાઈનો શોખ, કે હિંમત ક્યાથી રહે ? એશઆરામ, મોજમઝાહ, નાચરંગ સિવાય ત્યાં બીજુ શુ હોય ? ત્યાના દરેકે દરેક અમલદાર-ખાસ કરીને મુસલમાન અમલદાર તાજને બેવફા છે. તેઓ શાહનશાહના લાભને નહિ તપાસનાર, એશઆરામમાં ગુલતાન થઈ ગયેલા શેખીખોર, સ્વાર્થસાધુ છે ત્યાના મોગલો તદન હીજડા જેવા થઈ ગયા છે. તેમના સૈન્યમાના પઠાણો છે તો બહાદુર, પણ તેઓ શાહન-શાહને તથા તેના બાયલા મોજીલા અમલદારોને ધિક્કારે છે બીજા બધા મુસલમાનો દરબારમા રાજપૂતોનુ બળ જોઇને-શાહનશાહ કાફરોનો ચાહનાર છે-ને તેમના વશમાં વર્તે છે-એમ ધારે છે ને તેથી તેના વિરોધી બની રહ્યા છે. તમારે લડીને ટક્કર માત્ર એક રાજપૂતો સાથે જ લેવાની છે ખુદા, ખુદા, ઈનશાલ્લા. આ શયતાનોના ટોળા સામે લ્હડવુ, તે તમારું જ કામ માત્ર છે. ખુદાતાલાની બનાવેલી કોઈપણ દુનિયામા તેમની સામે ટક્કર ઝીલી શકે તેવી જાત તેણે બનાવેલી નથી-પણ તમારી આગળ તેની શુ બિસાદ છે! વળી જો કે તેઓ આવા બહાદુર, સ્વધર્મનિષ્ઠ, સ્વામિપરાયણ છે ખરા, તોપણ તેઓમા સંપ ન હોવાથી તેઓના ટોળે ટોળા સ્વચ્છંદીપણે લઢીને પોતાના પ્રાણ માત્ર ગુમાવે છે ને લાભ કાંઈપણ લઈ શકતા નથી. જો તેમને કોઈ ખરેખરો નેતા મળે તો આ આખી પૃથ્વીનુ પૂઠ એક હાથ કરવું, એ તે વીરરત્નોમાટે સહજ પણ દુષ્કર નથી. પણ નેતાના અભાવે તે નિર્જીવ જેવા છે વળી જેવા તે બહાદુર છે તેવી જ તેમની સ્ત્રીઓ પણ રૂપવતી તથા શૂરવીર છે તેમની સાથે નિકાહ કરવા, એ ગોયા બિહિસ્તમા રહેવા જેવુ જ છે. હુ તમને હિંદની શી શી વાતો સંભળાવુ ? જ્યા સુધી

એકવાર જાતે જઈને ખુદબખુદ નજરોનજર જોશો નહિ, ત્યા સુધી તમને તેનો ખ્યાલ સુદ્ધા આવનાર નથી. ”

તેનુ ઉપલુ દિલ ઉસ્કેરનારું–ધન લોભી તથા વિષયી જનોથી પૂર્ણ તે લશ્કરના દરેકે દરેક માણસને લલચાવનારુ–ભાષણ ખતમ થયું કે ચારે તરફથી “ અમને હિંદમાં લઈ ચાલો, અમને તેની અખૂટ દોલત લૂટવા દ્યો, અમારા ઘરમાં ત્યાની હૂરીઓને વસાવવા દ્યો, પાક કુરાનના કલમા ત્યાના લોકને હમો ભણાવીશુ–હવે ઢીલ ન કરો–પવિત્ર પયગમ્બર સાહેબનો હુકુમ છે કે કાફરોનો–મૂર્તિપૂજકોનો નાશ કરવો–તો હવે ઢીલ ન કરો–અમને ત્યા લઈ ચાલો પોતાના રાજ્યમા આવા મૂર્તિપૂજકોને રહેવા દેનાર તે નામર્દ મોગલ શહનશાહને પકડી બંદિવાન કરવા દ્યો–પછી તેને પૂછીશુ કે બોલ હવે કોનુ કુળ ચઢતુ? અલ્લાહો અકબર; દીન દીન, જય નાદિરશાહનો,” વિગેરે બુમો ચારે તરફથી પડવા લાગી.

ઉશ્કેરાઈ આવેલા આવા જુસ્સાને કોઈ પણ પ્રકારે શાત નહિ પડવા દેવાની ઇચ્છાવાળા શાહે તુરત જ તેમની માગણીનો સ્વીકાર કીધો અને તે દિવસથી પાચમે દિવસે ચાદરાત આવતી હોવાથી ચાંદના દર્શન કરીને ચાલવાનો ઠરાવ તુરત જ જાહેર કીધો ને દરબાર બરખાસ્ત કીધી

---

# પ્રકરણ ૬ ઠું.

## અંત પુરમાં.

પાછલા પ્રકરણમા જણાવેલી વિગતો શાહના અત.પુરમાં જવા પહેલાં જ ત્યા પહોચી ગઈ હતી શાહે લશ્કરના તમામ માણસોને સખત હુકમ કીધો હતો કે કોઇએ પણ સૈન્યમા સાથે સ્ત્રીને કે ગુલામડીને કે નકામી કોઇપણ ચીજને લેવી નહિ આ વાત સાભળીને અત પુરમા પણ ગમી ફેલાઈ હતી કે હવે તેમને અત્રે જ મૂકી જવામા આવશે ને હિંદ કે ત્યાની દોલત કે ત્યાની ખુબસૂરત ઓરતો જોવાની તેમને તક મળશે નહિ. શીરાઝીખાનમે તેમ જ વડીખાનમે તેથી શાહને સમજાવવાનો નિશ્ચય કીધો હતો આજે દરબારમાથી ઉઠેલો શાહ પ્રથમ જ શીરાઝીખાનમને ઉતારે ગયો અને ત્યા તેણે તેની માગણીનો સ્વીકાર પણ કીધો ત્યાંથી તે પોતાના તબૂમા મોડીરાત સુધી પોતાના કામે તેના હમેશના બે સોબતીઓ સાથે રોકાયલો હતો અને છેક પ્રાત કાળ થવાના સમયે જ તે વડીખાનમને તબૂએ આવ્યો

વડા ખોજા મારફતે મોટી ખાનમને શાહના આવવાની ખબર મળી હતી અને તેથી તેણે આજે તેને આવકાર આપવાને ખાસ ભારે ભારે

ગોઠવણો કીધી હતી અને પ્રતિપળે શાહના આવી પહોંચવાની રાહ જોતી તે રાત્રિના બે વાગતા સુધી જાગતી બેસી રહી હતી છેવટે ઉંઘ આગળ તે લાચાર થઈ પડી હતી અને કાંઇપણ ખોરાક કે પીણું લીધા સિવાય તે એમની એમ જ શાહના આસનના પગ આગળ ઘુટણું પેટમાં દબાવીને ટૂંટિયુંવાળી ઉંઘી ગઈ હતી.

પ્રાતઃકાળનો સમય થવા આવ્યો હતો ભગવાન સહસ્ત્રરશ્મિના ચોબદારોએ પ્રથમના પહોરની નેકીનો આવાજ કાઢયો હતો તખ્તની બાહેરના પહેરેગીરો એક બીજાની જાગ્રતિની ખાત્રી કરતા હતા તથા વખતની યાદ દેવડાવતા હતા તેટલામાં જ તખ્તના દરવાજા ઉપરનો પડદો ઉંચકાયો અને પાછો આસ્તે આસ્તે તે પડી ગયો. શાહે પ્રથમ દૃષ્ટિએ જ જોયું કે રાત્રિનું ખાણુ તથા પીવાનું એમને એમજ પડેલા હતાં, ખાનમે પોતાના બીછાના પર પણ પગ મૂક્યો નહોતો, તેમજ ખાનમના શરીરની અવસ્થા ઉપરથી જ તેણે જાણ્યું કે તે રાત્રિભર પોતાના આગમનની રાહ જોતી બેઠી હતી તેણીના આવા પ્રેમથી તેનુ મન પ્રસન્ન થયુ અને તેણે વાંકા વળીને આસ્તેથી ખાનમને ઠીક સૂવાડવા પ્રયત્ન કીધો, પણ શાહની જ વાટ જોતી–શાહનું જ સ્વપ્ન જોતી ખાનમ–તેના હાથનો સ્પર્શ થતાં જ એકદમ જાગી ઉઠી અને અર્ધ ઉંઘમાં–અર્ધ જાગૃતિમાં–સ્વપ્નની અસરમાં જ હોય તેમ બોલી ઉઠી–"દિલદાર ખાન, પ્યારા ખાવિંદ, આજ આટલો વિલંબ કેમ થયો વહાલા ત્હારા દીદારની પ્યાસી હું રાહ જોઇને કયારની બેઠી છુ. ખુદાવિંદ, હવે બહુ રાત ગઇ છે મારી ચિંતા ન કરો–પણ તમો જરાક ઉંઘ લ્યો."

ઉંઘમાં પણ પોતાનું જ ચિંતન કરતી ખાનમને તેણે શાલથી ઢાંકી, પણ શાલ લાગતામાં તો તેની ઉંઘ તદ્દન ઉડી ગઈ અને તુરત બેઠી થઈ જઈ તેણીએ શાહને પોતાના હસ્ત પાશમા વિંટાળી લીધો અને તખ્ત પર બેસાડી હસતાં હસતા આનંદમય ચહેરે કહ્યુ "ખાન સાહેબ, આપ રાત્રિભર યુદ્ધની ચિંતામા હતા એમ આપના હાથ ઉપરની આ કાળી શાહીની રેષાથી હું જાણુ છું. હવે આપ આરામ કરો." આટલું કહી તેણે તેને એક પ્યાલો ભરીને ઉત્તમ શીરાઝી દારુ આપ્યો અને ધીરે ધીરે તેના ચરણુ ચાંપીને તેને નિદ્રાદેવીના હાથમા સોંપી દીધો.

સહવારે શાહ નિયમિત વખતે ઉઠી પોતાના કામકાજમાં લાગવા પૂર્વે ખાનમને કહેતો ગયો હતો કે તે પાછો ત્વરાથી આવશે અને તેજ મુજબ તે સઘળુ કામ આટોપીને પાછો આવ્યો. તે પછી તે બેયની વચમા શું ચર્ચા થઈ તથા શુ તકરાર થઈ તે કોઈ જાણતું નથી પણ છેવટના નીચેના શબ્દોજ માત્ર માલમ પડયા છે

"હિંદમાં શાહનશાહજાદી લેવા જાઓ છો પણ સંભાળજો કે કોઈ હલકી વર્ણની ઓરત ન આવી જાય. આપનાં બુઝર્ગ માદર કહેતા હતા કે તેમના દેશમા રાજપૂત નામની તેમનાં રાજાઓની જાત છે, તેમની ઓરતો જેવી ખુબસૂરત તથા સ્વામિનિષ્ઠ પતિવ્રતા ને ધર્મનિષ્ઠ અચળ ટેક ધારી ઓરત પૃથ્વીના પડ ઉપર મળશે નહિ. તો જો કદી હિચકારા મોગલ શાહનશાહની શાહજાદી ન મળે તો જરૂર જરૂર આપને માટે તથા મારા પ્યારા રેજાખાન માટે, તે જાતના મ્હોટા મહારાજાની કન્યા લાવજો પણ સભાળજો કે કોઈ નાચીજમાં ન ફસાઓ."

ઉપલા શબ્દોમાં તેણીએ તેની પોતાની માતા માટે વ્યંગ્યપણે ટહુકો કીધેલો છે એવુ શાહને લાગ્યું અને ક્રોધથી રક્ત નેત્રોવાળા શાહે એકદમ હડસેલો મારીને ખાનમને દૂર કીધી તથા પોતે સહસા ઉભા થઈ જઈ પોતાના હાથમાની પરશુ તેની ઉપર ઉગામી, પણ પાછો હાથ રોકી લીધો અને ગુસ્સામાંને ગુસ્સામાં તે નીચલા શબ્દો બોલી ત્યાંથી ચાલી નીકળ્યો—"મારી વહાલી માતા માટે આવો મર્મ કરનાર તું મને ગમે, તેટલી પ્યારી છે તોપણ હુ તને સજા કીધા વિના મૂકીશ નહિ, તુ કહે છે તેવી રાજપૂતાણીને જો હુ સાથે લાવું તો હું કદી પણ તને પાછો મળીશ નહિ તને મ્હારી સાથે લઈ જવાને બદલે અત્રે જ મૂકી જવાની શિક્ષા કરું છુ"



# ખંડ ૨ જો—કત્લે આમ.

## પ્રકરણ ૧ લું.

### દીવાને ખાસમાં યુદ્ધ ચર્ચા.

"તુમ કિશ્તીયે રાહત તો મયઁ તૂફાને બલા હું
તુમ ખિરમને ઈશરત હો તો મયઁ બર્કે કઝા હું,
તુમ અયશકી દુનિયા હો તો મયઁ ઉસમેં વબા હું,
તુમ હિર્સકી જન્નત તો મયઁ દોઝખકી હવા હું,
હાં દેખના તુમ પાતે હો યા ફતહો જફર મયઁ;
અબ બીચમેં કિસ્મત હય, ઉધર તુમ હો ઈધર મયઁ!"*

હશ્ર.

* આનો ભાવાર્થ આ પ્રમાણે છે—"તમે આનંદની નૌકા છો, તો હું બલાનુ તોફાન છું તમે અયશ આરામના ક્ષેત્ર છો, તો હું મરણની વીજળી છુ, તમે વૈભવના વિશ્વ છો તો હુ તે (વિશ્વ)માની મહામારિકા છુ, તમે મહત્ત્વાકાંક્ષાના સ્વર્ગ છો, તો હુ નરકનો

પ્રિય વાચકો, એક સાધારણ લુટારામાંથી શાહ બનેલા **નાદિરશાહ** અને તેના અનુચરો સાથે ઇરાન અને અફગાનીસ્તાનના પ્રદેશોમા આપણે આપણો કેટલોક સમય વીતાડી ચૂક્યા છીએ, એટલે હવે આપણે દિલ્લી-ભારતવર્ષની પ્રાચીન રાજધાની અને સમસ્ત આર્યાવર્ત્તની ગૌરવ સ્વરૂપિણી દિલ્લી નગરીમા પ્રવેશ કરીને ત્યા શી ચર્ચા ચાલી રહી છે એનુ પણ અવલોકન કરવુ જોઇએ

શરદૃઋતુના આયુષ્યમાથી લગભગ એક માસ ઓછો થઈ ગયો હતો. દિલ્લીનો શહનશાહ **મહમ્મદશાહ** અથવા મહમ્દશાહ રગીલો પોતાના નિઝામુલ્મુલ્ક અને અયોધ્યાના સૂબેદાર **સાદતખાન** તથા અન્ય અધિકારીઓવડે ઘેરાઇને દીવાનેખાસમાના પોતાના મયૂરાસને વિરાજ્યો હતો. શહનશાહતના જૂદા જૂદા પ્રાંતોની રાજકીય વ્યવસ્થા વિશેની ચર્ચા ચાલી રહી હતી, એટલામાં એક જાસૂસે પ્રવેશ કરી શહનશાહને નમન કરવા પછી આ પ્રમાણેની હકીકત ઊતરી ગએલા ચ્હેરાથી જણાવી –

"શહનશાહે વાલાતબાર, જિલ્લે સુબહાની, ઇરાનનો આજકાલ બની બેઠેલો અને મગરૂર શાહ **નાદિર** ગજની તથા કાબૂલ વગેરે શહેરોને કબ્જે કરીને હોડીઓના પુલપરથી સિંધુ નદીને ઓળંગી હિન્દના આ કિનારાપર ઉતરી ચૂક્યો છે અને આપણા તરફથી કશી પણ તૈયારી ન હોવાથી જે વખત જાય છે તેમાં તે દિલ્લીપર ચઢી આવશે એ નક્કી હોવાથી હુંજૂરે-વાલાને જે વ્યાજબી જણાય તે બદોબસ્ત કરવામાં હવે વખત ખોવા જેવુ નથી જ"

જાસૂસના મુખથી આ સમાચાર સાંભળતા જ સર્વ અમીરો, અમી-રૂલઉમ્રા અને સરદારો વગેરેના મુખમંડળમાં શોકની છાયા છવાઇ ગઇ અને બાદશાહ પણ ગભીર મુખમુદ્રા કરીને ઘડીભર વિચારમાં પડી ગયો. કેટલીક વાર સુધી એ પ્રમાણે વિચારમા નિમગ્ન રહેવા પછી અચાનક મસ્તક ઊંચું કરી એક નિશ્વાસ નાખીને **મહમ્મદશાહે** પોતાના સલાહકાર દરબારીઓને ઉદ્દેશીને કહ્યુ કે,–"મારા રાજનીતિ નિપુણ અને રાજ્યના સ્થંભ-રૂપ અમીરો અને સરદારો, લુટારા **નાદિરશાહે** થોડા દિવસ પહેલાં જે અયોગ્ય માગણીઓ આપણી પાસેથી કરી હતી, તે માગણીઓ કરવાનો **નાદિરને** જરાપણ અધિકાર નહોતો અને તેથી તે વેળાએ જ આપણે યોગ્ય ઉત્તર આપ્યુ હતુ એટલે તે આમ સાહસ કરીને ઠેઠ હિન્દુસ્તાનમાં આવી લાગશે, એ હુ સ્વપ્નમાં પણ ધારતો નહોતો. વળી આપણે મરાઠા

---

વાયુ છુ–હવે એ જોવાનુ છે કે, અચલ વિજય તમે પામો છો કે હુ પામુ છુ–આપણા ઉભયની વચ્ચે ભાગ્યરૂપ નદી છે કે જેને પેલે તીરે તમે ઊભેલા છો અને આ તીરે હું ઊભેલો છુ"

સાથેના વિગ્રહોમાં ગુંથાયલા હતા એટલે એ તરફ આપણાથી ધ્યાન આપી શકાયું નથી. હવે એ આવી લાગ્યો છે અને આજ સુધીના પોતાનાં કાવત્રાંમાં ફાવેલો હોવાથી દિલ્લીપર હલ્લો તો તે અવશ્ય કરવાનો જ. સારે હવે આ યુદ્ધવિશે આપ સર્વ મારા હિતચિંતક તરીકે શો અભિપ્રાય આપો છો? કોઇપણ પ્રકારના સંકોચ વિના પોતપોતાના મતને વ્યક્ત કરવાની હું તમને સ્વતંત્રતા આપુ છુ."

"આલમપનાહ! મારો તો એવો જ અભિપ્રાય છે કે, કોઇ પણ જોખમે આપણે લડાઇ તો કરવી જ, અને એ બદમાશ લુટારા નાદિરને બતાવી આપવું કે, હિન્દુસ્તાનનો શાહનશાહ ઇરાનના શાહ પ્રમાણે લુટારાઓની ગીદડ ભપકીઓથી દબાઈ જાય તેવો નથી. શાહનશાહે હિન્દની તાકત હજી એટલી બધી ઓછી થઈ ગઇ નથી કે, તે લુટારાઓને પણ પોતાની સલ્તનતમાંથી હાંકી કાઢવાને અસમર્થ હોય!" અયોધ્યાના સુબેદાર સાદતખાને પોતે બાદશાહનો આંતરિક શત્રુ હોવા છતા બહારથી મિત્રતા અને શુભચિંતકતાનો દંભ બતાવવા માટે એવાં ઉત્તેજક વાક્યોનો શૌર્યથી ઉચ્ચાર કર્યો.

"હું પણ સાદતખાનના અભિપ્રાય સાથે મળતો થઇને બહાદુરીથી લડવા માટેનો જ મારો અભિપ્રાય દર્શાવું છું." નિજામુલ્મુલ્કે પણ 'મુખમેં રામ બગલમેં છુરી' ની કહેવતને અનુસરીને સાદતખાનની હામા હા મેળવી દીધી.

નિજામુલ્મુલ્ક અને સાદતખાન જેવા રાજ્યનાસ્તભ કિંવા મુખ્ય આધાર સરદારોનો આવો અભિપ્રાય સાભળીને બીજા અમીર તથા સરદારો પણ ગાડરિયા પ્રવાહ પ્રમાણે પોતાના તેવા જ અભિપ્રાયો દર્શાવવા લાગ્યા. કેવળ એક વૃદ્ધ સરદાર કાઇ પણ બોલ્યા વિના મૌન્ય ધારી બેસી રહ્યો હતો તેને આવી રીતે વાચાહીન બેઠેલો જોઇને શાહે તેને ઉદ્દેશીને કહ્યુ કે;–"કેમ, બુજર્ગ રફીકુદ્દીન આપે આપનો અભિપ્રાય ન દર્શાવ્યો? આપના જેવા બુજર્ગ અને તજરબાકાર સલાહકારની સલાહની તો અમને ખાસ જરૂરત છે."

"સુલ્તાને વક્ત, આ બધા અમીરો અને સરદારો કરતા મારો અભિપ્રાય જૂદો છે, પરતુ જ્યાં સર્વનો અભિપ્રાય એક હોય અને મારા જેવા એક જ નાચીજ઼ ઇન્સાનનો અભિપ્રાય જૂદો પડતો હોય, ત્યા 'સદા તૂતીકી સુનતા કૌન હય નક્કારખાનેમેં?' એ કહેવત પ્રમાણે ચુપકીદી ઇખ્તિયાર કરવામા જ હુ ભલાઇ સમજી બેઠો છુ" રફીકુદ્દીને શાતિથી ઉત્તર આપ્યું

"આપનો બધાથી જાદો અભિપ્રાય શો છે?" શાહે પૂછયું.

"અત્યારે યુદ્ધ કરવાનો સમય નથી છતાં જો લડાઇ કરવામા આવશે તો તેનુ પરિણામ સારું આવવાનું નથી, એવો મારો અભિપ્રાય છે" રફી કુદ્દીને નિર્ભયતાથી પોતાનો મનોભાવ જણાવ્યો.

"તજરબાકાર રફીકુદ્દીન, આપને આ સમય યુદ્ધને યોગ્ય જણાતો નથી, એ જાણીને મને આશ્ચર્ય થાય છે! જે નાદિર પોતે એક હલકા ખાન્દાનથી ઊતરી આવેલો અને કાળાં કાવત્રાંથી ફાવેલો હોવા છતાં હિંમત કરીને આપણા મુલ્કપર ચઢી આવ્યો છે, તેને તૈમૂરના ખાન્દાનનો શહનશાહે હિન્દ મૂગે મોઢે પોતાના મુલ્કમાં આવવા દે, તેની માગણીઓ કબૂલ રાખે અને તેના શરણને સ્વીકારી પોતાની અને પોતાના બાપદાદાની આબરુપર પાણી ફેરવે, એમ કરવા માટે જ આ સમય આપને યોગ્ય જણાય છે કે? આપના અભિપ્રાયનું રહસ્ય એ જ છે કે બીજું? બોલો બોલો વિલબ ન કરો—આ પ્રસંગ વિલબ કરવાનો નથી" મહમ્મદશાહે આવેશયુક્ત મુદ્રા અને ઉત્તેજિત વાણીથી કહ્યું

વૃદ્ધ રફીકુદ્દીને યુદ્ધ ન કરવા માટેનો પોતાનો જે અભિપ્રાય આપ્યો હતો, તેમાં કેટલાક સબળ કારણો સમાયલાં હતાં. એટલે તે મહાન્, અનુભવી અને રાજકાર્યનિપુણ મંત્રીને મહમ્મદશાહનો એ આવેશ અને આગ્રહ બહુ જ અપ્રાસંગિક અને અહિતકારક લાગ્યો. તે પુન નમ્રતાથી કહેવા લાગ્યો કે—"શાહેજમાન, હુ અત્યારે લડાઈ ન કરતા નાદિરશાહ સાથે શાંત વર્તન રાખવાનુ કહુ છું એ માટે જેમ આપને આશ્ચર્ય લાગે છે તેવુ જ આશ્ચર્ય આ સર્વ સભાસદોને પણ થતું હશે જ. પરંતુ એનાં ઊડા કારણોનો વિચાર કરતાં એવા આશ્ચર્યનુ સ્થાન રહેવાનું નથી નાદિરશાહ નીચા ખાન્દાનનો હોય કે લુટારો હોય પણ અત્યારે તો તેના અંગમા એક પ્રકારની વિલક્ષણ શક્તિનો આવિર્ભાવ થએલો છે, એની કોઇથી પણ ના પાડી શકાય તેમ નથી જ. આપણી શહનશાહત જે આટલી બધી જોરાવર અને અજેય માનવામાં આવે છે, તે જો વિશિષ્ટ વ્યક્તિયોના જોરથી જ અજેય માનવામાં આવતી હોત, તો આજે આ પ્રસંગનો આપણે એક જૂદા જ પ્રકારે વિચાર કરી શકયા હોત પણ વસ્તુ સ્થિતિ એથી જૂદી જ છે અને તે ગમે તે સમયે એવી જ હોવાની. રાજા સાર્વભૌમ હોય કે માંડલિક હોય, તોય તેને સાત અંગો તો અનુળફળ હોવા જ જોઇએ ઉત્તમ રાજા, દક્ષ પ્રધાન, બીજા બલવાન્ રાજાઓ સાથે મૈત્રી, ભરપૂર ધન ભંડાર, મજબૂત કિલ્લાઓ અને અપાર સેના, તેમ જ બુદ્ધિમાન અને કૃતજ્ઞ કામદારો અને પ્રમુખ નાગરિક જનોની અનુકૂલતા, એ સર્વ જો અનુકૂલ હોય, તો જ તે રાજ્યને મહત્તા અને બલવત્તા પ્રાપ્ત થઈ શકે છે. ખુદાની મેહરબાનીથી એ સર્વ અગો આપના વડવાઓને ઉત્તમ પ્રકા-

રનાં અને અનુકૂળ મળ્યાં હતાં અને તેથી જ તેમને એક પછી એક વિજયો પ્રાપ્ત થતા રહ્યા હતા; પણ આજે અવસ્થા તેવી નથી. બીજા સર્વ અંગો અનુકૂલ હોવા છતાં આપને મિત્રો–દોસ્તો–નું સાહાય્ય નથી. શહનશાહના મિત્રો આજકાલ કેટલા છે અને પોતાને મિત્રના નામથી ઓળખાવવા છતાં તેઓ કેટલી હદ સુધી આંતરિક શત્રુતા ધરાવે છે એ સર્વ સારી રીતે મારા જાણવામાં છે, પરતુ હું ખુલ્લી રીતે કોઇના નામનો ઉચ્ચાર કરવા ઇચ્છતો નથી. સારાશ કે, જે મિત્રો કહેવાય છે તેઓ કેટલેક અંશે શત્રુ છે–હવે તેઓ પ્રસિદ્ધતાથી શત્રુપક્ષમાં મળી જશે કે કેમ એ જોકે કહી શકાય તેમ નથીજ; તો પણ તેઓ ખરી લાગણીથી આપના લાભ માટે લડવાના નથી એ તો નક્કીજ છે અને એટલા માટે જ હુ યુદ્ધ ન કરવાની સલાહ આપુ છુ"

"ત્યારે શુ આપ એમ ધારો છો કે, મોગલ શહનશાહનું સામર્થ્ય હવે આગળ જેવું અને આગળ જેટલું નથીજ રહ્યુ?" શાહે કટાક્ષપૂર્વક એ શબ્દો ઉચ્ચાર્યા.

"અત્યારે મોગલ શહનશાહનું સામર્થ્ય અથવા પરાક્રમ ઓછાં છે એમ હુ માનતો નથી અને એવા હેતુથી મેં મારો અભિપ્રાય દર્શાવ્યો પણ નથી. પરતુ પૂર્વે વસ્તુસ્થિતિ કેવી હતી એનો વિચાર અવશ્ય થવો જ જોઇએ, એટલીજ મારી પ્રાર્થના છે. અત્યાર સુધી મોગલ શહનશાહતનો એટલો બધો પ્રભાવ હતો કે, પ્રથમ તો કોઈ બહારનો રાજા હિન્દુસ્તાનમાં આવવાની હિમતજ કરી શકતો નહોતો અને કદાચિત્ કોઈ હિંમત કરીને આવતો હતો તો તેને આપણી સૈના માર્ગમાથીજ પરાજિત કરીને નસાડી દેતી હતી પણ આજે તે દાવ પલટાઇ ગયો છે; પ્રથમ તો નાદિરશાહે સિંધુ ઊતરી આવવાની જે હિમત કરી છે, તેમાંજ કાઇક ઘરભેદીપણાનો ભેદ રહેલો હોય એમ મારું માનવુ છે. વળી પજાબમાની આપણી સૈના પરાભૂત થઇને દિલ્લી તરફ પાછી વળવાના સમાચાર મને ખાનગી રીતે મળી ચૂક્યા છે એ સર્વ સયોગો આપણુને શું બતાવે છે વારુ? એજ કે, આ પ્રસંગ યુદ્ધ કરીને વિજયની આશા રાખવાનો નથી. અર્થાત્ અત્યારે એની સાથે લડાઈ ન કરતાં એ નાદિરને સંતોષથી પાછો વાળવો એજ મારા ઉપદેશનુ તાત્પર્ય છે. અત્યારે સામ નામક રાજનીતિનુ અવલંબન કરવાથી આપણા પ્રભાવમા કાંઈ ન્યૂનતા થવાની નથી. વળી ભવિષ્યમાં જ્યારે સર્વ પ્રકારની અનુકૂળતા થાય, ત્યારે શત્રુનો પરાભવ પણ કરી શકાશે. એક ખરા હિતૈષીએ યોગ્ય સલાહ આપવી જોઇએ, એ મારી ફરજ મેં બજાવી છે–તે માન્ય કરવી કે અમાન્ય કરવી એ માટે શાહ સ્વતંત્ર છે." રૂહીકુદ્દીને પુનઃ પોતાના મતનું સમર્થન કર્યું.

મહમ્મદશાહને વૃદ્ધ મંત્રીનો એ ઉપદેશ રુચ્યો નહિ, એ નવેસરની કહેવાની કશી પણ અગત્ય નથી જો કે આટલીવાર સુધી એ મંત્રીના ભાષણને તે સ્વસ્થતાથી સાંભળતો બેઠો હતો ખરો, પણ નાદિરશાહ અત્યારે અત્યંત બળવાન્ થએલો હોવાથી તેની સાથે યુદ્ધ કરવાને બદલે સખ્ય કરવું એ વધારે સારું છે એમ માનવાની તેના ખાન્દાનના અભિમાને તેને ચોખ્ખી ના પાડી તેણે સેનાપતિ ખાનદૌરાન તરફ આશયપૂર્ણ દૃષ્ટિપાત કર્યો ખાનદૌરાન શાહના આશયને જાણીને વીરતા બતાવતો કહેવા લાગ્યો કે,–

"મને તો એમ જ લાગે છે કે, શહનશાહેવાલાનો વિચાર કોઇ પણ રીતે અયોગ્ય નથી. આપણને દોસ્તોની જરૂરત નથી અને દોસ્તના સાયામાં સતાયલા દુશ્મનોની દરકાર નથી. તેઓ જોઇએ તો ઘેર બૈરાની સોડમા સંતાઇ બેસે કે ગમે તો દુશ્મનો સાથે મળી જાય–આપણી ફોજ તૈયાર છે. મોગલ શાહના પ્રતાપે દુશ્મનોને જેર કરવાનુ કામ જરા પણ અશક્ય નથી. ભલે શહનશાહ પોતે લડાઇમા ન આવે–હુ એકલો જ એ લુટારા નાદિરને જીતી કેદ કરીને શહનશાહે હિન્દના કદમોમા લાવી હાજર કરવાનુ બીડુ ઊઠાવુ છું."

ખાનદૌરાનનું એ ગર્વપૂર્ણ ભાષણ જો કે કેટલાક વિચારશીલ સભાસદોને ન ગમ્યું; તેપણ તે માટે પોતાની અરુચિ બતાવવાનું સાહસ તેમનાથી કરી શકાય તેમ ન હોતુ; કારણ કે, તેમ કરવાથી શાહની ઇતરાજી થવાનો સભવ હતો. રફીકુદ્દીને વળી પણ શાહને ઘણી ઘણી રીતે સમજાવ્યો અને યુદ્ધ કરવામા જે અડચણો હતી તે પણ બતાવી આપી, પરતુ શાહ મહમ્મદશાહના મનમા તેનુ કાઇ પણ પરિણામ થયુ નહિ. તે–શહનશાહ–આવેશથી પાછો કહેવા લાગ્યો કે –

'જુનૂ હય, ખ્બ્ત હય, તકદીરસે નાહક ઝગડતે હયૅ;
હમ આપહી અપનેહી કરનેસે બનતે ઔર બિગડતે હયૅ !'*

કદાચિત્ આપણે એકવાર એમ પણ માની લઇએ કે, મારા વડવાઓને સર્વ પ્રકારની અનુકૂલતા હતી અને તેથી જ તેઓ વિજયી થયા હતા અને આજે સર્વ પ્રકારની પ્રતિકૂલતા હોવાથી મારે યુદ્ધ કરવુ ન જોઇએ પરંતુ સર્વ સાધન પ્રતિકૂલ હોય અને વિજય મેળવવો, એમાજ ખરી બહાદુરી સમાયલી છે, હુ અચાનક બહાદુરી બતાવવા માટેનો આવો પ્રાપ્ત થએલો પ્રસગ કદાપિ નિષ્ફળ જવા દેનાર નથી. ધારો કે એકવાર નાદિર સાથે હુ સમાધાન અને શાંતિથી વર્તું, પણ તેથી તે ઉન્મત્ત વધારે ઉન્મત્ત થયા વિના રહેશે કે? મારી શાહજાદીની પોતાના પુત્ર માટે તેણે જે નીચ માગણી કરી છે, તે પોતાની માગણીને તે આપણી ભલાઇને જોઇને છોડી દેવાનો કે? એવા એક નીચના છોકરાને મારી શાહજાદી આપીને દુનિયામા નાક કપાવી ફરું, તેના કરતા લડાઇમા મરુ તો તે શું ભુડું છે વારુ? કારણ કે,—

જિલ્લત સિપાહી લેતા નહીં શાન બેચ કર,
દુનિયાકો મોલ લે તે હો ઈમાન બેચ કર?'
જો મર્દ હયૅ દિલેર વો મયદાને જગ મેં,
ઈજ્જત ખરીદતે હયૅ સરો જાન બેચકર!†'

મારો તો એવોજ નિશ્ચય છે કે, જો આપણી પોતાની હિમ્મત કાયમ છે, તો આગળની અને અત્યારની સ્થિતિમા કશો પણ ફેરફાર થએલો નથી નાદિરને પ્રબળ થએલો કહેવામા આવે છે, છતા તેને હું અજિત માનતો નથી, અને એટલા માટે તેની આગળ ગર્દન ઝુકાવી જીવતાં જ મરણ કરી લેવુ મને માન્ય નથી. રફીકુદ્દીન, આપ વૃદ્ધ થયા છો—જેમ જેમ વૃદ્ધાવસ્થા આવતી જાય છે, તેમ તેમ શરીરની શકિત ક્ષીણ થતી જાય છે અને શરીરની ક્ષીણતા સાથે ઉત્સાહની પણ ક્ષીણતા થવી જ જોઇએ એવો નિયમ છે. અર્થાત્ ઉત્સાહ ગયો એટલે તે મનુષ્ય પછી નિર્બળજનની નીતિનુજ અવલબન કરે એ સ્વાભાવિક હોવાથી આપનો ઉપદેશ અમને માન્ય નથી!"

---

* "નસીબપર આધાર રાખીને તેની સાથે અમસ્તા ઝગડા કરવા એ એક પ્રકારનો ઉન્માદ કિવા વ્યર્થ પ્રમાદ જ છે, કારણ કે, આપણે પોતાના કરવણી જ (પોતાના કરેલાં કાર્યથી જ) બનીએ છીએ અને બગડીએ છીએ."

એક ઉર્દુ શાયર

† "વીરનર પોતાના ગૌરવને વેચીને અપકીર્તિ ખરીદતો નથી તમો ધર્મને વેચીને જગત્ સુખને ખરીદો છો? જે શૂરવીર પુરુષ હોય છે તે રણક્ષેત્રમા મસ્તક અને પ્રાણને વેચીને એક અમૂલ્ય પ્રતિષ્ઠાનેજ (આનંદથી) ખરીદ કરી લે છે

હશ્ર.

દરબારમાં યુદ્ધવિશે એ પ્રમાણે અનેક પ્રકારે ભવતિ, ન ભવતિ થયા પછી મહમ્મદ શાહનો યુદ્ધ માટે અતિશય આગ્રહ હોવાથી અંતે યુદ્ધનો નિશ્ચય કરવામાં આવ્યો અને તત્કાળ ખાનદૌરાન, નિઝામુલ્મુલ્ક તથા સાદતખાન આદિ નામાંકિત અને શૂરવીર સરદારોને તત્કાળ બાદશાહે સૈન્ય તૈયાર કરવાની આજ્ઞા આપી દીધી, અને દરબાર બરખાસ્ત થતાં સર્વ જનો પોતપોતાને સ્થાને ચાલતા થયા.

રફીકુદ્દીન માર્ગમા ચાલતાં પોતાના મનમાં વિચાર કરવા લાગ્યો કે;— "અફ્સોસ! કે, બાદશાહે મારા ઉપદેશનો અનાદર કર્યો અને યુદ્ધનો નિશ્ચય હૃદયમાં ધર્યો! અસારે એ શાહના વિનાશનાં શાંશાં સાધનો તૈયાર થતાં જાય છે, દોસ્તો દુશ્મનની ગરજ કેવી રીતે સારે છે અને પરાજયનો સમય કેટલા બધા વેગથી પાસે આવતો જાય છે, એની એ રંગીલા બાદશાહને કલ્પના માત્ર પણ નથી. પરતુ ચિન્તા નહિ—સર્વ જગત્ મારા મતથી વિરુદ્ધ હોવા છતાં પણ હું હજી શાહના હિત માટે મારાથી બનતા પ્રયત્ન કરીશ.

'પરવા નહીં જો આજ જમાના ખિલાફ હય,
રસ્તા વહી ચલૂંગા જો ઠીક ઔર સાફ હય;
તૌહીનો ખૌફ હેચ હયૅ મેરી નિગાહમેં,
મર્યે ખાકભી જો હૂગા તો નેકી કી રાહમેં!"*

શાહની સાથે રફીકુદ્દીને પણ રણભૂમિમાં જવાનો નિશ્ચય કર્યો.



## પ્રકરણ ૨ જું.

### ભયંકર ગૃહભેદ.

ગત પ્રકરણમાં વર્ણવેલા બનાવને લગભગ પંદર વીશ દિવસ વીતિ ગયા છે. દિલ્લી નગરી—મોગલ બાદશાહની રાજધાની દિલ્લી નગરી—માં સર્વત્ર એક પ્રકારની ધામધૂમ ચાલતી જોવામાં આવે છે. ઈરાના નાદિર લુટારા સાથે યુદ્ધ કરવાનો નિશ્ચય થઈ ચૂકેલો હોવાથી લશ્કરી સિપાહીઓ પોતાની યુદ્ધ સામગ્રીને એકઠી અને તૈયાર કરવાના કાર્યમાં નિમગ્ન થયેલા છે-કેટલાકો પોતાનાં હથિયારો સરાણે ચઢાવીને અથવા ઘસીને તીક્ષ્ણ કરતા બેઠા છે, કેટલાકો બંદૂકની કટાઈ ગયેલી નાળોને અજવાળના કામમાં રોકાયલા છે અને કેટલાકો પોતાના હથિયારો નકામાં થઈ ગયેલાં હોવાથી નવીન હથિયાર મેળવવાની ગડબડમાં પડેલા છે હથિયાર બનાવનાર લુહા-

* આજે કદાચિત જગત્ મારાથી વિરુદ્ધ છે, તો તેની મને દરકાર નથી હું તો જે સરળ અને સ્વચ્છ હશે તે માર્ગમા જ ગમન કરીશ. અપમાન અને ભય મારી દૃષ્ટિમાં કાંઈપણ નથી, (અર્થાત્ શાહે કરેલા અપમાનને મનમાં ન લાવતા) જો હું મરીશ, તોપણ નેકીના માર્ગમાં મરીશ (અર્થાત્ મરતાં મરતાં પણ શાહનું હિત કરીશ.)

રોને તો આજકાલ એટલુ બધું કામ નીકળી પડ્યુ છે કે, દિવસ અને રાત્રિ એકસરખી મહેનત કરતાં કરતાં તેમનો આટો નીકળી જાય છે અને ઘણીકવાર તો તેમને ખાવા માટેનો અલ્પ અવકાશ પણ મળી શકતો નથી. છંછેડાયલો લશ્કરી સિપાહીઓને સમજાવતાં સમજાવતાં તેમનાં માથાં ફરી જાય છે. દરેક સિપાહી ભાઇ આવીને એવો જ તકાદો કરે છે કે.–"કેમ રે, હજી મારી તલવાર તૈયાર નથી કરી કે?" "કેમ ભાઈ! મારો ભાલો ક્યાં છે?" "આ મારી તલવારને આ ઘડિયે પાણીદાર બનાવી આપે છે કે નહિ?" એ સર્વને "હા સાહેબ! તૈયાર છે!" "ભાલો હમણાં થાય છે," અને "આવતી કાલે આપની તલવારપર પાણી ચઢી જશે" એમ કહી બિચારા હથિયાર બનાવનાર લુહારો તેમને હાથે પગે પડી દાઢીમાં હાથ નાખીને પોતાની જીન્દગીને જોખમમાથી બચાવવાના પ્રયત્નો કરતા દેખાય છે ગોળા બારુદ તૈયાર કરવાના કારખાનાં ખોલવામાં આવ્યા છે અને ત્યાં જેમ જેમ તે સાધનો તૈયાર થતા જાય છે, તેમ તેમ તે સિપાહીઓને વેહેંચી આપવામા આવે છે. હાથી અને ઘોડાઓની તપાસણી ચાલી રહી છે; કારણ કે, તેમને પણ યુદ્ધ ભૂમિમાં જઇને પોતાની હાજરી આપવાની છે. પ્રત્યેક ઘોડેસ્વાર અને હાથીનો મહાવત પોતાના અશ્વ અને હસ્તીને યુદ્ધમાં જવા લાયક સાબેત કરી બતાવે છે, કારણ કે, જો યુદ્ધમાં વિજય થાય તો તેમને ઇનામ મળવાની મોટી આશા છે. ભિન્ન ભિન્ન રણવાદ્ય વગાડનારા પણ પોતાનાં વાદ્યોની પરીક્ષા લેવામાં વિલીન છે અને તેથી તેમનાં ગૃહોમાથી વારંવાર વાદ્યોના વિલક્ષણ ધ્વનિ માર્ગમા ચાલતા મનુષ્યોના સાંભળવામાં આવ્યા કરે છે. કારકૂનો અને તેમના અધિકારીઓ વચ્ચે યુદ્ધમાં સાથે કોણે જવું અને કોણે નહિ એ વિશેનો નિત્ય વાદવિવાદ ચાલ્યા કરે છે. લડાયક લોકોને લડાઇની તૈયારીથી જેટલો આનંદ થતો જેવામાં આવે છે, તેટલો જ કારકૂન અથવા કલમ બહાદુર લોકોને તેથી ખેદ થતો અનુભવવામાં આવે છે. એ તો એક પ્રસિદ્ધ નિયમ જ છે કે, 'युद्धस्य कथा रम्या' એટલે કે, યુદ્ધની કથા સાંભળવામા તો મધુર લાગે છે, પણ જેના માથે યુદ્ધમાં ઉપસ્થિત થવાનો પ્રસંગ આવી લાગે છે, તેને તો તે શૂળપરની પાળી જેવી જ ભાસે છે. "હું આગળની લડાઇમા ગયો હતો એટલે આ વખતે હવે તમારો વારો છે." એ પ્રમાણે, કારકૂનો વચ્ચે હા ના નો પ્રકાર ચાલ્યા કરે છે; પણ અંતે મોટા વજીરનો જેને હુકમ થાય તેનો યુદ્ધમાં જવાની તૈયારી કર્યાં વિના છૂટકો થતો નથી

પોતપોતાના ગામમાં જઈ રહેલા સરદારો બાદશાહનો હુકમ આવવાથી અને માંડલિક રાજાઓ સમ્રાટ્‌ના આમત્રણને માન આપીને પોત-

પોતાના પથકો અને સૈન્યોને લઇને સાર્વભૌમ રાજાની રાજધાની દિલ્હી નગરીમાં એક પછી એક અનુક્રમે આવીને હાજર થતા જોવામા આવે છે—કોઈ આજ તો કોઈ કાલ એમ તેમના આગમનનો વ્યાપાર નિત્ય નિયમિત ચાલતો જોઈ શકાય છે દિલ્હીની આસપાસના ઉજ્જડ અને નિર્જન પ્રદેશો તે સ્થાનોમા માંડલિક રાજાઓની છાવણીઓ પડવાથી તંબૂ અને રાઉટીઓ વગેરેથી ઉભરાઈ જતા દેખાય છે. બજારમાંના દાણા, તેલ, ઘી, ગોળ અને શાક ભાજીના વ્યાપારીઓને એક ઘડીની પણ ફુરસદ નથી, કારણ કે, વેચનારા કરતા ખરીદદારોની સંખ્યા ઘણી જ વધી પડી છે. સર્વત્ર ઉત્સાહ, આનંદ અને યુદ્ધની જ ચર્ચા ચાલ્યા કરે છે. શેહેરની બહારના ભાગમાં એક ઘાસ તથા ચંદીનો ખાસ બજાર ખોલવામા આવ્યો છે અને ત્યાથી સૈનિકોના અશ્વો માટેના ઘાસ દાણાની ખરીદી કરાય છે. ઘાસ દાણા અને ઘી ગોળ વગેરેના ભાવો બમણા તમણા થઈ ગયા છે—વ્યાપારીઓને સારો તડાકો પડે છે—કોઇનું ઘર બળે ને કોઇને તાપણું થાય એ કહેવતની સત્યતાનો આવેળાએ પ્રત્યક્ષ અનુભવ મળે છે જે બ્હીકણ બાયલા છે તેઓ પ્રયાણનો દિવસ વધારે લંબાય તો સારું એવી ઇચ્છા કરી રહ્યા છે અને શૂરવીર યોદ્ધાઓ પ્રયાણ અને યુદ્ધના દિવસની કાકના નેત્રથી માર્ગ પ્રતીક્ષા કરતા જોવામા આવે છે. કેવળ સ્ત્રીઓ પોતાના પતિ, ભ્રાતા અને પુત્ર આદિના ભાવિ વિયોગનું સ્મરણ કરીને કાંઇક શોકમા ડૂબેલી દેખાય છે આવો પ્રકાર અત્યારે દિલ્હી નગરીમાં દૃષ્ટિગોચર થાય છે.

રાત્રિના લગભગ બાર વાગ્યાનો સમય છે. દિલ્હી નગર બહારની માંડલિક રાજાઓ અને સરદારોની છાવણીઓમા શાંતિનું સામ્રાજ્ય પ્રસરેલું છે. કેવળ પ્રહરીઓનો સાવધાનતા સૂચક ધ્વનિ અને સમયને દર્શાવવા માટે એક એક ઘટિકાને અંતરે થતા ઘડિયાળના ડંકાથી કિંચિત્ નિશા દેવીની શાંતિનો ભંગ થાય છે. અયોધ્યાના સૂબેદાર સાદતખાનની છાવણી નગરથી લગભગ બે માઇલના અંતરે યમુના નદીના તીર પ્રાન્તમાંના એક એકાંત સ્થાનમા નાખવામા આવી છે. એ છાવણીથી કેટલાક અંતરપર યમુનાના તીરે એક વિશાળ વૃક્ષ નીચેની બે મોટી શિલાઓપર બે મનુષ્યો એક બીજાની સ્હામે બેસીને ધીમા સ્વરથી વાતચીત કરતા બેઠા છે—એટલામાં ત્યા એક કાળા પોશાકમા સજ્જ થયેલો પુરુષ આવી લાગ્યો અને તેઓ તેને જોઈ ન શકે એવી રીતે તે વિશાળ વૃક્ષના વિશાળ થડની આડમા છુપાઇને તેમની વાતચીત સાભળતો ઉભો રહ્યો વાતચીત કરનારાઓમાંનો એક અયોધ્યાનો સૂબેદાર સાદતખાન અને બીજો તેનો વિશ્વાસપાત્ર મિત્ર તથા અનુચર રજ્જબુદ્દીન હતો. તેમની વચ્ચે નીચે પ્રમાણેની વાતચીતનો આરંભ થયો—

"રજીયુદ્દીન ! અત્યારે મે તને અહીં એકાત સ્થળમા આટલી મોડી રાત્રે શા માટે બોલાવ્યો છે, એની તને કલ્પના છે કે ?" સાદતખાને શરુઆત કરી.

"જી, નહિ; ખુદાવન્દ !" અનુચરે વિનયથી કહ્યુ.

"લડાઇની જે આટલી ધામધૂમવાળી તૈયારી થાય છે, તે લડાઇનો અંજામ શુ આવવાનો છે; એનો તેં કદાપિ વિચાર કર્યો છે ખરો કે ?" સાદતખાને બીજો સવાલ પૂછ્યો.

"જી ના એ વિષે વિચાર કરવાનો મને સમય જ મળ્યો નથી. આપની શી ધારણા છે ?" અનુચરે સ્હામો સવાલ મૂક્યો.

"મારી તો એવી જ ધારણા છે કે, જેમ આકાશ પુષ્પના સૌગંધ્યની, વંધ્યાના પુત્રને રમાડવાની અને કાચબીનુ દૂધ પીવાની આશા રાખવી વ્યર્થ છે, તેજ પ્રમાણે આ લડાઇમાં ફતેહ મેળવવાની ઉમેદ રાખવી પણ નકામી છે આપણા ઐયાશ અને રગીલા બાદશાહને નાદિરશાહના બળ અને રણકૌશલ્યની જરાપણ કલ્પના નથી. જે નાદિર ઠેઠ ઇરાનથી કાબૂલ અને કુદુહારને સર કરતો સરજમીને હિન્દમા આવી લાગ્યો છે, તે કાંઈ હિમત કે બળ વિના તો નહિ જ આવ્યો હોય, એમ કોઈ પણ કહી શકે એમ છે." સાદતખાને કહ્યુ.

"એમા તો કાંઈ શક જેવુ હોઈ શકે જ નહિ" અનુચરે વિચાર કરીને સ્વામીના મતને અનુમોદન આપ્યું.

"આપણા સૈનિકોની સખ્યા સારી છે, પણ તેમનામાના ઘણાખરા અયશ આરામના ભોગી હોવાથી નાદિરના પાષાણ હૃદયી અને લોહ જેવા શરીરના સૈનિકો સ્હામે તેઓ ટક્કર ઝીલી શકે એમ મને તો લાગતુ નથી હવે ભાગ્યદેવી જો આપણા બાદશાહના પક્ષમા આવીને ઉભી રહે અને બાદશાહનો વિજય થાય તો તે એક જૂદી વાત છે વળી આપણા પરાજયનો સભવ બીજા એ કારણથી માની શકાય કે, આપણા સરદારોમા અને માડલિક રાજાઓમા પરસ્પર જોઇએ તેવો સપ નથી અને ઇર્ષા તથા દ્વેષનો અગ્નિ પ્રબળતાથી ભડકયા કરે છે ત્યારે હવે આવા ભયાનક પ્રસગમા આપણે આપણી સલામતીનો કયો માર્ગ લેવો, એનો મારા મનમા આજે ચાર પાચ દિવસથી ગંભીર વિચાર થઈ પડ્યો છે" સાદતખાને પોતાની ચિન્તાનો હેતુ વ્યક્ત કર્યો

"પ્રસગ ખરેખર વિચાર કરીને જ વર્તવા યોગ્ય છે." અનુચરે પણ હામા હા મેળવી.

"મને તો મારું હૃદય એમ જ કહે છે કે, આ પ્રસગે એક કાંકરે બે પક્ષી મારવાનો એટલે કે, દહિ અને દૂધ બન્નેમા હાથ રાખવાનો મારે પ્રયત્ન કરવો જોઇએ, કે જેથી આપણા બાદશાહનો વિજય થાય કે

પોતાના પથકો અને સૈન્યોને લઇને સાર્વભૌમ રાજાની રાજધાની દિલ્લી નગરીમાં એક પછી એક અનુક્રમે આવીને હાજર થતા જોવામા આવે છે-કોઈ આજ તો કોઈ કાલ એમ તેમના આગમનનો વ્યાપાર નિત્ય નિયમિત ચાલતો જોઈ શકાય છે દિલ્લીની આસપાસના ઉજ્જડ અને નિર્જન પ્રદેશો તે સ્થાનોમા માડલિક રાજાઓની છાવણીઓ પડવાથી તમ્બુ અને રાઉટીઓ વગેરેથી ઉભરાઈ જતા દેખાય છે. બજારમાના દાણા, તેલ, ઘી, ગોળ અને શાક ભાજીના વ્યાપારીઓને એક ઘડીની પણ ફુરસદ નથી, કારણ કે, વેચનારા કરતા ખરીદદારોની સંખ્યા ઘણી જ વધી પડી છે. સર્વત્ર ઉત્સાહ, આનંદ અને યુદ્ધની જ ચર્ચા ચાલ્યા કરે છે શેહેરની બહારના ભાગમા એક ઘાસ તથા ચંદીનો ખાસ બજાર ખોલવામા આવ્યો છે અને ત્યાંથી સૈનિકોના અશ્વો માટેના ઘાસ દાણાની ખરીદી કરાય છે. ઘાસ દાણા અને ઘી ગોળ વગેરેના ભાવો બમણા તમણા થઈ ગયા છે-વ્યાપારીઓને સારો તડાકો પડે છે-કોઇનું ઘર બળે ને કોઇને તાપણું થાય એ કહેવતની સત્યતાનો આવેળાએ પ્રત્યક્ષ અનુભવ મળે છે જે અફીકણ બાયલા છે તેઓ પ્રયાણનો દિવસ વધારે લંબાય તો સારું એવી ઇચ્છા કરી રહ્યા છે અને શૂરવીર યોદ્ધાઓ પ્રયાણ અને યુદ્ધના દિવસની કાકના નેત્રથી માર્ગ પ્રતીક્ષા કરતા જોવામાં આવે છે. કેવળ સ્ત્રીઓ પોતાના પતિ, ભ્રાતા અને પુત્ર આદિના ભાવિ વિયોગનું સ્મરણ કરીને કાઇક શોકમા ડૂબેલી દેખાય છે. આવો પ્રકાર અત્યારે દિલ્લી નગરીમાં દૃષ્ટિગોચર થાય છે.

રાત્રિના લગભગ બાર વાગ્યાનો સમય છે. દિલ્લી નગર બહારની માડલિક રાજાઓ અને સરદારોની છાવણીઓમા શાતિનુ સામ્રાજ્ય પ્રસરેલું છે કેવળ પ્રહરીઓનો સાવધાનતા સૂચક ધ્વનિ અને સમયને દર્શાવવા માટે એક એક ઘટિકાને અતરે થતા ઘડિયાળના ડંકાથી કિંચિત્ નિશા દેવીની શાંતિનો ભગ થાય છે. અયોધ્યાના સૂબેદાર સાદતખાનની છાવણી નગરથી લગભગ બે માઇલના અંતરે યમુના નદીના તીર પ્રાન્તમાના એક એકાત સ્થાનમા નાખવામા આવી છે. એ છાવણીથી કેટલાક અતરપર યમુનાના તીરે એક વિશાળ વૃક્ષ નીચેની બે મોટી શિલાઓપર બે મનુષ્યો એક બીજાની સ્હામે બેસીને ધીમા સ્વરથી વાતચીત કરતા બેઠા છે-એટલામાં ત્યાં એક કાળા પોશાકમાં સજ્જ થયેલો પુરુષ આવી લાગ્યો અને તેઓ તેને જોઈ ન શકે એવી રીતે તે વિશાળ વૃક્ષના વિશાળ થડની આડમાં છુપાઇને તેમની વાતચીત સાભળતો ઉભો રહ્યો વાતચીત કરનારાઓમાંનો એક અયોધ્યાનો સૂબેદાર સાદતખાન અને બીજો તેનો વિશ્વાસપાત્ર મિત્ર તથા અનુચર રજ્જબુદ્દીન હતો. તેમની વચ્ચે નીચે પ્રમાણેની વાતચીતનો આરંભ થયો -

"રજીયુદ્દીન ! અત્યારે મેં તને અહીં એકાંત સ્થળમા આટલી મોડી રાત્રે શા માટે બોલાવ્યો છે, એની તને કલ્પના છે કે ?" સાદતખાને શરુઆત કરી.

"જી, નહિ; ખુદાવન્દ !" અનુચરે વિનયથી કહ્યુ.

"લડાઇની જે આટલી ધામધૂમવાળી તૈયારી થાય છે, તે લડાઇનો અન્જામ શુ આવવાનો છે; એનો તેં કદાપિ વિચાર કર્યો છે ખરો કે ?" સાદતખાને બીજો સવાલ પૂછ્યો

"જી ના એ વિષે વિચાર કરવાનો મને સમય જ મળ્યો નથી. આપની શી ધારણા છે ?" અનુચરે સ્હામો સવાલ મૂક્યો

"મારી તો એવી જ ધારણા છે કે, જેમ આકાશ પુષ્પના સૌગધ્યની, વધ્યાના પુત્રને રમાડવાની અને કાચબીનુ દૂધ પીવાની આશા રાખવી વ્યર્થ છે, તેજ પ્રમાણે આ લડાઇમાં ફતેહ મેળવવાની ઉમેદ રાખવી પણ નકામી છે આપણા ઐયાશ અને રંગીલા બાદશાહને નાદિરશાહના બળ અને રણકૌશલ્યની જરાપણ કલ્પના નથી. જે નાદિર ઠેઠ ઇરાનથી કાબૂલ અને કુંદહારને સર કરતો સરજમીને હિન્દમા આવી લાગ્યો છે, તે કાંઇ હિમત કે બળ વિના તો નહિ જ આવ્યો હોય, એમ કોઇ પણ કહી શકે એમ છે." સાદતખાને કહ્યુ

"એમા તો કાંઇ શક જેવુ હોઇ શકે જ નહિ" અનુચરે વિચાર કરીને સ્વામીના મતને અનુમોદન આપ્યું.

"આપણા સૈનિકોની સંખ્યા સારી છે, પણ તેમનામાના ઘણાખરા અયશ આરામના ભોગી હોવાથી નાદિરના પાષાણ હૃદયી અને લોહ જેવા શરીરના સૈનિકો સ્હામે તેઓ ટક્કર ઝીલી શકે એમ મને તો લાગતુ નથી હવે ભાગ્યદેવી જો આપણા બાદશાહના પક્ષમા આવીને ઉભી રહે અને બાદશાહનો વિજય થાય તો તે એક જૂદી વાત છે વળી આપણા પરાજયનો સભવ બીજા એ કારણથી માની શકાય કે, આપણા સરદારોમાં અને માડલિક રાજાઓમા પરસ્પર જોઇએ તેવો સપ નથી અને ઇર્ષા તથા દ્વેષનો અગ્નિ પ્રબળતાથી ભડક્યા કરે છે. ત્યારે હવે આવા ભયાનક પ્રસગમાં આપણે આપણી સલામતીનો કયો માર્ગ લેવો, એનો મારા મનમા આજે ચાર પાચ દિવસથી ગંભીર વિચાર થઇ પડ્યો છે." સાદતખાને પોતાની ચિન્તાનો હેતુ વ્યક્ત કર્યો.

"પ્રસગ ખરેખર વિચાર કરીને જ વર્તવા યોગ્ય છે." અનુચરે પણ હામા હા મેળવી.

"મને તો મારું હૃદય એમ જ કહે છે કે, આ પ્રસગે એક કાકરે બે પક્ષી મારવાનો એટલે કે, દહિ અને દૂધ બન્નેમા હાથ રાખવાનો મારે પ્રયત્ન કરવો જોઇએ, કે જેથી આપણા બાદશાહનો વિજય થાય કે

પરાજય થાય, તો પણ આપણા હિતની હાનિ થવાનો સમય ન આવે" સાદતખાને કહ્યું.

"પણ એવો માર્ગ મળી શકશે ખરો કે?" અનુચરે શંકા ઊઠાવી.

"એવો માર્ગ મારા માટે તૈયાર છે, પણ તેમા તારી મદદની મને ઘણી જ દરકાર છે રૂજીયુદ્દીન! આજ સુધીમાં તેં મારી અનેક સેવાઓ બજાવી છે અને મારાં અનેક કામો પાર પાડ્યા છે અત્યારલગીમાં જેમ એકવાર પણ તેં મારા તારામાંના વિશ્વાસનો ભગ કર્યો નથી, તે જ પ્રમાણે જો અત્યારે પણ વિશ્વાસભગ ન કરવાનુ વચન આપતો હોય, તો એ સલામતી હુ તારા હાથે જ મેળવવા માગુ છુ. જો કે તારા જેવા એક વફાદાર માણસ પાસેથી વચન માગવુ, એ તારુ અપમાન કરવા બરાબર છે, છતાં આ કામ ઘણુ જ ગંભીર અને ઘણું જ જોખમ ભરેલુ હોવાથી મને તેમ કરવાની દિલગીરીભરી ફરજ પડે છે." સાદતખાને કાંઈક ઓશિયાળાપણુ બતાવીને એ વાકયો ઉચ્ચાર્યા.

"આ વચન. આપના ફાયદા માટે આ તાબેદાર જાન આપવાને પણ તૈયાર છે" રૂજીયુદ્દીને વચન આપ્યુ.

"તો સાભળ–આવતી કાલે બાદશાહનું લશ્કર અહીંથી કૂચ કરી જવાનું છે, એટલે અત્યારે જ તબૂમા ચાલી હુ એક રુક્કો (પત્ર) લખી આપુ તે લઇને અત્યારે જ નાદિરશાહની છાવણી તરફ તુ રવાના થઇજા અને તે નાદિરશાહને પહોંચાડી દે આ કામ ફતેહમદીથી પાર પાડી આવીશ, તો હુ તને સારુ ઇનામ આપીશ અને મારી જે એક બીજી ઘણા દિવસની આશા છે તે પૂર્ણ થશે, તો તારી પણ જન્મારાની પીડા ટળી જશે." સાદતખાને કહ્યુ.

"આપના બોલમાં મારો પૂરો ભરોસો છે ત્યારે હુ જઇને મારો ઘોડો પલાણુ છુ, એટલામા આપ તબૂમા પધારીને રુક્કો લખી નાખો" રૂજીયુદ્દીને પોતાની અનુમતિ દર્શાવીને તે કાર્ય કરવાની જવાબદારીનો સ્વીકાર કરી લીધો.

"શાબાશ મારા બહાદુર સિપાહી! શાબાશ!! તારા જેવો વફાદાર માણસ મારો મદદગાર છે, તો પછી મને કોની દરકાર છે! અત્યારે તારા-માટે મારા મનમાં જે સારા વિચારો ઉત્પન્ન થાય છે અને તને જે નવા-જિશોથી નવાજવાની મારી ઇચ્છા થાય છે, તેને હુ મારી જીભથી બોલી બતાવી શકતો નથી" એમ કહીને સાદતખાને વધારામા જણાવ્યું કે,—

"કયા ચવજ દૂગા નહીં કહતા જુબાનસે,
બહેતર હય દે દિખાના ઇસ ખાલી બયાનસે!*

---

* "આનો બદલો હુ શુ આપીશ, એ અત્યારે, જિહ્વાથી હું કહેતો નથી; કારણ કે, ખાલી બોલવા કરતા તે આપીને બતાવી આપવુ જ વધારે સારુ છે"
એક ઉર્દુ કવિ.

એ પ્રમાણે નિશ્ચય કરીને તેઓ છાવણી તરફ જવાને ત્યાંથી ઊઠ્યા છાવણી પાસે આવીને સાદતખાન પોતાના તંબૂમાં ગયો અને રજીયુદ્દીન તબેલામાં પોતાના ઘોડાને પલાણી મુસાફરીની તૈયારી કરવાને ચાલતો થયો. જે માણસ ઝાડની આડમા છૂપાઇને એમની વાતચિત સાંભળતો બેઠો હતો, તે પણ કેટલાક અંતરે એમની પાછળ ચાલતો સાદતખાનની છાવણીની આસપાસ ભટકવા લાગ્યો તે પોતે પણ એક બાદશાહી સૈનિક હોવાથી અને બધા ખુફિયા અલ્ફાજ (સાંકેતિક શબ્દો) અને છાવણીની રીત ભાતથી જાણીતો હોવાથી તેને એવી રીતે છાવણીની આસપાસ ભટકવામાં ભય જેવુ કાંઇ પણ ન હોતુ

લગભગ ત્રણ વાગી ગયા હતા એ વેળાએ રજીયુદ્દીને સાદતખાનના તબૂમાં પ્રવેશ કર્યો અને ધીમા સ્વરથી કહ્યું કે,—"હુજૂર, હું તૈયાર છું. આપે રુક્કો લખ્યો ?"

"હમણાં જ લખીને લિફાફામાં નાંખ્યો અને સરનામુ લખ્યુ આ લે પણ રજીયુદ્દીન ! સભાળ રાખજે—આ રુક્કો જીવના જોખમે પણ બાદશાહના પક્ષના કોઇ માણસના હાથમા જવા ન પામે, એની ઘણી જ સભાળ રાખવાની છે. નહિ તો ધોબીનો કૂતરો નહિ ઘરનો કે નહિ ઘાટનો, એવી જ આપણી હાલત થઇ જશે. લે આ થેલી—એમા એકસો અશરફી (સોના મોહોર) છે. એ હુ તને એટલા માટે આપુ છું કે, સફરમા ખાવાપીવા કે સૂવા બેસવાની તને હરકત ન નડે સફરમા પોતાને એક સિપાહી તરીકે નહિ, પણ બનતાં સુધી એક સાધારણ મુસાફર તરીકે જ ઓળખાવજે. કારણ કે, એક બાદશાહી સિપાહી નાદિરની મુલાકાતે ગયો હતો, એટલી વાત પણ બહાર ન આવે તો સારુ; કારણ કે, ઘણીકવાર એક ન્હાનકડી વાતપરથી મોટા ગુનાહો પકડાઈ જવાના દાખલા બની ચૂક્યા છે." સાદતખાને રુક્કો અને અશરફીની થેલી રજીયુદ્દીનને હવાલે કરીને નસીહત આપી.

"હુજૂરે એ માટે હવે જરા પણ ચિન્તા કરવી નહિ મારો જીવ જશે, તો પણ હુ એ રુક્કો નાદિરશાહ વિના બીજા કોઇના પણ હાથમા આપવાનો નથી. બદગી—આકાએ આલીવિકાર !" રજીયુદ્દીને જવાની આજ્ઞા માગી.

"ખુદાહાફિજ, મારા બન્દયે નેકકાર !" સાદતખાને વિદાય થવાનો સકેત કર્યો.

રજીયુદ્દીન તબેલા તરફ ચાલતો થયો અને ત્યાંથી પોતાના પલાણેલા ઘોડાપર સ્વાર થઇને પોતાના પ્રવાસના માર્ગનો તેણે સ્વીકાર કર્યો તેને તબેલામાથી નીકળતી વેળાએ એક માણસે બરાબર જોઈ લીધો હ

એનુ તેને ભાન ન હોતુ. તે માણુસ ત્યાંથી નીકળી સાદતખાનના તંબૂપાસે આવ્યો તબૂમાં ઝાંખો દીવો બળતો હતો અને આખી રાતના ઉજાગરાથી કંટાળેલો સાદતખાન પોતાના બિછાનાપર નિદ્રાવશ થઈ ગયો હતો તે પુરુષે તબૂની બહાર ઊભા રહીને બે ચાર જાતના જૂદા જૂદા 'અવાજો કર્યા, છતા સાદતખાનની ઉંઘ ન ઊડી, એટલે તે ઘોર નિદ્રાને વશ થયેલો હોવો જોઇએ એવી ખાત્રી થવાથી તેણે તબૂમા પ્રવેશ કર્યો. તે નિદ્રાધીન સાદતખાનના હાથમા એક કાગળ હતો, કે જે તે મનુષ્યે લઈ લીધો અને દીપકના મદ પ્રકાશમાં જોતાં તેના જાણુવામાં આવ્યુ કે, નાદિરશાહપર લખેલા રુક્કાનો તે કાચો મસૂદો હતો. તે પોતે ફારસી ભાષા સારી રીતે જાણતો હોવાથી તત્કાળ તેણે તે મસૂદો વાચી લીધો અને તેને પોતાના ખીસામા સ્થાન આપી એક બીજા કાગળને ફાડી તેના ટુકડા તેણે તબૂમા આમ તેમ વેરી દીધા અને પોતે ઝટપટ બહાર નીકળી ગયો. બહાર નીકળીને દિલ્લી નગર તરફ ચાલતાં માર્ગમા તે મનોગત વિચાર કરવા લાગ્યો કે,–

"અહા–ખુદાતાલાનો કેવો હક ઇન્સાફ છે ! ગુનાહગાર તો ગુનાહ કરતી વેળાએ એમ જ ધારે છે કે, મારો ગુનાહ કોઈ દિવસ રોશનીમા આવવાનો જ નથી, પણુ એ તેની કેટલી મોટી ભૂલ છે, એ આ સાદતખાનનો આજનો અચાનક પકડાયલો ગુનાહ બરાબર સાબીત કરી આપે છે. અફ્સોસ જે સલ્તનતમાં આવા દોસ્તના લિબાસમાં દુશ્મન–ઇન્સાનના સાયામા શયતાન–વસતા હોય, તે સલ્તનતનો ફતેહમદ દહાડો કેમ કરીને અને કયાથી આવી શકે વારુ ? બાદશાહ ભોળો છે અને નાતજરુબાકાર છે, તેથી આવા શયતાનોને ન ઓળખી એમના બળમા વિશ્વાસ રાખીને લડાઇમા ફતેહ મેળવવા માટે નહિ, પણુ બદનામ થવા, જિલ્લત ઉઠાવવા અને નાકામયાબ થવાને જ કૂચ કરી જાય છે ! હજી પણુ વખત હાથથી ગયો નથી. જલદી જઇને આ રુક્કો શાહને બતાવુ–વચાવું અને બની શકે તો લડાઇને મૌકૂફ કરાવી બાદશાહને સુલેહ કરવા માટે લલચાવુ."

એ પ્રમાણેનો વિચાર કરી તે ઉતાવળાં પગલાંથી બાદશાહના મહેલ તરફ ચાલ્યો, પણુ તે જે વેળાએ ત્યાં આવી લાગ્યો, તે વેળાએ બાદશાહ ગુસ્લ કરવાને હમ્મામખાનામા ગયો હતો અને ત્યારપછી તરત કૂચ કરવાની હોવાથી બધા સરદારો ત્યા આવી મળેલા હતા, એટલે રુક્કો વંચાવવાનો કે બાદશાહ સાથે ખાનગી વાતચિત કરવાનો પ્રસગ મળવો અશકય હતો. આવા બદલાયલા રગને જોઇને તેના મનમા કાઇક નિરાશાનો આઘાત થયો અને તે નિરાશાની છટા તેના મલિન્ મુખમડળમા પણુ વ્યક્ત થવા લાગી છતા તે એક વીરનર હોવાથી પુન મનમાં કહેવા લાગ્યો કે,–

“ ફિકર નહિ—હું પણ શાહના લશ્કર સાથે જવાનો જ છું, એટલે ફરીથી પ્રસંગ મેળવીને આ રાજ (ભેદ) જાહેર કરીશ શાહ કદાચિત્ હઠ પકડીને મારી સલાહ નહિ માને, તો પછી શાહની આબરુને બચાવવાની હું મારાથી બનતી બધી કોશીશ કરીશ જેનું નમક ખાધું છે, તે હલાલ કરીને જ ખાવુ જોઇએ,–

‘જબતક યે રુહ આતિશે ઇબરતસે ગર્મ હય,
ચ્હેરેપે આંખ, આંખ મેં દુનિયાકી શર્મ હય,
કાંધે પે સર હય, સર મેં વફાકા જુનૂન હય,
તન મેં રગેં, રગો મેં શરાફતકા ખૂન હય,
સીને મેં દિલ, ઔર દિલ મેં ખુદાકા ખિયાલ હય,
ઈન્સ દે મેરે શાહકો, કિસકી મજાલ હય!’*

અને એ બેઇમાન શયતાન સાદતખાન માટે મારે શુ કરવાનું છે? એજ કે –

“ ભોંક દુ શમશીર કબ્જે તક દિલે નાપાક મેં,
તોડ દુ સર, થૂક દુ મુહપર, મિલા દુ ખાક મેં !”†

એ પ્રમાણેના મનોગત ઉદ્ગાર કાઢતો તે અજ્ઞાત મનુષ્ય એક વિશિષ્ટ દિશામાં પ્રયાણ કરી ગયો અને અલ્પ અવકાશમાં જ બાદશાહ પોતાની જંગી ફોજ સાથે દિલ્હી નગરમાંથી બહાર પડ્યો.



## પ્રકરણ ૩ જું.

### કર્નાલનું યુદ્ધ.

“ ગિરતે હયેં શહ સવાર હી મયદાને જંગમેં,
વો તિફલ ક્યા ગિરેગા જો ઘુટનોકે બલ ચલે ?”‡ –એક ઉર્દુ કવિ

* “ જ્યા સૂધી આ આત્મા સત્યના અગ્નિવડે ઉષ્ણ છે, જ્યા સૂધી મુખ મંડળમા નેત્ર અને નેત્રમા જગતની લજ્જા છે, જ્યાં સૂધી ધડપર માથુ અને માથામા કૃતજ્ઞતાનો ઉન્માદ છે, જ્યા સૂધી શરીરમા શિરાઓ અને શિરાઓમાં ભલાઇનુ રક્ત વહે છે, અને જ્યા સૂધી વક્ષસ્થળમા હૃદય અને હૃદયમાં ઈશ્વર વિષયક વિચારનુ અસ્તિત્વ છે, ત્યા સૂધી મારા રાજાની હાનિ કરી શકે એવી કોની શક્તિ છે ?”

† તે નાપાક (ના) હૃદયમાં મૂઠ સૂધી તલવાર ભોંકી દઇશ, તેનુ માથુ તોડી નાખીશ, તેના મોઢાપર થૂંકીશ અને તેને ખાકમા મેળવી દઈશ ” હ. શ્ર.

‡ “શૂરવીર પુરુષો જ રણભૂમિમા પતન પામે છે; જે બાળકો ઘૂંટણના બળથી ચાલતા હોય, તે શુ પડવાના હતા વારુ ?” અર્થાત્ ચડે તે જ પડે છે, ભોયપર બેસનાર પડતો નથી

લુંટાક વિજેતા **નાદિર** અને તેના સંગીન સૈનિકોની દિલ્લી તરફ વધવાની ગતિને અટકાવવા માટે દિલ્લીમાંથી પોતાની જંગી 'ફૌજ સાથે નીકળેલા બાદશાહે પોતાની રાજધાનીથી પચોતેર માઇલ આગળ વધીને કર્નાલના મયદાનમાં પોતાની છાવણી નાખી. એ યુદ્ધના સમયમા જ **સર** બુલન્દખાનના ખાનગી કામદાર **મીર** જમાને એ છાવણીનુ આ પ્રમાણે વર્ણન કરેલુ છે,*–

"ઈ૦ સ૦ ૧૭૩૮–૯ ના ફેબ્રુઆરી માસની ૧૧ મી તારીખે કર્નાલના મયદાનમા બાદશાહી છાવણી નાખવામા આવી, કે જેનો ઘેરાવો લગભગ સાત કોસનો હતો અને જેની ચારે બાજૂએ મોરચા ગોઠવી દેવામાં આવ્યા હતા અને તે મોરચાઓની ઉપર લગભગ ૫૦૦૦ ગાડીપર મૂકેલી તોપો ચઢાવવામા આવી હતી. એ તોપોમાંની કેટલીક બાદશાહની પોતાની અને કેટલીક બીજા ઉમરાની માલેકીની હતી. છાવણીના મધ્ય ભાગમા બાદશાહનો પોતાનો મુકામ હતો અને તેની સ્હામે જ **નિજામુલ્મુલ્ક** તથા **સાદત**ખાનના મોરચા મડાયેલા હતા, કે જેમની ઉપર બાદશાહનુ પોતાનુ તોપખાનું રાખવામા (ચઢાવવામાં) આવ્યુ હતુ અને દારુગોળાની પણ વિપુલ સામગ્રી તૈયાર રાખવામા આવી હતી. જમણા હાથપર **ખાનદૌરાન**, **મુજફ્ફર**ખાન, **અલીહમીદ**ખાન, **મીર ગુલ્લૂ**, **શહદાદ**ખાન અને ખાન **જમાન**ખાન આદિ હતા, અને ડાબા હાથપર **કમરુદ્દીન**ખાન, **અજીમુલ્લા**ખાન, **જાને**ખાન અને સૈયદ **નિયાજ**ખાન પોતપોતાના મોરચા માંડી બેઠા હતા બાદશાહની પાછળ **સર** બુલન્દખાને મુકામ કર્યો હતો અને બધાથી પાછળના ભાગમા **મહમ્મદ**ખાન **બંગશ** હતો, **ખાન્દૌરાન**ની પાછળ **કૃપારામ** પોતાના જાટ સૈનિકો સાથે તૈયાર થઇને ઉભો હતો અને વજીરની પાછળ **હરનન્દ** અમલ કોતપોતલી હતો, જમણી બાજૂએ નક્કારખાના (નગારખાના) ની બાજૂમા જ **બેહરોજ**ખાન, ઇજાકખાન અને **આસિફ** અલીખાનના સૈનિકો હતા અને તેમની પાછળ **અહીરો**નો મુકામ હતો એ દરેક સરદારનું સૈન્ય ભિન્ન અને તેની એકલાની માલેકીનુ હતુ અને એ પ્રમાણેના એ એકત્ર સૈન્યની કુલ સંખ્યા (ઘોડેસ્વાર અને પાયદળ મળીને) ૨૦૦,૦૦૦ ની હતી એ†

* એ **મીરજમાન**ના મૂળ લેખનુ જેમ્સ ફ્રેજરે જે અંગ્રેજી ભાષાન્તર કરીને એ યુદ્ધથી લગભગ ત્રણ વર્ષ પછી જ એટલે કે ઈ૦ સ૦ ૧૭૪૨ મા ઇંગ્લૅંડમાં છપાવીને પ્રકટ કર્યુ હતુ, એના આધારે **મહમ્મદશાહ**ની છાવણીનુ આ વર્ણન લખવામા આવ્યુ છે

† આ અને આની પછીનુ વર્ણન જેમ્સ ફ્રેજરકૃત 'નાદિરશાહનો ઇતિહાસ' (The History of Nadirshah 1742) અને વિલિયમ જોન્સકૃત 'નાદિ-

સૈન્યમાં શસ્ત્રાસ્ત્રયુક્ત હાથીઓની સંખ્યા બે હજારની હતી. કર્નાલનુ મેદાન પૂર્વ અને પશ્ચિમ બાજૂએથી એક વિશાળ નદીવડે રક્ષાયલું હતુ, તેમ જ એક ઘાટા જગલનો પણ તેમને ઘણો જ સારો આધાર હતો. મોરચા વગેરેનુ વર્ણન તો ઉપર આવેલું જ છે એ પ્રમાણે પોતાની સર્વ સૈનિક તૈયારીઓ સાથે દિલ્હીનો બાદશાહ મહમ્મદશાહ પોતાના પ્રબળ પ્રતિપક્ષી નાદિરના આગમનની માર્ગપ્રતીક્ષા કરતો બેઠો હતો.

એક દિવસ પ્રભાતમા બાદશાહ પોતાના તબૂમા પોતાના સરદારો અને અમીર ઉમરાવ સાથે યુદ્ધની વ્યવસ્થા વિશેની ચર્ચા ચલાવતો બેઠો હતો, એટલામાં એક જાસૂસે આવીને સમાચાર આપ્યા કે-"નાદિરશાહનો કુરોલ* તિલાવરી ગામ સૂધી આગળ વધી આવ્યો છે કે જે અહીંથી કેવળ પાચ કોસના અતરપર જ છે. એની સાથે ૭ હજાર ઘોડેસ્વારો છે અને તે સર્વ હૃષ્ટપુષ્ટ તથા બળવાન્ છે

આ સમાચાર સાભળતા જ બધાના કાન ઉઘડ્યા-ઊંચા થયા અને વધારે બંદોબસ્ત કરવાના ફરમાનો છૂટ્યા મોગલ છાવણીમાંના કેટલાક ભાગોમાં નાદિરના કેટલાક કજલબાશ ઘોડેસ્વારો જોવામાં આવ્યા અને તેઓ ત્યાથી કેટલાકોને મારી નાખી કેટલાકોને કેદ કરીને લઇ ગયા એમાના ચાર કજલબાશ પકડાયા અને તેમને નિજામુલ્મુલ્ક આગળ લાવીને રજૂ કરવામા આવ્યા

એ પછી એક બે દિવસમાંજ નાદિરશાહ પોતાના સૈન્ય સાથે કર્નાલથી પદર ગાઉના અતરે આવેલા અંબાલા નામક નગર પાસે આવી લાગ્યો. નાદિરશાહના સૈનિકો અને છાવણીમા અનાજ વગેરેનો વ્યાપાર ચલાવનાર વ્યાપારીઓ તેમ જ મજૂરો પણ હથિયારબંધ હતા અને સર્વ ઘોડાપર સ્વાર થઇને જ ચાલતા હતા નાદિરના સૈન્યમા પગે પાળો ચાલનાર એક પણ માણસ ન હોતો. તે બધા એવા તો એક સરખા જોવામા આવતા હતા કે, યુદ્ધના સમયમા આમાં રાજા કોણ છે અને નોકર કોણ છે, કોણ વ્યાપારી છે અને કોણ સૈનિક છે, તેમ જ કોણ સરદાર છે અને કોણ મજૂર છે, એ કદાપિ જાણવામા આવી શકતુ ન હોતું કારણ કે, બધા

---

રશાહના જીવનનો ઇતિહાસ' (The History of the Life of Nadir-shah-1773) તેમ જ અન્ય ઐતિહાસિક ગ્રથોમા આપેલા વર્ણનના આધારે મિશ્રતાથી લેવામાં આવ્યું છે એટલે એ વર્ણન કત્લેઆમ કરી દિલ્હીમાથી અપાર ધન મેળવી નાદિર પાછો પોતાના દેશમાં જવા નીકળ્યો ત્યા સૂધીનુ સમજવાનુ છે.

* મુખ્ય સેનાના અગ્રભાગમાં ચાલનાર અથવા તો મોખરે ચાલતા એટલે કે આગળ ભોમિયા તરીકે વધતા લશકરના અમલદારને કુરોલ અથવા તો હરોલના નામથી ઓળખવામા આવે છે એ પર્શિયન્ ભાષામા વપરાતો શબ્દ છે.

યુદ્ધકળામા પ્રવીણ હતા અને ગમે તેવા આક્રમણને અટકાવવાની શકિત ધરાવનારા હતા. **નાદિર**ના સૈન્યમા પુરુષો ઉપરાંત તુર્કસ્તાન અને કંદહાર-માથી કેદી તરીકે પકડી લવાયલી ૭ કે સાત હજાર સ્ત્રીઓ પણ હતી. પણ લશ્કરી કૂચ વેળાએ સિપાહીઓથી ભિન્ન ન પડવાથી તેઓ સ્ત્રીઓ તરીકે ઓળખી શકાતી ન હોતી. કારણ કે, પોતાના સ્ત્રીના વસ્ત્રોની ઉપર તેઓ પુરુષો જેવો એક ઝબ્બો પહેરતી હતી. તેમનાં મુખમડળ એક ઝીણા વસ્ત્રથી ઢકાયલાં રહેતાં હતા અને તેઓ પોતાના માથાપર એક શાલ ફેટાના આકારમા વીટાળી લેતી હતી, તેમ જ તેઓ નિરતર સિપાહીઓની પેઠે જ શસ્ત્રાસ્ત્રવડે સજ્જિત હોવા સાથે પ્રસગ પડે તો લડાઇમાં ચાર હાથ બતાવી દેવાને પણ ચૂકતી ન હોતી **નાદિર**ના સૈનિકોની સખ્યા કેટલાકોના અભિપ્રાય પ્રમાણે ૧,૬૦,૦૦૦ ની હતી અને કેટલાકોના મત પ્રમાણે કેવળ ૬૫,૦૦૦ ની જ હતી—પરન્તુ દિલ્લીના બાદશાહના સૈન્ય કરતાં **નાદિર**નુ લશ્કર ઓછુ હતુ, એમા તો બે મત છે જ નહિ.

**નાદિર**શાહ ધીમે ધીમે આગળ અને આગળ વધતો અતે બાદ-શાહની છાવણીથી ૭ માઇલના અંતરપર આવી લાગ્યો. ત્યા પોતાના તંબૂઓ ઊભા કરી દીધા અને ત્યાંની જમીનની પોતે ફરીને તપાસ કરી લીધા પછી કર્નાલની પૂર્વ દિશાતરફ આગળ વધ્યો અને મોગલોની છાવણીથી લગ-ભગ ત્રણ માઇલપરના એક વિશાળ મેદાનમા તેણે બચાવનાં સર્વ સાધ-નોની વ્યવસ્થા કરીને છાવણી નાખી દીધી તે જ રાત્રે ઇરાની સિપાહી-ઓએ મોગલ છાવણીના પૃષ્ઠ ભાગમાં આક્રમણ કર્યું અને અયોધ્યાના સૂબેદાર **સાદત**ખાનની છાવણીનો બધો સામાન લૂટીને લઈ ગયા. આ બનાવ લગભગ રાતે બે વાગ્યાને વખતે બન્યો અને ત્યાર પછી સવાર થવા પહેલાં જ **સાદત**ખાન બાદશાહના તબૂમા આવ્યો. બાદશાહ સાથે કેટલીક વાતચિત કર્યા પછી સર્વ સરદારોને તેની સલાહથી બાદશાહે પોતાના તબૂમા બોલાવ્યા. તેમના એકત્ર થવા પછી **સાદત**ખાને સર્વને ઉદ્દેશી ગભીરતાથી કહ્યુ કે,—

"શહનશાહે વક્તના બાજૂઓ! દિલ્લીની શહનશાહતના સિતૂનો! અત્યારે હું આપ સર્વને એક શોકભરેલા સમાચાર સભળાવવાનો છુ અને ત્યાર પછી એક સલાહ માગવાનો છું. **નાદિર**શાહના લુટારા લફગા સિપા-હીઓ થોડીવાર પહેલા મારી છાવણીપર અચાનક હલ્લો કરીને મારો બધો સામાન લૂટી ગયા છે અને હુ તથા મારા માણસો એ હલ્લાથી તદન ગાફિલ હોવાથી મારાં કેટલાંક માણસો પણ મરાયા છે. આ ઉપરથી સાફ જણાઇ આવે છે કે, **નાદિર** અને **નાદિર**ના સિપાહીઓ ચોર અને લુટા-રાઓ પ્રમાણે રાતના વખતે અચાનક હલ્લો કરવામા અને ચોરી તથા

લૂટ કરવામા જ વધારે કુશળ છે. બહાદુરીથી જંગના મયદાનમા હાથયાર ચલાવવાની તેમનામા તૌફીક હોય, એવી મારી ધારણા નથી. એટલા માટે મારો એવો વિચાર થાય છે કે, એ લુટારાઓને લૂટફાટ કરવાના વધારે પ્રસગ આપવા કરતાં અત્યારે જ લડાઈની તૈયારી કરીને **નાદિર**ની છાવણીપર આક્રમણ કરવું અને પહેલા જ આઘાતથી તેને જેર કરી એકવારથી બે કટકા કરી નાખવા. આપણા સૈન્યની સંખ્યા પણ મોટી છે અને દિલ્લીના આલીજાહ બાદશાહના સિપાહીઓની બહાદુરી અને જાનિસારી તો દુનિયામાં મશહૂર જ છે, એટલે ફતેહ અને કામયાબી વિશે જરા પણ શક રાખવાનુ કારણ નથી. મારો આવો અભિપ્રાય છે-હવે આપ સર્વની શી અનુમતિ છે, તે મહેરબાની કરીને આ ક્ષણે જ જણાવો. કારણ કે, વિલબ અને લાબા વિચારનો આ સમય નથી. તડ ને ફડ કરી નાખવાથી જ **નાદિર**ને ફટકો લગાવી શકાશે."

"લડાઈ માટે મારી તો પૂરેપૂરી અનુમતિ છે." નિજામુલ્મુલ્કે પોતાનો અભિપ્રાય જણાવ્યો.

"મારો પણ એ જ અભિપ્રાય છે" ખાનદૌરાને કહ્યુ.

બહુધા સર્વ સરદારો અને અમીરોએ બાદશાહના વિચારને અનુસરીને એટલે કે, બાદશાહનો વિચાર જો લડાઈને અનુકૂળ ન હોય તો **સાદતખાન** પોતા તરફથી જ આટલો બધો આગ્રહ ન કરે, એમ ધારીને પોતાના અભિપ્રાયો લડાઈને અનુકૂળ દર્શાવ્યા કેવળ એક જ સરદાર કાંઈ પણ બોલ્યા વિના-હા કે ના પાડયા વિના-બધી ચર્ચા મૂક મુખે જોયા કરતો હતો. પરંતુ તેના મુખમંડળમાં થતા પરિવર્ત્તનો અને અમુક વિશિષ્ટ ચિન્હો સ્પષ્ટતાથી એમ દર્શાવતા હતા કે, તેનુ હૃદય યુદ્ધના નિશ્ચયને અનુકૂળ નથી. કારણ કે, તે પોતાના મનમાં સારી રીતે જાણતો હતો કે-"બાદશાહ, સરદારો અને દિલ્લીના અમીરોનાં જીવન, વૈભવ વિલાસના અપાર ઉપભોગથી મૃદુ થઈ ગયાં છે અને તેથી સિપાહીઓ પણ કાઈક એવા જ રગના થવા માંડ્યા છે, એટલે ભલે બાદશાહી લશ્કરની સંખ્યા મોટી હોય, તોય તેઓ યુદ્ધના કાઠિન્ય અને અનુભવથી અજ્ઞાત હોવાથી **નાદિર**ના ખડતલ સિપાહીઓ સ્હામા ટક્કર ઝીલીને ટકી શકે તેમ નથી જ. વળી અધુરામાં પૂરુ ગૃહભેદ થયેલો છે, એટલે પછી વિજયની આશા રાખી જ ક્યાંથી શકાય વારુ?" આવા વિચારથી સર્વાર્થસાધક મૌન્યનો જ તેણે સ્વીકાર કર્યો હતો. સૈન્યને કેવી રીતે વ્યવસ્થાથી ગોઠવવુ અને યુદ્ધનો આરભ કેવી રીતે કરવો, એ વિશે કેટલોક ઊહાપોહ કર્યા પછી સર્વ સરદારો અને અમીરો સાથી ઊઠી ગયા. કેવળ એ મૌન્યધારક

પુરુષ ત્યાંથી ન ઉઠ્યો. બાદશાહે તેને સવાલ કર્યો કે.–"કેમ અનવરુદ્દીન, આપ હજી અહીં છો? લડાઈની તૈયારી તમારે નથી કરવાની કે શું?"

"શહનશાહે આલમપનાહ! આ ગુલામ એક અર્જ કરવા ચાહે છે–જો ઈજાજત હોય તો ગુસ્તાખી કરે." અનવરુદ્દીને વિનયથી કહ્યું.

"ભલે જે કહેવાનુ હોય તે ખુશીથી કહો." શાહે આજ્ઞા આપી.

"બન્દાનવાજ, મારો એ જ અભિપ્રાય છે કે, આ લડાઈની તૈયારીને મૌકૂફ રાખી નાદિરશાહ સાથે સધિ કરી લેવામાં જ વિશેષ લાભ છે." અનવરુદ્દીને હિમ્મત અને ગંભીરતાથી કહ્યું.

"અનવરુદ્દીન, તમારા બુઢ્ઢા બાપના બુઢ્ઢા દિલ પ્રમાણે તમારા નૌજવાન દિલમા પણ આવા બુજદિલાના ખિયાલ સમાયલા હશે, એની અત્યાર લગી મને કલ્પના નહોતી. શું તૈમુરના વંશનો મોગલશાહ એક લુટારા સાથે સંધિ કરશે અને પોતાના તથા પોતાના બાપદાદાના નામને કલકિત કરશે? તમે આ સલાહ આપવાની હિમત જ કેમ કરી શક્યા, એની જ મને અજાયબી થયા કરે છે." શાહે ગુસ્સાથી કહ્યું.

"હું કદાપિ આવી સલાહ આપવાની હિમ્મત ન કરત; કારણ કે, મારા તનમા બહાદુરી અને દિલમાં મુગલિયા ખાન્દાનનું અભિમાન નથી, એમ તો શાહેવાલાએ ધારવું જ નહિ. બલ્કે, મારા શાહપરથી મારી નાચી જ જાનને ઓવારી નાખવા માટે હું જ લશ્કરના મોખરે રહીને લડવાને તૈયાર છું, પણ એ સાહસથી કશો પણ લાભ થવાનો રંગ ન દેખાતો હોવાથી અને જે દાગ લાગવાનો છે તે તો લાગવાનો જ, એવી વસ્તુસ્થિતિ હોવાથી લાચારીથી મેં આવી સલાહ આપવાની હિમત કરી છે. મારા બુજર્ગ વાલિદની સલાહમાં જે સત્ય સમાયલુ હતું, તેની મને બરાબર ખાત્રી મળી ચૂકી છે." અનવરુદ્દીને કહ્યું.

"એટલે? તમારા કહેવાનો ભાવાર્થ બરાબર મારી સમજમા આવી શકતો નથી. ખુલાસાથી બોલો." શાહે તેવર ચઢાવીને કહ્યું.

"સુલ્તાને વક્ત, અત્યારે આપની આગળ જે લોકો પોતાના યુદ્ધને અનુકૂળ અભિપ્રાયો દર્શાવી ગયા છે, તે બધાને આપ પોતાના ખરા દોસ્ત અને ખૈરખ્વાહ માનો છો કે?" અનવરુદ્દીને પ્રશ્ન કર્યો.

"દોસ્ત નહિ તો શું એ મારા દુશ્મન અને ખૈરખ્વાહ નહિ તો બદખ્વાહ છે કે?" બાદશાહે સ્હામો સવાલ કર્યો.

"પૂરા દુશ્મન અને બદખ્વાહ–એકવાર નહિ પણ કેટલાક તો એક લાખવાર શાહ અને શહનશાહતના દુશ્મન તથા બદખ્વાહ જ છે, અને એમનામાં વિશ્વાસ રાખીને આપ એક મોટામાં મોટી ભૂલ કરો છો. એવા છૂપા દુશ્મન અને બદખ્વાહ કોણ છે, તેમના નામો હું અત્યારે

જાહેર કરવા માગતો નથી, કારણ કે, થોડા વખતમાં બધી બીના પોતાની મેળે જ જાહેર થઇ જશે 'હાથ કંગનકો આરસીકી ક્યા જુરૂરત?' એ કહેવત પ્રમાણે પાપીનાં પાપો પોતાની મેળે જ પ્રકાશમાં આવી જશે." તરુણ અનવરુદ્દીને પોતાના બોલવાને બળવાન્ કરીને કહ્યું

"અનવર, તમારા મનમાં આ એક ખોટો વ્હેમ ઠસાઇ ગયો છે અને વ્હેમનુ કોઇ ઓસડ છે જ નહિ. જાઓ–જો તમે મારા ખયરખ્વાહ હો, તો અત્યારે જ મારા ફરમાનને તાબે થઇ દિલ્હીજાનથી લડવાનો સામાન કરો" શાહે ફરમાન આપ્યુ.

"શહનશાહના ફરમાનને હુ માથાપર ચઢાવુ છું પરતુ આપ જ્યારે મારી સત્ય વાર્ત્તાને વ્હેમ જ ધારો છો, ત્યારે અતે હું એટલુ જણાવી દઉ છું કે, આજની લડાઇમા સાદતખાન સર્વથી અગ્રભાગે રહીને લડશે અને સર્વથી પહેલાં તે જ નાદિરના હાથમા કેદ પકડાશે. ત્યાર પછી જે સર-દારોએ બળપૂર્વક અત્યારે લડાઇનું સમર્થન કર્યું છે તેમાના જ કેટલાક આપને નાદિર સાથે સધિ કરવાની સલાહ આપવા આવશે અને અતે આપને તેમનો ઉપદેશ પ્રમાણે વર્તવુ જ પડશે સધિ તો કરવો જ પડશે, પણ ભેદ માત્ર એટલો જ કે, અત્યારે સધિ કરશો તો કેટલીક હાનિ થતી અટકશે અને પછીનો સંધિ, હાનિ થવા પછીનો સધિ કહેવાશે." આટલુ બોલીને તરણ અનવરુદ્દીન ત્યાથી બાદશાહને નમન કરીને ચાલ્યો ગયો અને બાદશાહ તેના છેલ્લા શબ્દોને સાંભળીને ઊંડા વિચારમાં પડી ગયો પણ વિચાર કરવા માટેનો વિશેષ સમય ન હોવાથી તે રણભૂમિમાં જવાની તૈયારી કરવા લાગ્યો

વાચકોએ અહી જાણવું જોઇએ કે, સાદતખાન અને તેના અનુ-ચરની યમુનાતીરે ગુપ્ત વાર્ત્તા સાભળનાર અને સાદતખાને નાદિરશાહપર લખેલા કાગળનો કાચો મસૂદો તેના તબૂમાંથી ઉઠાવી જનાર જે એક મનુષ્યનુ આગળ વર્ણન કરવામાં આવ્યુ હતુ, તે એજ અનવરુદ્દીન હતો દરબારમાં બાદશાહને સાચી સલાહ આપનાર વૃદ્ધ રફીકુદ્દીનનો એ પુત્ર થતો હતો અને પિતા પ્રમાણે જ તે બાદશાહનો નમકહલાલ અને વફાદાર દાસ હોવાથી આટલો શ્રમ વેઠીને શાહના આતરિક શત્રુની શત્રુતાનુ પ્રમાણ પત્ર તેણે મેળવી લીધું હતુ. એ પત્રનો યોગ્ય સમયે ઉપયોગ કરીને તેણે શત્રુને શિક્ષા અપાવવાનો મનમાં નિશ્ચય કરી રાખ્યો હતો. અત્યારે પણ બાદશાહના તબૂમાથી નીકળીને તેણે પુન: એવી જ પ્રતિજ્ઞા કરી અને રણભુમિ તરફ તે ઉતાવળથી ચાલતો થયો

મધ્યાન્હ સૂધીમા તો યુદ્ધની બધી તૈયારીઓ થઈ ગઈ અને બાદશાહ તથા અન્ય માડલિક રાજાઓની અપાર સૈના ત્રણ વિભાગમાં વિભક્ત

જેવા નાજુક બની ગયેલા હોવાથી મારા પહાડી અને ખડતલ સિપાહીઓના વાર આગળ ટકી નથી જ શકવાના, એની મને પૂરેપૂરી ખાત્રી હોવાથી હુ જરા પણ નિરાશ થતો નથી વળી મારા સિપાહીઓ લડાઇની વિદ્યામા નિપુણ અને હિન્દુસ્તાનના ધનમાલને લૂટવાની આશાથી ઉત્તેજિત થયેલા હોવાથી તેમની ફતેહ માટે મારા હૃદયમાં જરાય શક નથી દિલ્લીના ફૌજી સરદારો લડાઈના મયદાનમાં હાથીઓની આટલી મોટી સખ્યા અને પોતાથી જેની વ્યવસ્થા ન કરી શકાય એટલુ બધુ તોપખાનું લઈ આવ્યા છે એ જ બતાવી આપે છે કે, તેઓ લડાઈ કરવાની કળામાં હજી બાળકોજ છે. જે સાધનોને તેઓ વિજયના સાધનો માનીને મગરૂર બન્યા છે, તે જ સાધનો તેમના પરાજયનાં કારણો થઈ પડશે, એમાં તારે જરા પણ તફાવત માનવો નહિ હું પાક અલ્લાના કસમ ખાઇને કહુ છું કે, મને મારી કામયાબી અને ફતેહ માટે શકા નથી. જા–અને નસરુલ્લાખાનને જરા મારી પાસે મોકલી આપ."

જાસૂસ મુજરો કરીને ચાલતો થયો અને થોડીવારમાં જ નસરુલ્લાખાન ત્યાં આવીને હાજર થયો. તેને ઉદ્દેશીને નાદિરે કહ્યુ કે,–"બહાદુર નસરુલ્લાખાન, હુ દુશ્મનોપર હલ્લો કરતો આગળ વધુ છું અને તમે તોપખાનુ તથા આપણા ગોલદાજોને લઇને મારી પાછળ તૈયાર રહો."

"જેવો શાહેઈરાનનો હુકમ" એમ કહી ફરમાનને માથાપર ચઢાવીને તોપખાનાનો અફસર નસરુલ્લાખાન ત્યાથી ચાલ્યો ગયો.

થોડા વખતમાં જ નાદિર પોતાના ચુનદા લડવૈયાઓની મોટી ફૌજને લઇને હિન્દુસ્તાનની ફોજપર હલ્લો કરવાને પોતાની છાવણીને છોડી આગળ વધ્યો અને તેની પાછળ તોપખાનુ ધીમે ધીમે ઊંટોવડે ઘસડાતુ ચાલવા લાગ્યું. ઉભય પક્ષના સૈન્યસમુદાયો આવેશયુકત અને બળવાન્ હતા; પરન્તુ બન્ને પક્ષની સેનાઓના નેતૃત્વમા જે ઉત્સાહ હતો, તે સર્વથા એક બીજાથી ભિન્ન પ્રકારનો હતો. ઈરાનીઓએ રણક્ષેત્રમાંની જે સગવડો હતી, તેમને બહુ જ થોડા અવરોધના વિઘ્ન પછી તરત પોતાના હાથમા કરી લીધી અને હિન્દુસ્તાનીઓને અચાનક આક્રમણથી ભયંકર ગભરાટમા નાખી દીધા અને જો એટલી મોટી ફૌજ પોતાના વેગ સહિત પાછી હટી ગઈ હોત, તો ખરેખર ઇરાનીઓ તેમનો ઘણો થોડો જ અટકાવ કરી શક્યા હોત, તેટલું તો તેમની સંખ્યાનુ બળ હતુ જ. પરતુ હિન્દુસ્તાનીઓ ગભરાટમા પડી જવા છતાં પાછા ન હટ્યા અને ઇરાની હિન્દુસ્તાની જગની શરુઆત થઇ ચૂકી બન્ને પક્ષની બદૂકો અને તોપો ગોળી અને ગોળાનો એક બીજાપર વર્ષાદ વર્ષાવવા લાગી અને ઘણાક માણસો જોત જોતામા આ દુનિયામાંથી બીજી દુનિયામા ચાલ્યા ગયા. અતે નાદિ-

રની ધારણા પ્રમાણે હિન્દુસ્તાનના અયશપરસ્ત સિપાહીઓ કઠિન ઇરાનીઓ અને અફગાનો સ્હામા ન ટકી શકવાથી લગભગ બે પ્રહરની ખૂખાર લડાઈ પછી વિજય દેવી નાદિરના ગળામા વરમાળા આરોપવાને તૈયાર થઈ હોય, એવો રગ દૃષ્ટિગોચર થવા લાગ્યો. અયોધ્યાનો સૂબેદાર સાદતખાન કે જે અગ્રભાગે રહીને સર્વથી પ્રથમ લડવાને આવ્યો હતો, તેણે સર્વથી પ્રથમ રણક્ષેત્રમાથી પાછાં પગલા કર્યા. પણ તેનો ન્હાસવાનો એ પ્રયત્ન ફળીભૂત ન થતા તે નાદિરના સૈનિકોના હાથમાં કેદી તરીકે સપડાયો અને તેથી તેના સૈનિકો વધારે નિરાશ થઇને જ્યા માર્ગ મળે ત્યા જીવ બચાવવાની આશાથી પલાયનનો આશ્રય લેવા લાગ્યા. સાદતખાનના કેદી તરીકે પકડાયાથી અને સૈનિકોની ન્હાસભાગથી બાદશાહ મહમ્મદશાહ એટલો બધો ભયભીત થઈ ગયો કે, જેનુ વર્ણન થવુ અશક્ય છે. અનવરુદ્દીનના વાક્યોનુ તેના હૃદયમાં અચાનક સ્મરણ થઈ આવ્યું અને તેથી તે અનેક પ્રકારના તર્કવિતર્કોના મહાસાગરમા ગોથાં ખાવા લાગ્યો. તેને આવા દુઃખમા પડેલો જોઇને તે જ તરુણ વીર અનવરુદ્દીન તરત બાદશાહની અંબાડીપર ચડી ગયો અને નિસરણીના ઊપરના છેલ્લા પગથિયાપર ઉભો રહી નમ્રતાથી બાદશાહને ઉદ્દેશી કહેવા લાગ્યો કે;–

“જહાપનાહ, હવે તો મારા કહેવાના ખરાપણાનો આપને અનુભવ આવ્યો ને ? સાદતખાન નાદિરનો કેદી થયો છે અને તેના સિપાહીઓએ ન્હાસવા માડ્યુ છે પહેલી બિસ્મિલ્લાહ જ ગલત થયેલી જોઇને બીજા સરદારો પણ ગભરાઇ ગયા છે અને તેથી તેઓ પોતાના તથા પોતાના લશ્કરના બચાવ માટે કર્નાલમાંથી આપણી છાવણી તરફ પાછા ફરવાનો નિશ્ચય કરી ચૂક્યા છે. માટે હવે આપે પણ અહીં રહેવુ સલામતી ભરેલું નથી. આપ હાથીપરથી ઊતરીને ઘોડાપર બેસી જાઓ અને મારી સાથે કર્નાલ તરફ રવાના થાઓ હવે પછી શુ કરવુ અને શું નહિ, એનો આપણે ત્યાં જવા પછી વિચાર કરીશુ ”

આ સમય વિશેષ વિચાર કરવાનો ન હોવાથી મહમ્મદશાહે અનવરનો ઉપદેશ માન્યો અને હાથીના હોદ્દાપરથી ઊતરીને તેણે અનવરના અશ્વપર આરોહણ કર્યું અને અનવર એક જખમી થઈ પડેલા સિપાહીના ઘોડાપર ચઢી બેઠો. બન્ને ત્યાથી તરત કર્નાલ તરફ જવાને પ્રયાણ કરી ગયા અને થોડા વખતમા બીજા બધા સરદારો અને માડલિક રાજાઓ પણ કર્નાલની છાવણીમા આવીને પોતાના બચાવની તૈયારીઓ કરવા લાગ્યા કારણ કે, નાદિર ત્યા હલ્લો લઇ આવે એવો પૂરેપૂરો સંભવ હતો અને કર્નાલની છાવણીની આસપાસ એટલી બધી મજબૂત મોર્ચાબંદી કરવામા આવી હતી કે, ત્યા નાદિરના હલ્લાથી બચવાની અને

ધાસ્તીમાં ન પડવાની તેમની આશા પ્રબળ હતી એ લડાઇનું ઇરાનીઓના લાભમા જે પરિણામ આવ્યું, તે આ પ્રમાણેનુ હતુ.–

સાદતખાન અને તેના બે ભત્રીજાઓ કે જેઓ હાથણપર બેસીને પલાયન કરી જતા હતા તેઓ કેદ પકડાયા, ખાનદૌરાનને બહાદૂરીથી લડતા બંદૂકની બે ગોળીઓ છાતીમાં પેસી જવાથી તેનો તેથી જ અંતકાળ થઈ ગયો અને દશ માંડલિક રાજાઓ તેમના એક સો સરદારો અને બીજા અમલદારો અને બીજા ત્રીસ હજાર સિપાહીઓ એ લડાઇમા કપાઈ ગયા તેમ જ કેટલાક હજાર હિન્દુસ્તાનીઓ દુશ્મનોના હાથમા કેદી તરીકે જઈ પડ્યા હિન્દુસ્તાની સૈન્યમાના બધા હાથીઓ, કેટલાક હજાર ઘોડાઓ અને લડાઇના બીજા સાધનો દુશ્મનોને હાથ લાગ્યાં.

એ વિજય મેળવ્યા પછી નાદિરશાહ મહમ્મદશાહની છાવણી તરફ આગળ વધ્યો ત્યા તે છાવણીને મજબૂત મોર્ચાબંદી અથવા કિલ્લેબંદી કરેલી જોઇને તે અટકી ગયો અને સહજમાં તેનાપર હલ્લો કરીને ફાવી શકાય એમ ન હોવાથી તે છાવણીને ચારે તરફથી ઘેરી લઇને છાવણી-માંના હિન્દુસ્તાનીઓને અન્ન પાણી વિનાના રાખીને કાબૂમાં લાવવાનુ તેણે વધારે સારુ વિચાર્યું નાદિરનો હુકમ થતાની સાથે જ ઇરાનીઓ ચારે તરફ બાદશાહની છાવણીને ઘેરો ઘાલી બેઠા અને બહારથી જતાં અન્ન તથા જળનો અટકાવ કરી દીધો એવી હાલતમા ત્રણ દિવસ વીતવા પછી બાદશાહના સલાહકારો આવી દશામા વધારે દિવસ જીવવવાનુ તેમ જ આવા સખ્ત ઘેરામાથી સહીસલામત છટકી જવાનુ અશક્ય ધારીને બાદશાહ પાસે આવ્યા અને કહેવા લાગ્યા કે,–

"બાદશાહ સલામત, આપણે દુશ્મનોના હાથમાં એવા બૂરા સપ-ડાયા છીએ કે, હવે આપણને નમ્યા વિના ચાલે તેમ નથીજ. અર્થાત્ આપની જો પોતાની જિન્દગીને બચાવવાની ઇચ્છા હોય, તો શહનશાહતના ભોગે પણ તે બચાવીને વિજેતા નાદિર આગળ મુકૂટ ઉતારીને તેના ક્રોધને આપે શાંત કરવો જ જોઇએ અમારી તો એ સલાહ છે, પછી જેવો આપનો વિચાર "

"અફસોસ–જે મોગલ બાદશાહોના નામના શ્રવણથી દુશ્મનો શિયા-ળવા પેઠે રણભૂમિ છોડીને ન્હાસી જતા હતા અને ગર્ભિણીઓના ગર્ભનો પણ પાત થઈ જતો હતો, તે જ મુગલિયા ખાન્દાનના આ કુલકલંક, મહ-મ્મદશાહ બાદશાહને એક ઇરાની લૂટારાના કદમોમાં સર ઝુકાવવાનો વખત આવી લાગ્યો, એથી વધારે બીજી જિલ્લત અને તૌહીન શી હોઇ શકે વારૂ? હવે જિન્દગી બચે તોય શુ અને જાય તોય શુ! જીવતે મારી હાલત હવે

મુવેલા કરતા ક્યાં વધારે સારી છે ?" એમ બોલતાં બોલતા બાદશાહની આંખ્યોમાથી ચોધારાં આસૂ વહેવા માંડ્યાં

"ગેનીપનાહ, આમ આપ શોક કરો છો, તે વ્યાજબી નથી. આપ એક બહાદૂર સૂરમા પ્રમાણે દુશ્મન સાથે લડ્યા છો-કાંઈ મૂંગે મોઢે એને તાબે થયા નથી. પણ નસીબે યારી ન આપવાથી દુશ્મન સાથે નમીને કામ લેવાનો મૌકો આવ્યો છે તો તેમાં પણ સમાધાન જ માનવું જોઇએ. કારણ કે, પગે ચાલનાર ભાગ્યેજ પડે છે, પણ જે ઘોડાપર ચઢે છે તે જ પડે છે. અર્થાત્ લડાઈ કરનારને જીત પણ મળે છે અને હાર પણ મળે છે. દુનિયાનુ ચક્ર એમ જ ચાલ્યા કરે છે, માટે આવેલા વખતને માન આપો અને શોકને ટાળી નાંખો." વૃદ્ધ મંત્રી રફીકુદ્દીને બાદશાહને શાત કરવાના ઉદ્દેશની કહ્યુ.

"હાર માન્યા પછી જીવવાથી લાભ શો ?" બાદશાહે પાછી નિરાશા બતાવી.

"શહનશાહે મેહરબાન, એમાં પણ એક મોટો લાભ સમાયલો છે અને એ વિશે કેટલાક ઉલ્માનો કૌલ છે કે, જે પુરુષ લડાઈમાં હારવા છતાં જીવતો બચી જાય છે, તેને પોતાના દુશ્મન સાથે લડવાનો અને કીનો લેવાનો ગમે ત્યારે પણ બીજો મૌકો મળી શકે છે, પરતુ જે અવિચારથી અને પોતાના સાધનો પ્રતિકૂળ હોવા છતાં લડાઈમા લડીને કપાઇ જાય છે-મરી જાય છે, તે પાછો કોઈ કાળે પણ પોતાનો કીનો લઇ શકતો નથી અને પોતાના મરવાથી પોતાની ભવિષ્યની બધી આશાઓને પણ સાથે મારી નાખે છે આજે બદનસીબીથી જો કે આપણી હાર થઈ છે, પણ વખત આવતા કોઇવાર આપણી જિત પણ થશે જ. આપના વડવા હુમાયૂન્ બાદશાહના જીવનનો જ વિચાર કરો, એટલે પછી આ નિરાશા પોતાની મેળે જ આપના હૃદયમાંથી પ્રયાણ કરી જશે." તરુણ અનવરુદ્દીને પણ પોતાના પિતાના માર્ગે ચાલીને શાહને સમજાવવાનો યોગ્ય પ્રયત્ન કર્યો,

"ખરેખર અનવરુદ્દીનનો ઉપદેશ બહુજ યોગ્ય અને માન્ય કરવા જેવો છે અમારી પણ અન્નદાતાને એ જ સલાહ છે. વખતને માન આપીને વર્ત્તવું, એ અકલમદ ઇન્સાનની પહેલી ફરજ છે" જે નિઝામુલ્મુલ્કે એકવાર દરબારમા બહાદૂરીથી લડાઇનુ સમર્થન કર્યું હતુ અને રફીકુદ્દીનના ઉપદેશને હસી કાઢ્યો હતો, તે જ નિઝામુલ્મુલ્કે અત્યારે આવા વિચાર દર્શાવ્યા

"જ્યારે તમારો બધાનો આવો જ ઉપદેશ છે, ત્યારે હવે મારો એ ઉપદેશ પ્રમાણે વર્ત્યાવિના છૂટકો જ નથી . તમો જેમ કહેશો તેમ

વર્ત્તવાને હું તૈયાર છું." અંતે નિરુપાયે બાદશાહે તેમની ઇચ્છાને અનુમોદન આપ્યું અને માથું નીચુ નમાવીને તે ગમમાં ગિરફ્તાર થઇ ગયો.

બીજે દિવસે સવારમાં જ નિઝામુલ્મુલ્ક અને અઝીમુલ્લાખાન નાદિરશાહની છાવણી તરફ શાંતિથી અશાંતિનો નિર્ણય લાવવા માટે પ્રયાણ કરી ગયા અને ત્યાં લગભગ બે પ્રહર જેટલો સમય વીતાડવા પછી તેઓ પોતાની છાવણીમા પાછા આવી લાગ્યા તેમણે ત્યાં નાદિરશાહ જોડે કરેલી બધી વ્યવસ્થા ગુપ્ત રાખવામાં આવી. તે દિવસ સર્વ જનોએ આતુરતામાં જ વીતાડયો અને રાત્રિના સમયે બાદશાહે નિઝામુલ્મુલ્કને ખિલઅત આપીને મીરબક્ષી તથા અમીરલ્ ઉમરાની પદવીથી વિભૂષિત કર્યો. એ જ વેળાએ બાદશાહ બીજે દિવસે નાદિરશાહની છાવણીમા જવાનો છે, એ સમાચારનો કર્નાલની છાવણીમાં સર્વત્ર વિસ્તાર થઈ ગયો.

વળતે દિવસે પ્રભાતમા જ મહમ્મદશાહ પોતાની છત્રયુક્ત પાલખીમા બેસી સાથે પોતાના પલાણેલા અશ્વને રાખી ગાઝ્યુદ્દીનખાન, અઝીમુલ્લાખાન; નિઝામુલ્મુલ્ક અને અનવરુદ્દીન તેમ જ કેટલાક ખાજાસરા અને બસેં ઘોડેસ્વારોને સાથે લઇને પોતાના વિજેતા શત્રુ નાદિરશાહની છાવણી તરફ જવાને નીકળ્યો. છાવણીથી બહાર નીકળી થોડુંક ચાલ્યા પછી શાહે પોતાના ઘોડેસ્વારોને પોતા સાથે આગળ વધતા અટકાવીને ત્યાં જ ઉભા રહેવાની આજ્ઞા કરી દીધી અને ઊપર જણાવેલા ઉમરા સાથે જ તે આગળ ચાલ્યો–માત્ર ખાજાસરા અને બીજા કેટલાક નફરોને સાથે ચાલવાની છૂટ હતી.

જે બાદશાહને મળવા માટે બીજા અનેક રાજાઓ આવતા હતા, છતા જેનાં દર્શનનો લાભ મળવો પણ દુર્લભ હતો, તે જ દિલ્લીનો જિલ્લે સુબ્હાની શહનશાહ આજે ઇરાનના એક લુટારા અને બની બેઠેલા શાહને નમન કરવા માટે તેની છાવણી તરફ પોતે ચાલી ચલાવીને જવા માટે નીકળ્યો. અહા–સમયનો કેવો વિલક્ષણ અને અતર્ક્ય પ્રભાવ! કોઇએ ખરુ જ કહ્યું છે કે, 'જ્યારે ભાગ્ય કિંવા સમય પ્રતિકૂળ થાય છે ત્યારે સર્વો પરિસ્થિતિઓ પ્રતિકૂળ બની જાય છે' અહીં આપણને એ વચનની સત્યતાનો પૂરેપૂરો અનુભવ મળી શકે છે અસ્તુ.



## પ્રકરણ ૪ થું.

## શત્રુને સન્માન.

"તાકો આદર કીજિયે, જો અપને ઘર આય,
મિત્ર માનિયે શત્રુકો, કારન, અતિથિ કહાય !"—એક હિન્દી કવિ

નાદિરશાહ યુદ્ધના સમયમાં જેટલો ક્રૂર અને નિર્દય હતો, તેટલો જ તે રાજનીતિ નિપુણ અને વિશ્વના ઔપચારિક વ્યવહારમાં દક્ષ પણ હતો. નિઝામુલ્મુલ્ક સાથે આગળથી જ બાદશાહના આવવા વગેરેની વાતચીત અને ગોઠવણ થઇ ગયેલી હોવાથી બાદશાહ અમુક સમયે આવવાનો છે એ તો તે જાણતો જ હતો અને તેથી પોતાના મહાન્ પણ સમયવશાત દુર્દશામાં આવી પડેલા શત્રુનો તેની યોગ્યતાને છાજે તેવો આદર સત્કાર કરવાની તેણે પ્રથમથી જ બધી પૂરેપૂરી વ્યવસ્થા કરી રાખી હતી. બાદશાહ જે વેળાએ અર્ધ માર્ગમાં આવી લાગ્યો, તે વેળાએ નાદિરે પ્રથમથી કરી રાખેલી વ્યવસ્થા અનુસાર નાદિરનો વજીર તહેમાસ્પખાન અને તેનો (નાદિરનો) શાહજાદો નસીરખાન તેને લેવા માટે મ્હામા આવ્યા. તહમાસ્પખાને બાદશાહને નમીને યોગ્ય માન આપ્યું અને પાલખીમાં આવેલા શાહજાદા નસીરખાને ત્યાર પછી પાલખીમાથી ઉતરીને પોતાના દેશના રિવાજ પ્રમાણે બાદશાહ તરફ પોતાના હૃદયમાંના માનની લાગણી બતાવી. બાદશાહે પણ ભોઇઓને પાલખી ઊતારવાનું ફરમાન કરી નીચે ઉતરીને શાહજાદાને આલિંગન આપ્યું અને એ માન સન્માનના ઔપચારિક વિધિની સમાપ્તિ થતા બાદશાહ અને નસીરખાન કૂચ કરતા આગળ વધ્યા. તેઓ ઠેઠ નાદિરના તોપખાના પાસે આવીને અટક્યા. અહીં બધા નોકરો વગેરેને ઊભા રહેવાનો હુકમ થયો અને બાદશાહને બે કે ત્રણ ખાજાસરા અને આગળ જણાવેલા ઉમરા સાથે આગળ વધવાની પ્રાર્થના કરવામા આવી. જ્યારે શહેનશાહ નાદિરના બાદશાહી તખ્તના દરવાજા પાસે આવી લાગ્યો અને પાલખીમાંથી ઊતર્યો, તે વેળાએ નાદિર પોતે દરવાજા સુધી તેને લેવા માટે આવ્યો અને તેને આલિંગન આપી તખ્તમા લઈ જઇને પોતાની સાથે જ તેને એક મસનદપર બેસાડીને એક પરાજિત શાહને આપવું ઘટે તેથી વધારે માન તેણે મહમ્મદશાહને આપ્યું.

પ્રારંભિક ઔપચારિક સલામ વાલેકુમ આદિનો પ્રકાર થયા પછી અને પરસ્પર આરોગ્યના સમાચાર પૂછાઈ રહ્યા પછી નાદિરશાહે બાદશાહને ઉદ્દેશીને કહેવા માંડ્યું કે—

"શહેનશાહે હિન્દ, આજે આપને મારી છાવણીમાં પધારેલા જોઇને હું મારા અહોભાગ્ય માનું છું. પરંતુ આ પ્રસંગે આપને હું થોડોક ઠપકો અથવા ઉપદેશ આપવા માગુ છુ અને આશા છે કે, એ ગુસ્તાખીની આપ મને મોઆફી બક્ષી દેશો. મને પ્રથમ એ જોઇને ઘણી જ અજાયબી લાગે છે કે, આપ પોતાના લાભના કાર્યમા પણ વિશેષ ધ્યાન આપતા નથી. મેં આપને કેટલાક કાગળો લખ્યા, આપના દરબારમા મારા એલચીને પાઠવ્યો પરંતુ આપના સલાહકારો અને મંત્રીઓએ મને એક પણ સંતોષ

કારક જવાબ મોકલવાનું વ્યાજબી ધાર્યું નહિ. વળી મારી ધારણા પ્રમાણે આપનો પોતાના માણસોપર જોઇએ તેવો દાબ ન હોવાથી અને આપની રાજનીતિ ખામી ભરેલી હોવાથી આજ સૂધીના ચાલતા આવેલા કાયદાથી વિરુદ્ધ જઇને પૈશાવરમા આપના કેટલાક બળવાખોર રાજપૂતોએ આપની હદમા મારા એક એલચીનુ ખૂન કરી નાખ્યું, પણ તેની નહિ દાદ કે નહિ ફરિયાદ.

"એટલુંજ નહિ પણ જ્યારે મેં તમારી શહનશાહતમા પ્રવેશ કર્યો, ત્યારે આપનું આપના પોતાના કાર્યમા પણ ધ્યાન હોય એમ દેખાયુ નહિ; અરે–હુ કોણ છું અને હિન્દુસ્તાનમા આવવાનો મારો શો હેતુ છે, એટલું જાણવા માટે મારી પાસે કોઈ માણસને સુદ્ધા આપે કે આપના અધિકારીઓએ મોકલ્યો નહિ જ્યારે હુ સિન્ધુ નદીને ઉલ્લંઘીને લાહોર સૂધી આગળ વધી આવ્યો, ત્યારે પણ આપનો કોઈ દૂત કોઈ સદેશો કે સલામ વાલેકૂમ લઇને મારી પાસે ન આવ્યો—એટલુજ નહિ પણ મારા આપનાપર મોકલેલા સલામનો મને કોઇએ આવીને જવાબ પણ ન આપ્યો પછીથી જ્યારે આપના ઉમરા પોતાની ઘોર નિદ્રામાથી અચાનક જાગ્યા, ત્યારે તેમણે શાતિ અને સમાધાનના સર્વ સાધનોનો અવરોધ કરીને મને આગળ વધતો અટકાવવાના ઇરાદાથી પોતાની મેળેજ પોતાને સાધારણ જાળમા સપડાવી દેવાનો પ્રસગ ઉપસ્થિત કર્યો. અર્થાત્ તેઓ જરૂર પડે તે વખતે મદદ આપી શકે એવા લશ્કરને પાછળ રાખવાની અગમચેતી વાપર્યાં વિના જેટલા હતા તેટલા બધાજ આવીને જગના મયદાનમા ઉભા રહ્યા એનુ પરિણામ એ થયુ કે, પહેલો ફટકોજ આપ સહન કરી ન શકયા અને આપને રણભૂમિમાથી પાછા પગલા કરવાની ફરજ પડી. વળી પોતાની મજબૂત મોર્ચાબદીમા ભરાઇ બેઠા, એ તો આપની મૂર્ખતાનો અવધિજ કહેવાય! એમ કરવા પહેલાં આપે બે બાબતોનો વિચાર કરવો જોઇતો હતો અને તે એ કે, જો આપનો દુશ્મન જોરાવર હોય, તો તે આપને ત્યાજ ઘેરી લે, એટલે અન્ન અને પાણી વિના આપનાથી ત્યા કેટલાક દિવસ રહી શકાશે અને જો દુશ્મન કમજોર હોય, તો તે પછી તેનાથી ડરીને મોર્ચાબન્દીનો આશ્રય લેવોજ શા માટે જોઇએ? હવે બીજો એક સવાલ એ ઉભો થાય છે કે, જો આપ પોતાના દુશ્મનને એક લુટારો અને રઝળતો રહેજન ધારીને તેની સ્હામા પોતે લડવા માટે આવવુ એ યોગ્ય ન ધારતા હોત, તો આપે તેને મારી હટાવવાનુ કામ પોતાના કોઈ સારા લડવૈયા સરદારના હાથમાં સોંપીને પોતે રાજધાનીમા બેસી રહેવું, તુ, પણ બિરુદ્ધ પક્ષે જો આપ પોતાના શત્રુને એક લુટારો ધારવા છતા તેના અનુભવ અને ખડતલપણાથી બ્હીતા હતા,' તો

પણ આપને તેના એકજ આઘાતથી ઉડી જવાય એવી સ્થિતિમાં પોતાને મૂકી દેવાનુ કાંઇપણ કારણ નહોતુ. મેં આપને સમાધાનપૂર્વક વ્યવસ્થા કરવા માટેનો સંદેશો તો પ્રથમજ મોકલ્યો હતો, પણ તે વેળાએ આપની બુદ્ધિ એટલી બધી બ્હેર મારી ગઈ હતી અને આપનો ગર્વ એટલો બધો સાતમા આસમાનપર ચઢી ગયો હતો કે, આપે મારો તે સુલેહ ભરેલો સદેશો ધ્યાન આપીને સાંભળ્યોજ નહિ અને પોતાના હિતાહિતનો લેશ માત્ર પણ વિચાર કર્યો નહિ. અતે જ્યારે આ દુનિયાના પેદા કરનાર ખુદાવદે કરીમની મદદથી અને વિજેતા યોધાઓનાં શસ્ત્રાસ્ત્રોના બળથી આપે આ નાદિરને સર્વ રીતે વિજયી થયેલો જોયો અને પોતાના વિજયની જ્યારે આપના મનમાં કશી પણ આશા ન રહી, ત્યારેજ લાચારીએ આપે મારી મહત્તા અને મારા વર્ચસ્વનો સ્વીકાર કર્યો. શું મુગલિયા ખાન્દાન–તૈમૂરના વશના હિન્દુસ્તાનના બાદશાહને પહેલેથી છેલ્લે સૂધીનુ આ વર્ત્તન શોભા આપનારું અને તેની નામના વધારનારુ છે કે?”

મહમ્મદશાહ એટલો બધો ગભરાઈ ગયો હતો અને એટલો બધો શર્મમાં પડી ગયો હતો કે, નાદિરશાહ આટલું બધુ બોલી ગયો તો પણ વચ્ચે એકવાર પણ માથુ ઉચુ કરીને તેણે એના જવાબમાં એક શબ્દ માત્રનો પણ ઉચ્ચાર ન કર્યો ખરેખર અત્યારે તેનુ બધુ તેજ હણાઈ ગયું હતું અને એવી અવસ્થામા તેનાથી ન બોલી શકાય, એ સર્વથા સ્વાભાવિક જ હતુ.

મહમ્મદશાહના મુખમડળમાં વ્યાપેલી નિસ્તેજતા અને નિરાશા તથા તેણે ધારણ કરેલા સર્વાર્થસાધક મૌન્યને નિહાળીને અનુભવથી ઘડાયલો નાદિર પોતાના કઠિન વાક્યોના તેના મનમાં થયેલા પરિણામને કળી ગયો અને તેથી તેના મનનુ સમાધાન કરવાના હેતુથી તે કહેવા લાગ્યો કે,– “સુલતાને હિન્દ, મને આશા છે કે, આપ મારા બોલવાથી માઠું તો નહિ જ લગાડો. આપ મારી છાવણીમા આવ્યા છો, એટલે હવે આપ મારા દુશ્મન નહિ પણ દોસ્ત છો અને એટલામાટે મારા હાથે હવે પછી આપનુ કાંઇપણ અહિત થવાની ધાસ્તી રાખશો નહિ.”

“પોતાના એક હારેલા મુખાલિફ તરફ આવી મહબ્બત અને ઉદારતા બતાવવા માટે આપનો હુ જેટલો આભાર માનુ તેટલો ઓછો જ છે હુ મારા મનોભાવને અત્યારે શબ્દોવડે વ્યક્ત કરી શકતો નથી.” મહમ્મદશાહે અંતે જીભ ખોલી અને ટુંકામા જ પતાવી દીધુ.

“શહનશાહે ઈરાન! ત્યારે હવે આપણે સધિ વિશેની વાતચિત કરીશુ? આપ શી શરતોથી સંધિ અથવા મિત્રતા કરવા માગો છો, તે જણાવશો કે?” નિજામુલ્મુલ્કે નાદિરને ઉદ્દેશીને પ્રાર્થના કરી.

"શહનશાહે હિન્દોસ્તા ! અત્યાર લગીમાં મહાન્ તૈમૂરના ખાન્દાનના કોઈપણ શાહે અમારા સયફીખાન્દાન અને ઈરાનના લોકોને કોઈવાર કશી પણ ઈજા પહોંચાડી નથી અને એટલા માટે આપના ખાન્દાન અને હિન્દુસ્તાનના લોકોને મારો પણ ઈજા પહોંચાડવાનો વિચાર નથી. જો આપ આટલા બધા ઐય્યાશ અને મગરૂર ન હોત, તો આટલો બધો ખર્ચ કરીને મારે અહીં હિન્દુસ્તાનમા આવવાની કશીયે જરૂરત નહોતી. હવે મારે શુ કરવુ, એ જો કે જરા વિચારવા જેવો વિષય છે, છતા આપને વિશેષ હાનિ થાય, તેવા પ્રકારનો સધિ કરવાની તો મારી ઇચ્છા નથી જ. પોતાના લાયક દુશ્મન અથવા મુખાલિફનો મોભો અને દરજ્જો કેવી રીતે જાળવવો, એ તરીકાને આ **નાદિરશાહ** સારી રીતે જાણે છે, એટલે આપે મારા તરફથી કાંઇએ ભય તો રાખવો જ નહિ" **નાદિરશાહે** બહુ જ વિનયશીલતા અને માયાળુતાથી એ વાક્યો ઉચ્ચાર્યા.

"આપના વચનને માન આપીને વર્ત્તવાને હુ તૈયાર છુ સધિ આપ કહેશો તે શર્તથી આપણે કરી લઈશુ; પણ તે પહેલા મારી એક પ્રાર્થના છે, જેનો, આશા છે કે, આપ અસ્વીકાર તો નહિ જ કરો" **મહમ્મદશાહે** કહ્યુ

"જે કહેવાનું હોય તે ખુશીથી કહો અને પોતાને મારાથી જરા પણ હીન માનીને સંકોચ કરશો નહિ, કારણ કે, હુ તો આપને મારી બરાબરીના જ માનુ છુ અને તેથી જ મેં આપને મારા આસનપર જ બેસાડ્યા છે." **નાદિરશાહે** વિવેકનો અતિરેક કર્યો

"મારી પ્રાર્થના એ જ છે કે, હવે જ્યારે આપણે દુશ્મનીને છોડીને એક બીજાના દોસ્ત બની ગયા છીએ, ત્યારે આપ મારી રાજધાની દિલ્હીમાં પધારો અને મારા મેહમાન થઈ દોસ્તીનો તરીકો બતાવી આપો." **મહમ્મદશાહે** પોતાની ઇચ્છા દર્શાવી.

"અઝીઝ દોસ્ત, ખરું પૂછો તો મારી પોતાની પણ એ જ ઇચ્છા હતી અને હુ પોતે પણ એ માગણી કરવાનો હતો, એટલામા સારુ થયુ કે, મારા દિલની વાત આપના મોઢામાથી જ બહાર નીકળી આવી ઠેઠ ઈરાનથી અહીં હિન્દુસ્તાનના મધ્ય પ્રદેશ સૂધીનો લાબો અને કટાળા ભરેલો પ્રવાસ કરવાથી અને એક બેવાર લડાઈમા ઝીપલાવવાથી મારા બહાદૂર સિપાહીઓ પણ થાકી અને કંટાળી ગયા છે અને એટલા માટે તેમને આશાયશ તથા આરામ લેવાની ઘણી જ અગત્ય હોય એ સ્વાભવિક છે. અર્થાત્ હુ આપના આમંત્રણનો બસરોચશ્મ ( મસ્તક અને નેત્રથી ) સ્વીકાર કરુ છું. જ્યાં સૂધી મારા સૈન્યના સૈનિકોના શરીરમા નવીન ઉત્સાહનો સચાર થશે, ત્યા સૂધી કેટલાક દિવસો હુ દિલ્હીમા વીતાડીશ, આપના

આદર સત્કારનો ઉપભોગ લઇશ અને ત્યાર પછી આપના વડવાઓની સલતંનતની જવાબદારી આપને જ સોંપીને ઇરાન તરફ ચાલ્યો જઇશ." નાદિરે મહમ્મદશાહના વચનને માન આપીને પોતાની ઇચ્છા વ્યક્ત કરી.

"નેહાયત એહસાન, અય દોસ્તે મેહરૂબાન સુલતાને ઇરાન !" મહમ્મદશાહે કૃતજ્ઞતા દર્શાવી અને વધારામા કહ્યુ કે,–"ત્યારે મને દિલ્લીમા જઇને સર્વ તૈયારીઓ કરી રાખવાની આજ્ઞા મળશે કે ?"

"આજે તો આપ મારા મેહમાન રહો આવતી કાલે પધારજો અને દિલ્લીમા બધી તૈયારીઓ કરાવજો. હું પાંચ સાત દિવસ પછી અહીંથી છાવણી ઉઠાવીને દિલ્લી તરફ આવીશ હ–પણ અમારે સા જનાનખાનામાં કનીઝોની અને ગુલામોની ખોટ હોવાથી પ્રથમ જઇને જૂદી જૂદી જાતની પચાસ કનીઝો અને પચાસ જવાન ગુલામોને મોકલી આપશો તો મોટી મેહરૂબાની થશે." નાદિરે કહ્યુ.

"દિલ્લીમા પહોંચતાંની સાથે જ હુ પ્રથમ એ ફર્માનપર ધ્યાન આપીશ અને બનશે તેટલી વધારે કનીઝો અને વધારે ગુલામોને આપની છાવણીમા મોકલી આપીશ." બાદશાહે કહ્યુ.

"મોટો ઉપકાર" નાદિરે આભાર માન્યો.

નાદિરે પોતાના ખિદમતગારને ઇશારો કર્યો, એટલે તત્કાળ પાસેના તબૂમાં તૈયાર થઈ ઊભેલી અને આજ્ઞાની વાટ જોઇ રહેલી ચાર ઇરાની નવજવાન હસીન કનીઝો હાથમાં સોનાના થાળમાં ગોઠવેલી સોનાની સુરાહીઓ અને સોનાના પ્યાલા લઇને ત્યા હાજર થઈ અને તે થાળોને હાથમાં જ ધરી રાખી નાદિરશાહ આગળ આવીને ઊભી રહી. નાદિરે એક હાથમાં એક પ્યાલો લઈ બીજા હાથમા સુરાહી ઊપાડી તેમા ઇરાનની વખણાતી મદિરા નાખી મહમ્મદશાહને આપતા કહ્યુ કે;—

"નૂરે ઇકબાલ તેરા આજસે ઘર ઘર ચમકે,
હશ્રતક તાજે હુકૂમત તેરે સરપર ચમકે !"*

મહમ્મદશાહે તે પ્યાલાને હાથમાં લીધો, પણ પીવાને બદલે એક તરફ રાખી પોતે સુરાહી લઇને તેવો જ એક પ્યાલો પોતાના હાથે ભરી તે નાદિરને માનપૂર્વક આપતાં કહ્યું કે,—

"યા ઇલાહી ! તેરા ઇકબાલ તાબદા રહે,
કિસ્મતે ઈરાન નાદિર હશ્રતક જિન્દા રહે !"†

* "તારા ભાગ્યનો પ્રકાશ આજથી પ્રતિગૃહમા ચમકતો થાય અને આ સત્તાનો મુકુટ તારા શિરપર અતપર્યન્ત ચમકતો રહે !"

† "હુ ઇશ્વર પાસેથી એ જ માગુ છુ કે, ભાગ્યદેવી તારી દાસી થઇ રહે અને ઇરાન દેશનો ભાગ્યરૂપ નાદિર ચિરંજીવી થાય !" હશ્ર

બન્ને શાહોએ એક સાથે જ શરાબને ઇન્સાફ આપ્યો અને ત્યાર પછી નાદિરના એક બે સરદારોએ તે જ પ્રમાણે મહમ્મદશાહના અમીરોનો આદર સત્કાર કર્યો. વિજયપરાજયની વાર્ત્તાનું વિસ્મરણ કરાવીને શરાબે થોડીવારને માટે તો સર્વને ખુશી ખુર્રમીનો રંગ બતાવી આપ્યો. શરાબનો દૌર વળી પણ ચાલ્યો અને તેથી તેમને જગત્ આનંદમય દેખાવા લાગ્યું

એ પ્રમાણે બે દિવસ સૂધી મહમ્મદશાહને નાદિરે પોતાની છાવણીમા પોતાના એક મેહમાન તરીકે રાખ્યો અને તેનો એટલો બધો આદરસત્કાર કર્યો અને પોતાનો એવો તો ભાવ બતાવ્યો કે, થોડા વખતને માટે 'હું જિતાયલો છુ અને નાદિરને ત્યા લજ્જાવનત મુખે આવેલો છું' એ વિચાર પણ મહમ્મદશાહના મનમાથી નીકળી ગયો.

બીજે દિવસે રાત્રિના સમયે જે વેળાએ મહમ્મદશાહ તેને આપવામાં આવેલા એક જૂદા તંબૂમાં નિદ્રાવશ થયેલો હતો, તે વેળાએ નાદિરે નિજામુલ્મુલ્કને પોતાના શયનના તંબૂમાં એકલો જ બોલાવ્યો અને ગભીર મુદ્રાથી તેને ઉદ્દેશીને કહ્યુ કે,–

"દિલ્લીના અમીરુલઉમરા નિજામુલ્મુલ્ક ! તમારા બાદશાહના આમત્રણને માન આપીને હુ દિલ્લીમા તો આવુ છુ, પણ ધ્યાન રાખજો કે, ત્યા કોઈ જાતનો દગો ફટકો ન થાય! નહિ તો નાદિરશાહ જેટલો ભલો છે, તેટલો જ તે જાલિમ છે હજી અહીં મેં મારી ક્રૂરતાનુ રૂપ તમને લેશ માત્ર પણ બતાવ્યુ નથી, એટલા માટે મને એવી ભુડાઈ કરવાનો પ્રસગ ન આવે એવી રીતે વર્ત્તશો તો તેમાં આપણી બધાની ભલાઈ છે." એમ કહીને નાદિર હુક્કાની નળીને મોઢામા લઈ ધૂમાડાના ગોટ કાઢવા લાગ્યો.

"ગરીબનવાજ, એવિશે આપે પોતાના દિલમા શકને જગ્યા આપવી જ નહિ આપની અને આપના ફોજી જવાનોની જિન્દગી અને સલામતીના જવાબદાર અમે છીએ. બાદશાહ તો બિચારો એટલો બધો ભલો અને ભોળો છે કે, તે પોતે પોતાની મરજીથી આપ વિરુદ્ધ કાંઇ પણ કરી શકે તેમ છે જ નહિ" નિજામુલ્મુલ્કે નમ્રતાથી જણાવ્યુ.

"ઠીક છે–ત્યારે કાલે તમે અને શાહ તમારી છાવણીમા જાઓ અને ત્યા એક બે દિવસ ગાળી નાખજો, એટલામા હુ તમારી જોડે આવી મળીશ અને દિલ્લી તરફ આપણે સાથે જ કૂચ કરીશું. હું બે પાચ દિવસ દિલ્લીની બહાર નજીકમા 'જ' છાવણી નાંખીને રહીશ અને જ્યારે તમો મારા સત્કાર માટેની બધી તૈયારીઓ કરી લેશો, એટલે પછી હું

જગતનો એક એવો વિલક્ષણ નિયમ છે કે, જે પુરુષો બહુ જ ક્રૂર અને નિર્દય મનાય છે, તે જ પુરુષો કેટલાક વિષયોમા અતિશય સરળ અને નિયમથી ચાલનારા હોય છે. નાદિરમાં જે લોભ, સ્વાર્થસાધુતા અને ક્રૂરતા આદિ કેટલાક દુર્ગુણો હતા, તેની સાથે જ* જો કોઈ પોતાની સાથે સરળતા અને નિષ્કપટતાથી વર્ત્તે તો તેનાપર વિનાકારણ અત્યાચાર ન કરવો એ અને એવા જ બીજા કેટલાક ગુણો પણ વાસ કરી રહ્યા હતા પોતાના નિર્ધન દેશ ઈરાનમાના સિપાહીઓ ઘાતકી તથા અત્યાચારી છે એ તે સારી રીતે જાણતો હોવાથી તેમના હાથે હિન્દુસ્તાનના અને અત્યારે ખાસ કરીને દિલ્હીના લોકોને ત્રાસ ન પહોંચે એટલા માટે તે જ દિવસે પોતાના લશ્કરની જૂદી જૂદી ટુકડીઓના અફસરોને બોલાવીને તેણે ગંભીરતાથી જણાવી દીધુ કે;–

"મારા બહાદુર જગી અફસરો, આપણા લશ્કરમાના બધા સિપાહીઓને મારા નામથી જણાવી દેજો કે, દિલ્હીના લોકો–હિન્દુ કે મુસલમાન અને શિયા કે સુન્ની–ને તેઓ કોઈપણ રીતે અપમાન ન પહોચાડે અને કોઈપણ જાતની પીડા ન આપે. અને સિપાહીઓપર દેખરેખ રાખવાની હુ તમને પોતાને આજ્ઞા આપુ છું. જો મારા ફર્માનની તૌહીન કરીને કોઈપણ સિપાહી એવો કોઈપણ ગુનાહ કરતો પકડાઈ આવે, તો તેનાપર જરાપણ રહમ ન કરતા નાક અને કાન કાપીને તેને કાઢી મૂકવાની અને ગુનાહ જો બહુ મોટો હોય તો મારી નાખવાની સુદ્ધા સજા આપવાની હુ તમને સદર પરવાનગી આપી મૂકું છુ હિન્દુસ્તાનના લોકો નાદિરશાહને ઈરાનના એક લુટારા તરીકે ઓળખે છે, અને તેથી તે લોકોને મારે બતાવી આપવાનુ છે કે, નાદિર લુટારો નહિ પણ એક આદિલ બાદશાહ છે અને ભલા સાથે કેવી ભલાઈથી વર્ત્તવુ જોઇએ, એ તત્ત્વને તે સારી રીતે જાણે છે. વળી તમને એ પણ હુ જણાવી દઉં છુ કે, જો પક્ષપાત કરીને કોઈપણ ગુનાહગારને સજા કરવામાં તમે બેદરકાર રહેશો અને તે વાત મારા જાણવામા આવશે તો તમને પણ એવી જ સજા હુ પોતે આપીશ. જો બધી વ્યવસ્થા સારી જળવાશે તો હું તમને ભારી ઈનામોથી નવાજીશ."

"શહનશાહેજમાના! હવે આપે એ માટેની જરાય ફિકર ન રાખવી." એમ કહીને સર્વ અફસરો નમન કરી ચાલતા થયા.

નાદિર અને નાદિરશાહના સૈનિકોના અત્યાચારોની અનેક ઉડતી વાર્ત્તાઓ દિલ્હીના લોકોએ સાંભળેલી હોવાથી અને તેના હિન્દુસ્તાનમાં આવ્યા પછી તો નાદિર અને તેના સૈનિકો દિલ્હીના લોકોના સંવાદના નિત્યના વિષય થઈ પડેલા હોવાથી પ્રથમ પ્રથમ તો દિલ્હીના લોકો ભયથી

નગરમાથી બહાર જ નીકળતા નહોતા અને ખેડુતો વગેરે પોતાનાં ખેતરોને સૂનાં મૂકીને નગરમાં ભરાઇ જતા હતા. પરંતુ બે ત્રણ દિવસ થઇ જવા છતાં ઇરાનીઓ તરફથી કાંઇપણ ઉપદ્રવ થતો તેમના જોવામાં ન આવ્યો, ત્યારે તેઓ ધીમે ધીમે ભય મૂકીને બહાર નીકળવા લાગ્યા અને સર્વત્ર વિચરતા થયા દિલ્લીમાના કેટલાક ફેરીવાળા વ્યાપારીઓ પોતાનો માલ વેચવાને નાદિરની છાવણીમા જતા, તેઓ પોતાના માલના મોઢે માગ્યા પૈસા લઇને પાછા આવતા હતા અને તેથી તેમને સારો તડાકો પડતો હતો ઇરાનીઓ ખરેખર ઘણાજ તોફાની અને જુલમી હતા, પણ નાદિરની આજ્ઞાનો એવો તો અલૌકિક પ્રભાવ હતો કે, જે કાર્ય કરવા માટેની નાદિરની ના થએલી હોય, તે કાર્ય કરવાની કોઇની પણ હિમત ચાલી શકતી ન હોતી; કારણ કે, તેમ કરવાથી મરણ નક્કી આવવાનું એવો તે સર્વનો નિશ્ચયજ હતો. પોતાના સૈન્યમાં પોતાના કરેલા નિયમનું પૂર્ણ પાલન થએલું જોવામા ઇરાનનો નાદિરશાહ અને ફ્રાન્સનો નેપોલીયન બોનાપાર્ટ એક સરખા અને એક જ સ્વભાવના હતા એ વિષયમાં નાદિરને ઇરાનનો નેપોલિયન્ અથવા નેપોલિયનને ફ્રાન્સનો નાદિરશાહ કહીએ તો તેમા અતિશયોક્તિ થવાનો લેશ માત્ર પણ સંભવ નથી.

સાર્વભૌમત્વ અને ગૌરવના વિષયમાં જે એક મહત્ત્વનો વિષય છે તે એ છે કે, લડાયક કળામા જ આપણી કીર્ત્તિ, નામના અને જ્ઞાનશીલતા સમાયલી છે, એમ રાષ્ટ્રજનોએ સમજવુ જોઇએ સૅમ્યુલસે પોતાના મરણ સમયે જે વસ્તુ રોમન લોકોને બક્ષીસ તરીકે મોકલી હતી, તે એ જ ઉપદેશ હતો કે, 'રોમનોએ સર્વ વસ્તુઓને ત્યાગીને કેવળ પરાક્રમના હેતુનો જ સ્વીકાર કરવો, એટલે તેઓ સમસ્ત જગતમા સર્વથી મહાન્ થશે!' સ્પાર્ટા દેશના રાજ્યની ઇમારત પણ પૂર્ણતાથી એવા જ ઘાટ અને એવા જ હેતુથી રચાયલી હતી ઇરાન અને મૅસિડોનિયાનાં રાષ્ટ્રો એવા લશ્કરી મહત્ત્વના હેતુમાથી જ ઉભાં થયાં હતા. ગૉલ્સ્, જરમન્સ્, ગૉથ્સ્ અને સૅક્સન્સ્ ઇત્યાદિ લોકોનુ પણ કેટલાક કાળપર્યન્ત એ જ પૂજ્ય તત્ત્વ હતુ. તુર્ક લોકોની અત્યારે જો કે પડતી દશા છે, છતાં અત્યારે તેમણે એ જ તત્ત્વનો સ્વીકાર કરેલો છે. ખ્રીસ્તી રાષ્ટ્રોમાનાં જે રાષ્ટ્રોએ એ તત્ત્વનો સ્વીકાર કર્યો છે, તે સર્વમાં શ્રેષ્ઠતા સ્પેનિયાર્ડ લોકોની જ છે. (ભરતખડમાના મનુ આદિ સ્મૃતિકારોનું અને મહાભારતમાંના વર્ણાશ્રમધર્મ પ્રકરણમાની ક્ષાત્રધર્મ પ્રશંસાનું પણ એ જ બીજ છે) અર્થાત્ એ વિશે એટલુ કહેવુ જ પૂર્ણ છે કે, પ્રકટ સૈનિક ગૌરવને ધારણ કર્યા વિના કોઈ પણ રાષ્ટ્રને મહત્તાને પ્રાપ્ત કરવાની આશા હોવાનો સભવ છે જ નહિ અર્થાત્ નાદિરશાહ અને તેના પ્રજાજનો સૈનિક ગૌરવને ધારણ કર-

નારા તથા સૈનિક નિયમોનુ પાલન કરનારા હોવાથી પ્રત્યેક સ્થળે વિજય મેળવવાને ભાગ્યશાળી થયા હતા અને હિન્દુસ્તાન જેવા દૂરના વિદેશમાં જે વિજય તેમણે મેળવ્યો હતો એનુ મૂળ કારણ પણ એ જ હતુ. એથી વિરુદ્ધ તે સમયના હિન્દુસ્તાનના લોકો પરસ્પર દ્વેષ, આલસ્ય, સુખવિષયવિલાસ અને અસહિષ્ણુતા આદિ દુર્ગુણોને ધારણ કરનારા થઈ ગએલા હોવાથી તેમને નાદિરનાં ચરણોમા મસ્તક નમાવીને તે જે આજ્ઞા કરે તે મસ્તકે ધારણ કરવાનો દુ ખદાયક પ્રસગ આવી પડ્યો હતો. આથી જાણવાનુ માત્ર એટલુ જ છે કે, રાષ્ટ્રની ઉન્નતિ અને અવનતિ શામા સમાયલી છે અને એટલા માટે રાષ્ટ્રની ઉન્નતિના કયા માર્ગનો અવનત રાષ્ટ્રે સ્વીકાર કરવો જોઇએ અસ્તુ.

નાદિરની આજ્ઞાના પાલનમા નાદિરના સૈનિકો કેટલા બધા ધ્યાનબદ્ધ રહેતા હતા એ હજી આગળ જતા આપણા જોવામા આવશે જ એટલે અત્યારે એનો વિશેષ વિસ્તાર ન કરતા આપણે આપણી વાર્ત્તાની શૃખલાને આગળ લંબાવીશુ



## પ્રકરણ ૫ મું.

## કન્યા નહિ, પણ પત્ની.

ગત પ્રકરણમા જણાવેલા બનાવને બે દિવસ વીતી ગયા પછી એક રાત્રે એક મ્હોટા કપડાના તબુઓથી બનેલા વિશાલ વસ્ત્રનગરમાં ચારે પાસેથી ન્હાના મ્હોટા ડેરાઓ અને કનાતોથી સુરક્ષિત, અધારી રાત્રિમા છાવણીમાં તાપવાને માટે સ્થળે સ્થળે સળગાવવામા આવેલા સૂકા ઝાડ પાનના અસ્થિર અગ્નિના કવચિત્ ઉંચા થતા ને કવચિત્ ગુમ થઇ જવાની અણી ઉપર આવતા ભડકાના પ્રકાશથી તેના વિશાળપણાને પ્રત્યક્ષ કરવા કરતાં એક મ્હોટા તબૂમા બનતા બનાવ તરફ આપણે નિગાહ કરીશુ. આ વિશાળ તંબૂમા ત્રણ માણસો બેસીને એક બીજાને મદ્યના પ્યાલા પાતા હતા તથા કાઇક મહત્ત્વના બનાવ વિષે ચર્ચા કરતા હોય તેમ ગભીરતાથી વાતો કરતા હતા સુંવાળા ઉંચા રેશમના ગાલીચાઓ ઉપર તકીઆના ઉઠીગણ લઇને તે ત્રણે જણા બેઠા હતા અને જાણે ત્રણે જણ સમાન પક્તિના હોય તેમ દેખીતી રીતે છૂટથી અને નિર્ભયતાથી પરસ્પર વાર્ત્તાલાપ કરતા હતા, છતા જોનારને તરત જ પ્રત્યક્ષ થતુ હતુ કે એ ત્રણમાથી એક ચઢીઆતા દરજ્જાનો માણસ હતો સુદર નકસીકામ તથા જડાવના કામવાળા કાળા ઉંચા અબનૂસના તખ્ત ઉપર તેનો ગાલીચો પાથરેલો હતો, જ્યારે બાકીના બે જણા તેની ડાબી અને જમણી બાજુએ નીચે જમીન ઉપર પાથરેલા ગાલીચાઓ ઉપર બેઠેલા હતા આવી રીતે આ ત્રણે જણ

ઘણીવાર સાથે બેસતા'તા ને બેસશે, પણ અત્યારે તેમના પોશાક રોજ કરતા જૂદા પડતા હોવાથી તેમનુ કાઇંક વર્ણન આપવુ હાલના બનાવોની સમજણ માટે જરૂરનુ છે,

તખ્ત ઉપર બેઠેલા માણસનો પોશાક સાદો હતો પણ તેના મસ્તક ઉપરના ફેંટામા કેટલાક કીમતી જવાહિરો બાંધેલા હતા તેનું દ્રઢતા-સૂચક કાળી દાઢીવાળુ મુખ સૂર્યના પ્રખર તાપથી તથા જૂદા જૂદા સ્થાનોની જૂદી જૂદી ઋતુઓની અસરથી કઠણ અને ખડબચડું થવા ઉપરાંત સેકાઈ ગયેલા જેવુ લાગતુ હતુ અને જોનારને સ્પષ્ટ કહેતુ હતુ કે આ માણસ દરબારની મોજમજાહનો દાસ નથી પણ રણભૂમિનો સહવાસી છે. તેની આખ્યોના ચમકારા, તેની બોલવાની ઢબ, તેના હાથ તથા પગની હીલ-ચાલ તથા તેની ભવ્ય મુખ મુદ્રા ઉપરથી સ્પષ્ટ થતુ હતુ કે તેને હુકમ કરવાની તથા પોતાનો હુકમ મનાયલો જોવાની જ ટેવ પડેલી છે. ચાણક્ય વાંચકોને જાણવુ મુશ્કેલ નથી કે તે તુરકોમાન લુટારાઓનો સરદાર, ઇરાનના તખ્તનો કબજો લઈ પડેલો, અઢારમી સદીમાં મ્હોટામા મ્હોટો ગણાતો યોદ્ધો હિંદુસ્તાનમા નાદિરકુલીખાન હતો. આગળ જણાવ્યુ છે તેમ પરદેશીઓની ઝુંસરીમાંથી તેણે પોતાના દેશને છોડવ્યો હતો તથા અફ-ઘાનો, તુર્કો અને રશીયનોને ઘણીક લડાઇઓમા હાર ખવાડી ખવાડીને તેમની પાસેથી ઇરાનના પ્રદેશો પાછા લઈ લીધા હતા અને હાલમાં તે હિંદની ભૂમિમા—મહાન્ મોગલોની સત્તાનો વિનાશ કરવા કરતા તેમનો દોર માત્ર નરમ પાડવાની ઇચ્છાથી આવ્યો હતો અને ગયાં પ્રકરણોમાં જણાવ્યા પ્રમાણે મોગલશાહનો પરાભવ કરી દિલ્લીમા જવાને તે આ સ્થાને છાવણી નાખી પડ્યો હતો

તેણે મહાન્ મોગલોના સૈન્યનો પરાજય કર્યો હતો ખરો પણ તેનો વિજય ખરી રીતે જોતા તેની હિમતને લીધે જ માત્ર થયો નહોતો તેના યુદ્ધને નજરે નિહાળનાર એક અગ્રેજ પ્રેક્ષકે તેના વિશે આ પ્રમાણે લખેલુ છે—"યુદ્ધમા તે બળ કરતા કળ અને યુક્તિ ઉપર વધારે આધાર રાખતો હતો તેના લશ્કરની કૂચ સ્હામાને વિસ્મય પમાડે તેટલી વેગવતી તેમજ યુદ્ધના સામાન્ય નિયમોની દૃષ્ટિથી જોતા ખોટી જાતની તથા અનિયમિત હતી, પરતુ તેની આવી ઉલટી દેખીતી અચોક્કસ રીતિથી તે શત્રુને ગુચવણમા નાખી ગભરાવી દેતો હતો" ઇતિહાસના અભ્યાસી જનો જોઈ શકશે કે આ વર્ણન જેટલું તેને લાગૂ પડતુ હતું તેથી વિશેષ અંશે તે તેની પછી લગભગ પોણી સદીએ થયેલા તેના જેવા જ સમર-વિજયી યોદ્ધા મહાન્ નેપોલીયનને પણ લાગૂ પડે છે

નાદિરનો દેખાવ જો કે ઉપર કહી ગયા છીએ તેમ ટાઢ અને તડકાની

અસરથી ચિત્તાકર્ષક ન હોતો રહ્યો, તોપણ સમીપમાં જઇને જોનારને તે તેટલો ખરાબ લાગતો નહોતો–તેની બાજુમા જ અનેક જનોના રક્તથી ધોવાયલી તેની મ્હોટી પરશુ–ઇરાની તોપઝ પડેલી હતી તે જ તેના રાજ્યદંડની ગરજ પણ સારતી અને ગમે તેવા યુદ્ધમા તે જ તેની ખરી સાથી હતી તે તેને કદી પણ, ક્ષણભર પણ દૂર રાખતો ન હોવાથી તેનુ નામ પરશુધર–તોપઝખાન–પડેલું હતુ, અને જે હિંદભૂમિમાં તે અત્યારે આવ્યો હતો ત્યાંના તેના જ નામધારી "પરશુધર"ના જેટલો જ તે પણ લોહીનો તરસ્યો હતો

તેની જમણી તરફ બેસનારનો દેખાવ તેનાથી તદન જ જૂદી ઢબનો હતો તેની ઇરાનીના જેવી કાળી આખ્યો તથા જાડા કાળા ભવાં ઉપરથી જોનાર સેહેજે જોઈ શકતો હતો કે જવાનીમા તે ઘણો જ ખુબસૂરત દેખાતો હોવો જોઇએ, પણ અત્યારે તેના અવયવોની સમાનતા જળવાયલી રહેવા છતાં તેની આકૃતિની સ્પષ્ટતા તેવી રીતે રહી ન હોતી તેની આખ્યોના ચમકારાથી તેની બુદ્ધિનો પ્રભાવ તથા તેનો હસમુખો સ્વભાવ પ્રત્યક્ષ થતા હતા છતા તેનો રગ ઉડી ગયો હતો અને ભારી પોપચાં નીચે તે દબાઈ જતી દેખાતી હતી તેની ગોળ ભરાઉ જાઘો તથા પહોળા ભરાઉ ખભાઓ ઉપરથી તેને વ્યાયામની ટેવ નહોવા ઉપરાંત તે બેઠાં બેઠા કરવાના કામમા ગુંથાયેલો રહેતો હોય એમ સાફ જણાતું હતું આ માણસથી આપણે પરિચિત છીએ મૂળમા તે શાહની આગળ આવેલી અરજીઓ વાચવાના, તેની નોધ કરવાના, તથા તેના નિર્ણયો નોધવાના કામ ઉપર હતો પણ તેની હોશિયારીથી તેમજ શાહને જરૂર પડતા નાણા ગમે તે પ્રકારે પણ વખતસર એકઠાં કરી આપવાની તેની અદ્‌ભુત શક્તિથી તે શાહના ખજાનચી જેવો–જમણા હાથ જેવો થઈ પડયો હતો અને સામાન્યપણે તે શાહના મુખ્ય વજીરની ગરજ સારતો હતો વિશેષમા આગળ જોયું છે તેમ તેના હસમુખા સ્વભાવને લીધે, તેની રમુજી ઢબછબને લીધે, તેની હસાવનારી અને આનદ આપનારી મનોરંજક રમીલી વાતોને લીધે તે શાહનો એકાતનો મિત્ર અને સાથી પણ થઈ પડયો હતો

ત્રીજાને પણ આપણે ઓળખીએ છીએ, તે એક નવયુવાન બાળક–યુવક હતો, તેના મુખ ઉપરથી માનુ દૂધ હજી સૂકાયુ નહોતુ. મૂછની રેખા હજી તાજી ફુટી હતી તથા તેનુ અગ હજી સપૂર્ણપણે વિકાસ પામ્યું ન હોતુ છતાં તે એક ભવ્ય દેખાવનો કદાવર અને મજબૂત માણસ થશે એવી સ્પષ્ટ પ્રતીતિ તે આપતો હતો તેણે અત્યાર પેહેલા જ પોતાના શૌર્યની ખાત્રી કરી આપી હતી તે ઉપર્યુક્ત મીરઝાઅલી અકબરના જેવો વિદ્યાવિલાસી ઇરાની નહોતો પણ રણશૂર અફઘાન હતો કદહારના

ઘેરામાંથી કેદ પકડાયા પછી નિરતર શાહના ખાસ રક્ષક તરીકે તેની પાસેની પાસે જ રહેનાર અહમદખાને ભવિષ્યમા પોતે પણ મહાન્ વિજયી યોદ્ધો નીવડશે એવી દરેક આગાહી અત્યાર સુધીમા આપી હતી અને હિંદના ઇતિહાસનો દરેક વાંચક તેના નામ અને કામ તથા તેના પરિણામ રૂપે થયેલા હિંદના ઇતિહાસના પાના ઉપરના અનેક ફેરફારોથી પૂર્ણપણે વાકેફ છે અને તેથી આપણને તે તેના સ્વામી કરતા પણ વધારે જાણીતો પુરુષ છે

ઉચી પક્તિએ ચઢનાર દરેક વ્યક્તિની માફક નાદિરશાહ પણ જાણતો હતો કે, ખરા ઉદયનો માર્ગ અવિરત ઉદ્યોગ જ છે અને તેની છાવણીમા તેના કરતા વધારે સખ્ત પ્રયાસ લેનાર કે કામ કરનાર બીજો કોઈ પણ માણસ નહોતો. સૂર્યોદય પૂર્વે ઉઠનાર નાદિર સાંઝના સૂર્યાસ્ત થતાં સુધી ચાલૂ કામ કર્યા કરતો પણ જ્યા ભાનુ અસ્તાચલના શિખર પછવાડેના પોતાના ગુપ્ત સ્થાનમાં તિમિરના ભયે પલાયન કરી સતાઈ જતો કે તે પણ સર્વ કામકાજ આટોપી–છોડી–દઇને પોતાના વિશ્વાસુ એક કે બે માણસોને સાથે લઇને પોતાના ખાનગી તબૂમા અન્ન તથા મદ્યનું સેવન કરતો–રાત્રિના આ થોડા વખત સુધી તે પોતાની રાજ્ય ખટપટ કે ચિંતાને પોતાના મનમાં સ્થાન આપતો નહોતો પણ તેટલો વખત તે એક તદ્દન સાદા નફ્ફરા માણસની પેઠે ગુજારતો અને તે વખતે તેના સોબતીઓ તેને નાદિરશાહ તરીકે નહિ પણ એક સાદા નાદિર કુલી તરીકે ગણતા અને એ પણ તેઓ તેવી રીતે વર્તી શકે માટે તેમની સાથે હાસ્ય વિલાસ તથા ટોળ ટપ્પામા છૂટથી ભેળાતો રાત્રિના આ આનદ તથા રમૂજના કાળમા કવચિત્ અપવાદને બાદ કરતા રાજ્ય સબધી કાંઇ પણ વાત કરવાની સખ્ત મનાઇ તેણે કરેલી હતી

નાના પ્રકારની ખાદ્ય વસ્તુઓ તથા દ્રાક્ષ વગેરે મેવાનો સંપૂર્ણ છૂટથી દરેક જણે પોતાના હસ્ત, મુખ તથા પેટને લાભ આપ્યો અને સર્વેથી છેલ્લા શાહને માટે હજારો માઇલ ઉપરથી ઝડપી સાઢણી ઉપર ખાસ લાવવામા આવેલી લાંબી કાકડીઓ તથા ચીભડા અને શકરટેટીઓનો ઉપભોગ લેવાયો શાહને ખાસ કરીને શકરટેટી ઉપર પ્રેમ હતો અને તેને દારુમાં ભીંજાવી ભીંજાવીને તે ખાણા પછી નિયમિતપણે લેતો, વચમા વચમાં જળને સ્થાને શીરાઝનો ઉચી જાતનો સોનેરી પાણીના જેવો ઝળકતો નિર્મળ દારુ તેઓ લેતા હતા અને આ સર્વ કાર્યથી મુક્ત થયા પછી હવે તેઓ શાંતપણે તકીઆ ઉપર પીઠ નાખીને પડ્યા હતા તરત જ નોકરોએ આવીને દરેકના હાથ ગરમ પાણીથી ધોઈ નાખ્યા અને સર્વેણુ ત્યાંથી ઉપાડી ગયા તથા તેને સ્થાને એક ત્રીપાઈ ઉપર થોડીક મિઠાઈ તથા એક લાકડાના ભૂચવાળો

ચપ્પટો મ્હોટો શીરાઝી દ્રાક્ષારસથી ભરેલો શીશો લા ગોઠવી ગયા તથા ઇરાનીઓની સામાન્ય ટેવ મુજબ ભોજનને અંતે જોઇતો 'કલીઆન" હુકો ભરવાને તેઓ ગયા

હુક્કો આવે તેટલા વખતની ટુંક શાંતિનો ભંગ આજે શાહે પ્રથમ કર્યો તેના નિયમિત ઉંડા સાદે તે બોલ્યો "હિંદીઓએ પ્રતિજ્ઞા કર્યા પ્રમાણેના ગુલામો હજુ મોકલ્યા નથી એ ઘણુ નવાઈ જેવુ છે મારા પિતાના કસમ ખાઇને કહું છુ કે જો તેઓ કાંઈ પણ દગો કરશે તો તેનાં ઘણા જ કડવા ફળ તેમને ભોગવવા પડશે"

જો કે તેણે માગેલી નજર બહુ જ શરમ ભરેલી હતી તોપણ પૂર્વ દેશોના તે કાળના દરેક વિજયી યોદ્ધાઓની માફક નાદિર પણ તે નજર ઘણીજ સખ્તાઇથી વસૂલ કરતો એ તો આપણે જાણીએ જ છીએ કે, મોગલ બાદશાહ સંધિની યાચના કરવાને શાહની છાવણીમાં જે વેળાએ પ્રથમ આવ્યો હતો તે વેળાએ શાહને નાદિરે પચાસ કનીઝો અને પચાસ જૈવાન ખુબસૂરત ગુલામો મોકલી આપવાનું કહ્યું હતુ અને બીજીવાર પણ તેની યાદ દેવડાવી હતી. એ વાતને બે દિવસ વીતી ગએલા હોવાથી નાદિરશાહ ઘણી જ અધીરતાથી તેમના આવવાની રાહ જોતો હતો–તેણે પોતાના સૈન્યના માણસોમાં તથા દરબારીઓમા અને અમલદારોમા માર્ગમા આવતા આવી રીતે મેળવેલી અનેક નવયુવતિ પરશીયન, જીઓરજીઅન અને બીજી જાતોની નિર્દોષ બાળાઓને વેહેચી આપી હતી અને અત્યારે તેમાની ઘણીક લાવણ્યવતી દુર્ભાગિની સ્ત્રીઓ તેના સૈન્ય સાથે પણ હતી તેણે સાભળ્યુ હતુ કે હિંદની સ્ત્રીઓ ઘણી જ ખુબસૂરત હોય છે પણ હજુ સુધી તેની કે તેના માણસોની દૃષ્ટિએ કોઈ મજૂર વર્ગની કે ખેડુત વર્ગની સ્ત્રીઓ સિવાયની બીજી સ્ત્રીઓ પડી નહોતી અને તેથી જ આજે તે તેમને જોવાને આટલો બધો આતુર થઈ રહ્યો હતો.

શીરાઝી શરાબનો એક મ્હોટો પ્યાલો ઢીચી જઇને ખાલી પ્યાલો નીચે મૂકતા મૂકતા અલીઅકબરે કહ્યુ–"જહાપનાહ, હિંદીવાનો આપના હુકુમનો અનાદર કરવાની હિમત કદી પણ કરશે નહિ તે કૃતરાઓને કોની તરફથી કુમક કે રક્ષણ મળે એમ છે કે તેઓ શાહોના શાહની આજ્ઞા ઉથાપવાની હિમત કરશે? પણ દરિયાયેહાકિઝ, હજી તેમને જોઇતા ગુલામો એકઠા કરવાને તથા મોકલી આપવાને થોડા વધારે વખતની ખરેખરી જરૂર છે" મ્હોટેથી હસતાં હસતાં તેણે અહમદખાન તરફ ફરીને ઉમેર્યું "આ કાળા લોકોની સ્ત્રીઓ કોના જેવી છે? તુ ન્હાનો છે પણ કંદહારનો રહીશ છે અને કંદહાર હિંદુસ્તાનની લગોલગ આવેલુ છે માટે તને તેની ખબર હોવી જોઇએ બોલ, બોલ,

શાહને તેમના વિષે તુ જે કાંઈ જાણતો હોય તે સંભળાવ. તેઓ સરૂ-રૂહના જેવી પતલી ને ઉંચી તથા રાત્રિના તારાના જેવી ચકચકિત નેત્રો-વાળી છે કે નહિ? બોલ, બોલ, બચ્ચા, હવે શરમાવાનું અહીં કામ નથી. છાવણીમા બધા કહે છે કે તુ કવિ છે ને હાફિઝની માફક તરતા તરત કવિતા બનાવી જાણે છે તો હવે અમને પણ બેચાર કડવા સભળાવ આજે તેં કાઇ પણ ખાધુ પીધુ નથી તેમ તુ કાંઇ પણ બોલ્યોએ નથી. તો ચાલ હવે વખત ના કર અને શાહનુ મનોરજન કરવાને અર્થે કાંઈ પણ લલકાર"

વૃદ્ધાવસ્થાના દ્વારપર આવી પહોંચેલા અલીના બોલવામાં રહેલી માર્મિકતા તથા તેના પ્રતિ તેમા જણાવેલા તિરસ્કારથી અહમદના ચેહેરા ઉપર લોહી તસતસી આવ્યુ અને કાઇક જુસ્સામા તેણે જવાબ આપ્યો, "હુ હિંદની બાનુઓ વિશે કાઇપણ જાણતો નથી તેમજ સ્ત્રીઓ સબધી વાતચીત કરવાની મને ટેવ પણ નથી હુ શાહની નોકરીમા ખાલી જીભડી ચલાવનાર નથી પણ કાર્ય કરીને હાથ બતાવનાર છુ."

ઉપલા શબ્દો સાંભળીને શીરાઝી તકીઆ ઉપર લાંબો થઇને પડ્યો તથા ખડખડાટ હસવા લાગ્યો–તે એટલો તો જોરથી હસતો હતો કે તેના જાડા માસથી ભરેલા પાસાં પણ તેથી ઉછળી આવતા હતાં. હસતા હસતા તેણે પાછુ ચલાવ્યું–"હા હા હા! શી મજેની વાત! વાહ વાહ! વાહ વાહ! તુ સ્ત્રીઓ વિશે બોલતો નથી!! શાબાશ છે શાબાશ! તુ શાહની નોકરી જીભથી નહિ પણ બાહુથી બજાવે છે નહિ વારુ! અય આફરીન! સદ્ આફરીન! ધન્ય છે તારા માત પિતાને! દેખાવમા આટલો બાળક છે પણ ઘણો જબ્બરદસ્ત દેખુ?"

રોષભર્યા કર્કશ સાદે અહમદે જવાબ આપ્યો, "ખરો બેવકૂફ છે! આમા હસવા જેવું શુ દીઠું કે ગધેડાની માફક હસે છે? પણ અલબત્તા એક ઉંટની પીઠ ઉપર લધાઇ શકે તેટલો દારુ પીનાર હસશે નહિ તો બીજું શું કરશે!"

આથી તો અલી અકબરનું હસવુ ઉલટુ વધ્યું. "તને આ બધામા હસવા સરખું કાઇપણ દેખાતુ જ નથી ખરેખર પાડો છે પાડો! અફઘાન પાડાની આબેહૂબ નકલ જોવી હોય તો જોઇ લ્યો! સૃષ્ટિમા આટલા બધા ગધેડાઓ હતા છતાં પણ ખોદાએ વળી અફઘાનોને તે શામાટે પેદા કર્યા હશે?"

આ વખતે નાદિરે વાકા વળીને પોતાનો હાથ તે યુવાન બાળકના ખભા ઉપર મૂક્યો તેના મુખ ઉપર તથા આંખ્યોમા પણ હાસ્ય પ્રકટી રહ્યુ હતુ અને તેથી અહમદશાહને બહુ જ લાગી આવ્યુ હતુ અને તેના મનની આ સ્થિતિ વર્તી જઇને નાદિરે પોતાનુ હાસ્ય દાબી દીધુ તથા

તેને શાંત પાડવાના આશયથી તે ધીરા સ્વરે બોલ્યો, "અલી સત્ય જ કહે છે. તું આટલો ન્હાનો બાળક દેખાય છે છતાં તેં અત્યાર લગીમા ઘણી ભારે સેવા બજાવી છે. અલી અકબરનો વિચાર કોઇપણ રીતે તને માઠું લગાડવાનો નહોતો. તેની તો હમેશની જ એવી રીત છે. તે ગેલમાં આવે છે ત્યારે પોતાના દાદાની દાઢીની મશ્કરી કરવાને પણ ચૂકતો નથી"

શાહ બોલતો હતો તેટલામા જ તબૂની બાહેરથી ઘોડાની ખરીનો, માણસોના બોલવાનો, તથા હાથીની તીણી ચીચીયારીનો અવાજ આવ્યો નાદિર તે સાભળીને ટટાર થઇ ગયો. એટલામા જ પગમા ઉનના નરમ જોડા પેહેરીને કોઇપણ અવાજ કે ગડબડ કર્યા વિના નીચે પાથરેલા ગાલીચા ઉપર થઇને એક માણસ અદર આવ્યો અને શાહની આગળ નીચો વળી કોરનિશ બજાવી નીચી નજરે ચૂપચાપ ઉભો રહ્યો તરતજ શાહે પૂછ્યુ "આ શી ગડબડ છે?"

"બાદશાહ સલામત, ગરીબપરવર, હિદના માલિક મહાન શાહનશાહે એક હાથી, કેટલાક અશ્વો," અને એક સો ગુલામો શાહની સેવામાં નજર દાખલ મોકલ્યા છે."

નાદિરની આંખ્યો સતોષથી ચમકી–"અહા! છેવટ મોકલ્યા ખરા! જા સઘળા ગુલામોને બાહેરના તબૂમાં ગોઠવી દે ને સર્વ વ્યવસ્થા થઇ જાય કે મને બોલાવવા આવજે, એટલે હું આવીશ ને તેમને નિહાળીશ."

જેવી તે માણસે પાછા આવીને ખબર આપી કે શાહ તે બધુ જોવાને પોતાના તબૂમાથી બાહેર નીકળ્યો અને અહમદખાનને તથા અલી અકબર શીરાઝીને તેની પછવાડે પછવાડે આવવાને કહ્યુ તેણે પહેલા જાનવરો જોવા માડ્યા એક અતિશય સુદર સોનેરી કીનખાબની હીરા મોતીથી ભરેલી કીમતી ઝુલથી શણગારેલા હાથીએ તેના આવતા જ પોતાની રગીન સૂંઢ ઉચી કરીને તેને સલામ કીધી તથા મુખથી અવાજ કરીને આવકાર આપ્યો પછી તે કીમતી સાજથી સજેલા અશ્વોને જોવા ગયો. રાત્રિના મશાલના પ્રકાશમા સ્ત્રીઓના જેટલો જ તુરગોનો શોખ ધરાવનાર શાહને તે જોવા ફાવ્યા નહિ તેથી સહવારે તે તેને ફરીથી દેખાડવા એવી વર્દી આપીને તે તબૂમાં ગયો–ત્યા તબૂની બેય બાજુ હારબધ પચાસ છોકરાઓને ગોઠવીને ઉભા રાખ્યા હતા આ સઘળાને અતિશય ભારી જરી કામવાળા મલમલના સુદર પોશાકમા સજ્જ કીધેલા હતા અને તેઓ દેખાવમા જાણે બીજા રતિપતિ હોયની તેવા દેખાવડા હતા તેઓને બીજે દહાડે સહવારે ભરાનારા દરબારમા હાજર કરવાનુ કહી તે તેની સામેના તબૂમાં ગયો આ તબૂમા નીચે નરમ ઉનની ચટાઈ પાથરેલી હતી તથા દરવાજા ઉપર હાથમા શાહની સપાટો લઇને એક હબશી ગુલામ ઉભેલો હતો.

અદર શાહનો ખોજો આણેલી ગુલામડીઓને હારમાં બરોબર ગોઠવીને ઉભી રાખતો હતો તથા શાહને કેવી રીતે નમન કરવુ, તે શીખવતો હતો.

શાહે પ્રવેશ કર્યો કે, તરત જ તે સઘળી નારીઓએ એકી વખતે અર્ધી વાંકી વળીને નમન પૂર્વક સલામ કીધી. તે બધી રૂપમા અને લાવણ્યમાં એક બીજાને હટાવે તેવી હતી—તેમના શરીર સુકોમળ હતાં, અવયવો સમ અને ઘટમદાર હતા, દેખાવ અતિશય મનોહર હતો અને તેમનો સ્વર માધુર્યથી પૂર્ણ હતો. નાદિરે તબુમા એક છેડેથી બીજે છેડે સૂધી એક હારમા ગોઠવાયેલી આ અપ્સરાના ગર્વને હરાવનારી બાળાઓ તરફ એક સામટી દૃષ્ટિ કીધી અને તત્ક્ષણે તેની નજર તેમાંની એક બાળા ઉપર ઠરી તરત જ તે હારના મધ્ય ભાગમા જ્યા તે બાળા ઉભી હતી ત્યાં તે ગયો અને તેની પાસે ઉભો રહ્યો આ યુવતી કદે ઉંચી અને પાતળી હતી, તેનાં નેત્રો અને કેશ કાળાં હતાં, તેના મુખનો વર્ણ તથા આકૃતિ યુરોપની કોઈ પણ નાજનીનને હટાવે તેવા સુદર અને ચિત્તાકર્ષક હતા. તેના ગોળ ઉપસેલા કપોળો ઉપર ગુલાબી લાલી છવાઈ રહી હતી અને તે દૃઢ મનથી ટટાર ઉભેલી હતી તેના દેખાવ ઉપરથી જ જણાતુ હતુ કે, તેના મનમાં કોઈ પણ જાતનો ભય કે ચિંતા નહોતાં તેની આવી દૃઢતાવાળી મુખમુદ્રા ઉપરથીજ શાહે તેને બધામાંથી જૂદી વીણી કાઢી હતી

નાદિરશાહે ત્યા ઉભેલા ખોજાને ફારસીમા પૂછ્યુ, "આ કોણ છે ?"

"જહાપનાહ, એક રાજપૂત કન્યા છે."

તરત જ તે બાળાએ શાહના મુખ સામી દૃષ્ટિ માંડીને કહ્યુ; "હું કદાચિત્ એક રાજપૂતાણી હોઇશ; પણ કન્યા નથી મારાં લગ્ન થઈ ચૂકેલાં છે"

એકદમ ત્વરાથી તે ખોજો અગાડી આવ્યો અને હાથમાંની સપાટ તેના મુખ ઉપર મારવાના હેતુથી ઉગામી, પણ તે જ પળે તે એકદમ ચોંકીને પાછો હટી ગયો જેવી તે વીર કન્યાએ તેની ઇચ્છા પારખી કે કાંઈ પણ ગભરાટ જણાવ્યા વિના તેણે શાંતપણે પોતાના વક્ષસ્થળમાથી એક ન્હાનુ ખજર ખેંચી કાઢ્યુ તથા તેની અણી પોતાની છાતી તરફ ફેરવેલી રાખીને શાતિમા ઉભી રહી જો કે તેણે અણી પોતાની જ છાતી તરફ રાખી હતી, તોપણ તેના આ કાર્યનો હેતુ તેની આંખો સ્પષ્ટતાથી પ્રકટ કરતી હતી

શાહના મદ્યપાનના વિષયી જલસામાથી સાથે આવેલા અહમદખાન તથા અલી અકબર તેની ડાબી તથા જમણી તરફ ઉભેલા હતા દીપકના પ્રકાશમા જેવો ખજરનો ઝળકાટ નજરે પડ્યો કે, તે શૂરી બાળાની અને શાહની વચમાં અહમદખાન ગોઠવાઈ ગયો, જ્યારે અલીઅકબર "અલ્લાહ! મદદ કર, અમને બચાવ" એવી ચીસ મારતો ચોંકીને પાછળ હટી ગયો.

આ શબ્દો સાંભળતાં જ **નાદિરે** પાછળ જોયુ અને એક તિરસ્કાર ભરી નજર તેના ઉપર ફેંકી, જેથી શરમની રતાશ તેના મુખ ઉપર છાઈ ગઈ, છતા ધૃષ્ટતા ધારી કાંઈક હસવાનો ડોળ કરી તે બોલ્યો, "માલિકે મુલ્ક, હુ સરસ્વતીનો પૂજારી છું; પણ કાળીનો ઉપાસક નથી"

**નાદિરે** કાંઈ પણ બોલ્યા વિના તેના તરફથી મુખ ફેરવી નાંખ્યુ અને અહમદશાહને બાજુએ તેની અસલ જગ્યા ઉપર ખસેડી કાંઈક વિસ્મય દર્શક અને કાંઈક પ્રશંસા દર્શક નજરે તે તે બાળાને નિહાળવા લાગ્યો અને તેણે ગંભીરતાથી પૂછ્યુ કે—

"અય હિન્દુસ્તાનની હસીના, તેં આ ખંજર તારી પાસે શા ઇરાદાથી રાખ્યુ છે? જનાનખાનામાં રહેનારી નાજનીનને ખૌફનાક ખંજર રાખવાની શી જુરુરત છે વારુ?"

"શહનશાહે ઇરાન, આપ હમેશાં હથિયારોને પોતાના બદનપર તૈયાર શા માટે રાખો છો વારુ? ગુસ્તાખી મો આફ-મહેરબાની કરીને મને પહેલા આ સવાલનો જવાબ આપશો?" તે બાળાએ તેટલી જ ગંભીરતાથી સ્હામો સવાલ રજૂ કર્યો

"શહનશાહોને પોતાના દુશ્મનોનો હમેશા ડર રહ્યા કરે છે. ઘણીકવાર તો પોતાના દોસ્તોના મજમામાથી પણ દુશ્મનો ફૂટી નીકળે છે અને કઇ વેળાએ કયો દુશ્મન આવીને દગો કરશે, એની હમેશા ફિકર રહેતી હોવાથી દુશ્મનને મારી હટાવવા માટે, સરતાજ શહેરીયારને નિરતર હથિયારને પોતાના બચાવ માટે તૈયાર અને તૈયાર જ રાખવા પડે છે" **નાદિરશાહે** ગભીરતાને જાળવી, લાયક સવાલનો લાયક જવાબ આપ્યો.

"બસ-હસીન ઔરતને પણ ખજર રાખવાનુ એ જ કારણ છે, કારણ કે, હસીન નાજનીન્ એક સુલતાન જેટલીજ હમેશા દુશ્મનોના ડરમા રહ્યા કરે છે" યુવતીએ માર્મિકતાથી કહ્યુ

"હસીન ઔરત અને સુલ્તાનની બરાબરી કેમ હોઇ શકે વારુ? કારણ કે, એક શાહ પ્રમાણે ઔરતને પોતાની સલ્તનત, પોતાના કિલ્લા, પોતાના ખજાના અને પોતાની જાનને બચાવવા માટેનો એટલે બધો ખટકો હોતો નથી કે, જેથી તેને રાતદિવસ પોતાના બદનપર ખંજર રાખીને તકલીફ ઉઠાવવાની જુરુરત હોય. હુ તારા ભેદભરેલા બોલવાને સમજી શકતો નથી; માટે એનો ખુલાસો કર" **નાદિરશાહે** વિશેષ ગંભીરતા ધારણ કરીને કહ્યુ.

"શાહેંજમાન, એક ઔરતને પોતાની કોઇપણ ચીજને બચાવવાનો એટલો બધો ખટકો હોતો નથી, એમ માની લેવામાં જ આપની મોટામા મોટી ભૂલ છે. અરે-એક સુલ્તાન્ તો દુશ્મનના હાથમાં ગયેલી પોતાની ચીજને પાછી પણ મેળવી શકે છે અને તેમ કરવાથી તેની બમણી

"સુલ્તાનેવક્ત, આ આપની બીજી ભૂલ થાય છે. મર્દો હથિયાર તો હુશિયારીથી વાપરી જાણે છે, પણ તેમને હમેશા ફતેહ મળે છે એવો કાયદો છે કે શું? નહિ જ. કાયદો એ જ છે કે, એકની જિત થાય તો બીજાની હાર થવી જ જોઇએ. અર્થાત્ જેવીરીતે એ કાયદો મર્દોને લાગૂ છે તેવી જ રીતે ઔરતોને પણ લાગૂ છે. ભેદ માત્ર એટલો જ કે, મર્દ જ્યારે હારી જાય છે ત્યારે ભવિષ્યમા સારા વખતની આશા રાખી પલાયન કરીને અથવા તો દુશ્મનને તાબે થઇને કોઇપણ કોશિશથી પોતાની જિન્દગીને બચાવવાનો પ્રયત્ન કરે છે, પણ એકવાર હારેલી ઔરતની જિન્દગી નકામી હોવાથી જો ઔરત પોતાના દુશ્મનને મારવાના કામમાં ફતેહમંદ ન થઈ શકે, તો એ જ ખંજરને પોતાની છાતીમાં ભોંકી દઇને પોતાનો જિલ્લતના જીવતા દોજખમાંથી છૂટકો કરવાના કામમાં તો જરૂર કામયાબ થાય છે જ. કેટલીક વાર તો રાજપૂત રમણીઓએ એ ખંજરનો અથવા કટારનો એટલી બધી ચાલાકીથી અને એવા મહાન્ પુરુષોપર પ્રયોગ કરેલો છે કે, તે જોઇને દુનિયા અજાયબીમા ગોથા ખાધા કરે છે બીકાનેરના ઠાકોર પૃથ્વીરાજની ધર્મપત્ની જોધાબાઇ શહનશાહ અકબરની છાતીપર કટાર લઇને ચઢી બેઠી હતી અને પોતાની અસ્મતનો બચાવ કર્યો હતો. એ બનાવને હિન્દુસ્તાનમા કોણ નથી જાણતુ વારુ? જો શોધવા બેસીએ તો નાજુક કહેવાતી ઔરતોની બહાદુરીના હિન્દુસ્તાનમાથી એવા અનેક દાખલા મળી આવે એમ છે. એટલા માટે આ શાહ, એક પાકદામન ઔરતને આપે બહાદુર સિપાહી કરતા કોઇ પણ રીતે ઓછી માનવી નહિ" રાજપૂત તરીકે ઓળખાયલી બાળાએ પ્રમાણપૂર્વક પોતાના કથનનું સમર્થન કરી બતાવ્યું.

'મરહબા! આફરીન!! ઓ ગુલબદન ગુન્યાદહન! તારા આ નિડરપણાથી અને તારી આ હાજરજવાબીથી આજે હું ઘણો જ ખુશ થયો છુ. અહી તારાપર કોઇપણ જુલ્મ ગુજારનાર નથી જો કે ઇરાનના શાહની રૂબરૂમા મ્યાનમાથી હથિયાર કાઢનારને મૌતની સજા જ આપવામાં આવે છે, પણ હુ તને એ સજાથી મુકત કરુ છું—મારામાં વિશ્વાસ રાખ અને આ ખજર મને આપી દે." નાદિરે કિંચિત્ હાસ્ય કરીને કહ્યુ.

તે બાળાએ તેના મુખ સ્હામુ જોયુ, ક્ષણ ભર અચકાઈ, અને આજ્ઞાનુ પાલન કીધુ નાદિરે તેના હાથમાથી તે ખજર લીધુ અને પોતાની કમર ઉપરની શાલમા બેદરકારપણે ખોસી દીધુ

તે મૂગી ઉભી રહી, પણ શાહ તેની સખ્ત ચોળીથી દબાયલી છાતી શ્વાસથી ઉછળતી સ્પષ્ટ જોઈ શકયો તે બોજા તરફ ફર્યો અને ધીમા સ્વરથી

* વિશેષ વિસ્તાર માટે જુઓ 'ગુજરાતી' ની ૧૯૦૬ ની ભેટ તરીકે અપાયલી 'હળદીઘાટનુ યુદ્ધ' નામક નવલકથાના તૃતીય ખડનો નવમ પરિચ્છેદ

બોલ્યો, "તુ જો શહનશાહ તરફથી આવ્યો ન હોત તો નિર્લજ્જ કૂતરા, આજે તારાં હાડકાના ચૂરેચૂરા થઇ ગયા હોત. બદમાશ ગધેડા, શાહની પાસે લાવવા પૂર્વે કોઇની પાસે પણ શસ્ત્ર ન રહેવા પામે, એટલી પણ તેં તજવીજ ન રાખી ?"

તે ત્યાંથી આગળ ચાલ્યો અને ભયથી બ્હીનેલી સઘળી સ્ત્રીઓને જોઈ પાછો ફર્યો. પાછા ફરતાં તેની આંખ પાછી તે રાજપૂતાણી ઉપર ઠરી તે એક ક્ષણભર તેના મુખ આગળ સ્તભ્યો અને મનમા જ તેની તારીફ કરતો કહેવા લાગ્યો કેઃ—

'હર અદા મસ્તાના સરસે પાઉં તક છાઈ હુઈ.
ઉફ્ તેરી કાફિર જવાની જોશપર આઈ હુઇ !"*

અહીથી તે પોતાના ખાસ તબૂમા પાછો ફર્યો. પણ તેનુ મન હવે અસ્થિર થઈ કટાળી ગયુ હતુ અને તે નકામી વાતો કરવાને જરા પણ રાજી નહોતો ટોળટપ્પાં તે હવે આજે કરી શકે તેમ ન હોતું તેણે પોતાના સોબતીઓને ટુંકામા જ છેલ્લી સલામ કરી વિદાય કરી દીધા અને પોતે "અદરના" ભાગમાં આવેલા જનાનાના તંબૂમાં ચાલ્યો ગયો

---

## પ્રકરણ ૯ મું.

## રાજપૂત રમણીની કર્મકથા.

"સિંહનો બાળક ભૂખે મરે છે પણ સૂકાં તરણાને અડતો નથી, વરાળ ગમે તેટલી દાબમાં રાખશુ, પણ તે ઉંચી જવા વિના રહેતી નથી; પાણી ગમે તેવા અટકાવનો ભ્રશ કરીને પણ નીચે માર્ગે જ વહેવા માંડે છે, સતી ગમે તેવી વિપ-દ્દમાં પણ પોતાના શિયળને આંચ આવવા દેતી નથી, દુષ્ટજનો ગમે તેવા ઉપકા-રોતળે દબાયા હોય તો પણ પોતાના ઉપર અનેક જાતનો ઉપકાર કરનારને હેરાન કરતાં અટકતા નથી.. ગમે તેવા સજોગોમા તથા સગતિમાં આવી પડે તોપણ પ્રત્યેક વસ્તુ પોતાના જાતિ સ્વભાવનો ત્યાગ કરતી નથી"

એક અપ્રકટ ગ્રથમાથી

પોતાના શયન સ્થળનું કામ સારનાર ખાનગી તબૂમા આવતાને વારજ થાકથી કટાળેલા મનુષ્યની માફક શાહે પોતાના તખ્ત ઉપર પડતું નાખ્યુ અને તકીઆ ઉપર વાસો ઢાળીને અર્ધ બેઠેલી અર્ધ સૂતેલી અવ-સ્થામા પડી થોડીક વેળા શાત વિચારમા ગાળી

* "મસ્તકથી ચરણ પર્યન્ત મદોન્મત્તતાના પ્રત્યેક ભાવો પ્રસરી ગયા છે, કારણ કે, તારુ ઈશ્વરના અસ્તિત્વને ન માનનાર નવયૌવન મદમાં આવેલુ છે"
એક ઉર્દૂ કવિ.

પાછલા પ્રકરણમાં વર્ણવેલા બનાવનો તે વિચાર કરતો હતો અને તેના સ્મરણથી તેના જીવને આનંદ થયો હોય તેમ એની મુખમુદ્રાપરથી લાગતુ હતુ. તેના મુખ ઉપર મદહાસ્ય સ્ફુર્યું અને ધીરે ધીરે તેણે પોતાની કમ્મર પરની શાલના પડમાથી પેલુ ખજર બાહેર કાઢયુ ને કોઇક નવાઈ જેવી વસ્તુને જોતો હોય તેમ તેને તાકી તાકીને જોવા લાગ્યો ને ગણગણવા લાગ્યો–"એક સ્ત્રીનું રમકડું! પણ આજ રમકડાનો તેણે ઉપયોગ કીધો હતો અને તેનો વિચારજ માત્ર બે મર્દોને બ્હીવાડવાને પૂરતો હતો. મર્દો! હા, હા–કેવા જવાનો!! તેના કરતા તો એ અબળામા વધારે પૌરુષ છે. તે અવસ્થામાં તે ખુબસૂરત ને મનોહર કેટલી લાગતી હતી!" છેલ્લા વાકયનો ઉચ્ચાર કરતાં કરતાં તેણે તે ખંજર તખ્ત ઉપર પડેલી પોતાની પરશુ પાસે મૂકયુ, ક્ષણભર વિચારમાં બેઠો ને ગુલામને બોલાવી આગાબશીને મોકલવા કહ્યું.

મૂળમાં આનદી પણ શોકની છાયાવાળી મુખમુદ્રાવાળો એક ઉંચો પડછંદા જેવો શીદી તુરતજ ત્યાં આવ્યો **નાદિર**ની છાવણીમા તેના કરતાં વધારે વિશ્વાસપાત્ર માણસ મળવો દુર્લભ હતો અને તેથીજ શાહે તેના ઉપર સપૂર્ણ ઇતબાર રાખીને તેને પોતાના જનાનામાં ખોજાઓના ઉપરી તરીકે રાખ્યો હતો તેના પ્રથમના જુલમગાર ધણીના હાથ નીચેથી **નાદિરે** તેને છોડવીને પોતાની નોકરીમા રાખ્યો હતો. આથી તે **નાદિર**ને ઘણોજ ચાહતા શીખ્યો હતો શીદીઓમાં જોવામાં આવતો પ્રેમના પાત્રને જીવ આપી દેવાનો સામાન્ય સ્વભાવ તથા નિમકહલાલીપણુ તેનામાં વિશેષ અંશે ભરેલાં હતાં અને તેથીજ આ ઉપકારતળે દબાયેલા આફ્રિકાના હબશી ભાઇને **નાદિરે** પોતાના જનાનાનો વડો બનાવી દીધો હતો. આવી રીતે ઘણા જનોને **નાદિરે** જુલમમાંથી છોડવીને ઠેકાણે પાડી દીધા હતા તથા તેમ કરીને પોતાના ઉપકારથી બાંધીને તેમને ખરા સ્વામિનિષ્ઠ મિત્રો બનાવી દીધા હતા. આગાબશીનુ કામ જેમ ઘણુજ જોખમ ભરેલું હતું, તેમ તેના હાથમા સત્તા પણ બેહદ હતી અને શાહનુ જીવન પણ તેના હાથમાજ નિરતર રમતુ હતુ. આથીજ શાહે પોતાના ઉપર ખરો સ્નેહ રાખનારનેજ તે પદ આપ્યુ હતું.

"હમણા હું હિંદવાણીઓને જોવા ગયો હતો ત્યારે શું બન્યું હતું, તે તુ જાણતો હશેજ!'

હબશી ભાઇએ માથુ નમાવી કહ્યુ, "હુ જાણું છુ. મેં તે સઘળું નજરો નજર જોયુ હતું."

"તે છોકરી ખુબસૂરત છે."

"જાણે બેહેસ્તમાની પરીજ."

"હુ તેને એકાંતમાં મળવા માગું છું."

હબશીનો ચેહરો કાંઇ ચિંતાતુર જણાયો—"બચશ્મ, તેમ કરું પણ—"

"પણ શું! શું! તુ એમ ધારે છે કે, 'હિંદીઓએ તેને અત્રે મારો જીવ લેવાને મોકલી છે? તને ભય લાગે છે કેમ?" **નાદિર** હસવા લાગ્યો.

"તે એક નાજુક નિર્બળ બાળા છે, જ્યારે શાહ આપ રુસ્તમ પેહેલવાનને પણ જેર કરો તેવા બળવાન છો પણ—હું કોઇ પણ સ્ત્રીનો વિશ્વાસ કરતો નથી અને તેમાં પણ ખાસ હિંદી સ્ત્રીઓનો તો નહિ જ. વળી શાહ જાણે છે કે, તે બીજી સ્ત્રીઓ જેવી સામાન્ય નથી"

**નાદિર** ફરીથી હસવા લાગ્યો. "જે સ્ત્રી આ પ્રમાણે વર્ત્તવાની શક્તિ ધરાવે છે તેનો વિશ્વાસ કરવામા કાંઈ પણ ભય નથી એક જૂઠું બોલનાર પર્શિયન કરતા હુ હિંદની આ બાળા ઉપર વધારે વિશ્વાસ રાખીશ—જા, તેને અહી મોકલ"

હબશી હજી અચકાતો દેખાયો, એટલે **નાદિરે** પસવારતો હોય તેમ પોતાનો હાથ તેના ખભા ઉપર મૂકીને કહ્યુ કે, "હુ સમજું છું, હું સમજું છુ. તુ સાવચેત રહેવામા વાજબી છે ખરો, પણ આમાં કાંઈ પણ ભય નથી—જા, જા, તે બાળાને અત્યારે જ અહી મોકલ"

અંતિમ શબ્દો તેણે ઘણા જ ધીમા અને શાંત અવાજે ઉચ્ચાર્યા હતા, પણ તેની મુખમુદ્રાની ગભીરતાએ તે આજ્ઞા કરતો હતો એમ સ્પષ્ટ સૂચવ્યું અને તેથી જેવી "શાહની ઇચ્છા" એટલા જ શબ્દો ઉચ્ચારી છાતી ઉપર હાથ મૂકી વાકા વળી નમન કરતાં જ તે બહાર નીકળી ગયો.

દશ મીનીટ પણ નહિ થઇ હોય તેટલામાં જ શાહના તબુના દ્વાર ઉપરનો પડદો ઉચકાયો અને તે રાજપૂતબાળા શાહની હુજૂરમા આવીને ઉભી તે અંદર પેઠી કે તરત જ દ્વારપરનો પડદો પાછો પડ્યો. એક જ ચપળ અને તીવ્ર દૃષ્ટિપાતથી તેણે તે તબૂનુ સપૂર્ણ અવલોકન કરી લીધું અને પછી મૂગે મ્હોંડે પોતાની દૃષ્ટિ નીચી જમીન ઉપર રાખીને તે શાહ સન્મુખ ઉભી રહી. **નાદિર** પણ કેટલીક પળ સૂધી બોલ્યા ચાલ્યા વિના શાતપણે બેસી રહ્યો અને તેને પગથી માથા સૂધી નિરખવા લાગ્યો. તંબૂમાંના ઝાંખા દીપકના નામના પ્રકાશમા પણ તે જોઇ શક્યો કે, તે શૂરી બાળાની ઉભા રહેવાની ઢબમાં જેમ માન અને હિંમતસૂચક ગર્વ પ્રકટ થતો હતો તેમ જ કાઇક ભીતિ અથવા તો વ્યગ્રતા પણ જણાતી હતી. તેના વસ્ત્રના પડને બરોબર સમારનાર હાથ ધ્રૂજતો હતો અને તેની છાતી, જોનારને પ્રત્યક્ષ થાય તેવી રીતે ધડકતી—ઉછળતી—હતી જેમ તે યુવતી હતી તેમ જ ખરેખર તે સર્વાંગ સુંદર

લાવણ્યમયી લલના • હતી અને તેને પ્રથમ દૃષ્ટિએ સ્વરૂપવતી ધારી લેવામા તેની આંખે તેને ઠગ્યો નહોતો એમ હવે **નાદિર**ને સ્પષ્ટ લાગ્યુ. તેનું અનુપમ લાવણ્ય–શરીરસૌંદર્ય–તેણે ધારણ કરેલા સ્વજાતિને યોગ્ય વસ્ત્રોથી તેની સુંદરતા સર્વાંશે જોનારને પ્રકટ થતી હતી, એટલું જ નહિ પણ વસ્ત્રની મૃદુતા અને બારીક કુમાસથી તથા તેના રંગ અને પહેરવાની છટાથી તેમાં ઓરજ કાંઈ વધારો થતો હતો "બાળે, નજીક આવ અને બરોબર મારી સ્હામે ઉભી રહે" એ શબ્દો **નાદિર**ના મુખમાથી નીકળતાં જ તે ધીરે પણ દૃઢ પગલે આગળ વધી અને શાહની બરોબર સન્મુખ બેએક હાથ જેટલી દૂર ઉભી રહી.

"નાજની, ઉચે જો અને મારી સ્હામે નજર રાખી હું જે પૂછુ છું તેનો ઉત્તર આપ પણ કાંઈ પણ ખોટુ ન બોલાય–તે પણ ધ્યાનમા ઠસાવજે."

તેણે નીચી ઢાળેલી પદ્મના પત્ર જેવી પણ તાત્કાળમાં જ રુદન કીધુ છે, એમ સૂચવતી આંખ્યો ધીમેથી ઉચી કરીને શાહના મુખ ઉપર સ્થિર કીધી, અને તેથી શાહને જણાયું કે તેની નજરમાં રોપ કે કોપ નહિ પણ સ્નેહ–પ્રેમ–ની નરમ લાગણી ભરેલી હતી

"બાળે, તુ આટલી ગભરાયલી દીસે છે, તેનુ શુ કારણ છે?"

"હુ બ્હીતી નથી," તે વીરબાળાએ નમ્ર, મધુર અને દૃઢ અવાજે ઉત્તર આપ્યુ, "પણ, જહાપનાહ આપે કહ્યુ હતુ કે ...કે મેં જે કામ કીધુ હતુ તેવા કામને માટે દેહાત દંડ આપવાનો જ નિયમ માત્ર હતો"

"શાંત થા. ત્હારે ગભરાવાનુ કાઇ પણ કારણ નથી મ્હેં તો તને તે માત્ર એક ચેતવણી રૂપે જ કહ્યુ હતું, બાકી તારા દોપ બદલ તો તને ક્યારનીએ ક્ષમા મળી ચૂકી છે"

પોતાના જમણા હાથનો પ્હોચો કપાળે લગાડતા લગાડતા ગદ્‌ગદ્‌ કંઠે તે બોલી કે, "દરીયાયે હાફ્રિઝ, આપનુ નામ યથાર્થ જ છે. આપ જેટલા મોટા છો તેટલા જ દયાળુ પણ છો. હુ એવી તે કોણ મોટી રાજકુમારી કે શાહજાદી છું કે આપને તકલીફ આપુ? ખુદા મારો નિગેહબાન છે ને જાણે છે કે, મેં કોઇને પણ ઇજા કરવાના ઇરાદાથી આ ખંજર ખેંચ્યુ નહોતું, પણ જહાંપનાહ, મુબારિક શાહનશાહ, આ આપની દાસી હીજડાઓનો માર ખાઈ રહે તેવી તો નથી જ."

છેલ્લા શબ્દોથી **નાદિર**ના મુખ ઉપર હાસ્ય સ્ફુરી આવ્યુ અને પોતાનો હાથ સહેજ લાંબો કરીને તેણે તે ખંજર તેના હાથોમાં પાછુ મૂક્યુ તથા ઉમેર્યું, "બાળે, આ લે તુ ખરેખર રાજપુરુષના વંશની જ બાળા છે ને આ તારી પાસે જ શોભા પામશે. ખુદા જાણે, અમારા જંગલી કનીઝકો ને બાંદીઓથી ભરેલી આ છાવણીમાં તને તેનો કદાચ ખરેખર

ખપ પણ પડે, માટે એને તારી પાસેજ રાખજે; પણ આમ જરાકવારમાં ઉશ્કેરાઈ જઇને તેનો ઉપયોગ કરી ન નાંખતી”

આર્યે બાળાઓની રીત પ્રમાણે મસ્તક નમાવી વંદન કરતાં તેણે તે ખંજર લીધું અને પોતાની છાતી આગળ ચોળીની અંદર પહેલાં પ્રમાણે જ પાછું સંભાળીને મૂકી દીધું.

“ તુ ફારસી જબાન ક્યાંથી શીખી ?”

“ મારા માલિકશાહ, હુ લાંબા સમયથી મોગલોના દરબારમાં તથા તેમના રણવાસમાં જ રહેલી છું અને ત્યાં આગળ રહેનાર દરેક જણને ફારસી આવડી જાય છે.”

“ તારુ નામ શુ છે, છોકરી ?”

“ મારા માતાપિતા તથા રાજપૂત સ્નેહીજનો મને મીરાંબાઇ કહેતા હતા, પણ મોગલ દરબારમાં મને “સિતારા”નુ નામ આપવામાં આવ્યું હતું”

“ પહેલા નામ કરતાં બીજુ બહુ સહેલુ પણ છે ને વળી, તે શુભ-સૂચક પણ છે વારુ હવે મને સાચેસાચું કહેજે કે, તબૂમાં તેં જે કહ્યુ તે કહેવાનું તને કોણે શીખવ્યું હતું. તેમા તારો શો મતલબ હતો તથા તે શું તદ્દન ખરી જ વાત હતી ?”

તેના મુખ ઉપર ઉક્ત શબ્દોના શ્રવણથી લોહી તરી આવ્યું, પણ તે લાગણી કોપજન્ય હતી કે લજ્જાજન્ય હતી તે કહેવું મુશ્કેલ છે. સહેજવાર અચકી, છેવટે ધીમા પણ દૃઢ આવાજે તેણે કહ્યુ કે, “બાદશાહ સલામત, એ વાત તદ્દન ખરી જ છે”

“ પણ એ કહેવાની તને ગરજ શું હતી ? શુ તું જાણતી નહોતી કે તે શબ્દો નીકળતાંજ તારા શરીરના બે ટુકડા થઈ જશે ?”

“ હુ તે જાણતી હતી, પણ આ કંગાળ સ્થિતિમા જીવવામા પણ શું માલ છે ? વળી મેં નહોતું ધાર્યું કે, શાહોના શાહ મને એમ મારી નાખશે મારી ખાત્રી હતી કે, આ સાભળીને આપ મને પાછી દિલ્લીશ્વર પાસે મોકલી દેશો તથા તે કપટી મોગલોએ આમ તમોને ઠગવાનો પ્રયત્ન કર્યો, માટે તેમને શિક્ષા કરશો ”

“ મારે મોગલોને શિક્ષા શા માટે કરવી જોઇએ ?”

“ નેકનામશાહ, ઉલટુ એમ પૂછો કે તમારે મોગલોને શિક્ષા શા માટે ન કરવી જોઇએ ?” તેણે કાંઇક નિરાશાદર્શક સ્વરે કહ્યું, “શું એક વિશ્વવિજયી શાહોના શાહની હુજૂરીમાં એક નીચ કૂતરાને હાથે ઓટા-ચેલો પદાર્થ મોકલવો, એ તેમને માટે લાયક કહેવાય કે ?”

"તારા અંતરમાં મોગલો માટે સહજ પણ સદ્‌ભાવ દેખાતો નથી"

"પોતાના સર્વ સંબંધી જનોના પ્રાણ તથા આબરુ અને ધન ધાન્યનું હરણ કરી પોતાની જાતને પણ શિયળભ્રષ્ટ કરનાર નરાધમો ઉપર કોઈ પણ સ્ત્રી સદ્‌ભાવ રાખી શકશે ખરી?"

"જો એમ જ હતું તો તું પાછી જવા કેમ માગતી હતી?"

"મારા શાહ, હુ એક હિંદુ બાળા છુ અને મને ભય લાગ્યો કે, આપ મને છાવણીમાંના કોઈપણ એક સિપાહીને આપી દેશો, જે મને પહાડોની પેલી તરફના નીચ માણસ ચોર યવનોના હાથમા વેચી નાખશે. આમ વેચાઈને ગુલામ બનવા કરતાં હું મરવુ વધારે પસંદ કરુ છું"

મોટી મોટી હડપચીઓવાળા અને ચપટા દબાઈ ગયેલા ચીબા નાકવાળા, ગંદા ગંધાતા વાળવાળા, મેંઢાના ચામડાના બદનવાળા, પોતાના તુર્કોમાન પદાતિઓનુ સ્મરણ નાદિરને સહજ જ થઈ આવ્યુ અને સ્વચ્છ રીતભાતવાળી આવી સુધરેલી કોમલાગીના હૃદયમાં તેમના જેવાના હાથોમા જઇ પડવાના ભયથી ઉપજતો ત્રાસ તે સહજમાં જ કળી ગયો. પણ પોતાના અતરમાનો આ ભાવ તે જાણી ન જાય તેમ શાંત અને દૃઢ મુદ્રાથી તેણે પૂછ્યુ, "મારા પદાતિઓ અને ભાલેદારો જંગલી અર્ધ-માનુષી જનો છે, તેથી જ હિંદીવાનો તેમનાથી ડરે છે કેમ?"

"શાહેજમાન, એ તદ્દન જ સત્ય વાત છે. મોગલોની છાવણીમા તેમના વિષે અનેક મનસ્વી તરંગોથી પૂર્ણ ગપાટાઓ ચાલી રહેલા છે."

"તેઓ તેમના વિષે કેવી વાતો ચલાવે છે? તેમાની એકાદ મને સભળાવ"

"ત્યાંના મોગલો, રોહિલાઓ અને તેવા બીજા યવન સિપાહીઓ કહે છે કે, આ ઇરાની શાહના સ્વારોના અશ્વો, મોટા મોટા કદાવર હાથીઓને પણ ઢાંકી દે તેવા કદાવર ને બળમા તો તેનાથી પણ વધારે છે, વળી આ અશ્વો ઘાસને બદલે પથ્થરો, માટી ને ઝાડોના થડોના થડો ખાઈ જાય છે, તથા યુદ્ધના રણમા જ્યારે તે કૂદતા ને દોડતા આવે છે ને ચારે તરફ ઘૂમે છે ત્યારે તેમના નાકમાથી બળતા ભડકા ને ભડકા જ બહાર આવે છે વળી તેના સિપાહીઓ પણ ઝનુની શયતાનોની ઓલાદના જણાય છે, કારણ કે ભૂત પલીદ અને તેવા બીજા રાત્રિચરોની માફક તેમના માથાં જંગલી પશુઓના જેવા હોય છે ને તેમાં પણ સામાન્યપણે રીંછો, વાઘો ને સિંહોના મુખ વધારે જોવામા આવે છે"*

* આ લેખકનો એવો મત છે કે તે વખતે એશીયાના સઘળા દેશોમાં વપરાતી હિંદ અને ચીનની તોપોના કરતા કાંઇક જૂદી જ ઢબની ને વધારે મોટી તોપો નાદિરના સૈન્યમાં હોવી જોઇએ કે જેમના મુખમાંથી નીકળતા ભડકા તથા ધૂમાડાનું આવું વર્ણન ગભરાયલા મોગલ સેનાનીઓએ દિલ્લી પાછા ફરીને કર્યું હશે.

આ વર્ણન સાભળીને નાદિરે મોટેથી અટ્ટહાસ્ય કીધુ અને તે બોલી ઉઠ્યો કે, "બ્હીકણ બાયલાઓ ને મૂર્ખ ડોસીઓ જેવા આ હિંદીવાનો છે."

આ શબ્દોથી રાજપૂતાણીનું મસ્તક ઉચું ઉછળ્યું ને આંખ્યો વિકાસ પામી ચમકવા લાગી, પણ તરત જ વધારે શાંતિ ધારણ કરતી તે વીરબાળા બોલી; "નહિ, નહિ. તેઓ બધા બાયલા કે હીચકારા નથી જ. તેઓમા તેવા પણ છે પણ તેમાં અમારા રાજપૂતો પણ છે અને રાજપૂત યોધો આવી વાતો માનતો પણ નથી, તેમ બ્હીતો પણ નથી"

"ખરું હશે. મારી માતા પણ મને બચપણમા તમારા રાજપૂતોની બહાદુરીની તથા શક્તિ અને હિમતની ઘણી ઘણી વાતો કરતા હતા અને અમો તો ઇરાનથી આવવા નીકળ્યા ત્યારે કોઈ પણ પ્રકારે પાછા આવીશુ કે નહિ તેવો જ ભય રાખતા હતા, પણ અહી આવ્યા ત્યારે તો જોઈ લીધુ કે બધાં ખાલી ગપ્પાં જ હતાં જો તમારા રાજપૂતો એવા શૂરા છે તો મારા યોધાઓ સ્હામે કેમ જરા પણ બચાવ ન કરી શકયા!"

"નેકનામદાર! તે લોકો શું કરે? તેમની ધણી વિનાનાં ઢોર સરખાં જેવી ગતિ હાલમાં છે, તેમના માથે કોઈ પણ શૂરો સાચો સરદારજ હમણા ક્યા છે? આ મોગલો—જેઓ સૈનાના ઉપરીઓ રૂપે છે, તેમાના એકને પણ યુદ્ધની રીત આવડતી નથી. લડાઈ શુ છે એ તેઓ જાણતા નથી ને વળી અધુરામા પૂરું તેમાંના ઘણાક તો નિમકહરામ—ફૂટેલા છે બાદશાહ પોતે જ કેવો છે? એક નિર્મળ બાળા કરતા પણ નફાવટ છે—બિલકુલ પાણી વગરનો હીજડો છે તો પછી મારા શૂર ક્ષત્રિયો શુ કરે?"

એક શાહને માટે વાપરવામા આવેલા આવા શબ્દોથી નાદિર કાઇક રોષે ભરાયો હોય એમ તેનુ માથુ કંપ્યુ, પણ તરત જ તેના ન્યાયી અને રાસ્તીને ચાહનારા મને તે વાતની સત્યતાનો સ્વીકાર કીધો અને તેની આંખ્યોમા તરી આવેલા ગુસ્સાના આવેગનું રૂપ બદલાયુ, પણ આ ફેરફાર થવા છતા પણ કૃત્રિમ રોષ દેખાડતો તે બોલ્યો, "બાળા! તુ એક શાહને વિષે આમ બોલતાં કાંઈ પણ વિચાર કેમ કરતી નથી?" નાદિરશાહ બાહ્ય રીતભાતનો બહુ જ આગ્રહી હતો અને તેથી જ તેણે ઉપલા શબ્દો કહ્યા હતા.

"ગરીબ પરવર માફ કરો. પણ તેણે કદી પણ રણભૂમિ જોઈ નથી. જો આપ નામવર શાહના જેવા કોઈ વિરલ યોધાની સરદારી નીચે તેઓ હોત તો આ મારા દેશી બાધવો કદી પણ પાછા પગલા ભરત નહિ."

તે જે બોલતી હતી તે પ્રમાણે જ તેના મનથી પણ તે માનતી હતી, એમ તેની મુખમુદ્રા ઉપરથી સ્પષ્ટ જણાતું હતુ તેના શબ્દોથી તે ઘણો જ રાજી થઈ ગયો અને તેની આસપાસના માણસો જે અતિશ-

ચોક્તિથી પૂર્ણ તેના વખાણો બોલતા હતાં, તેના કરતાં આ બાળાના સાદાં પણ નિષ્કપટ વચનોથી તે વધારે પ્રસન્ન થયેલો દેખાયો.

"તારા દેશબાંધવોના વખાણ કરવામા તું વાજબી છે," શાહે કહ્યું; "પણ હવે મને તારી પોતાની જ વાત કર. મોગલોએ ત્હારું શું નુકસાન કીધુ હતુ?"

આ પ્રશ્નથી વીરબાળાના મુખ ઉપર શોકની કાળી છાયા પથરાઈ ગઈ અને તેની આખ્યોનો ચળકાટ જતો રહેતા તે પથ્થર જેવી જડ ને નિસ્તેજ બની ગઈ.

"મારા શાહ, ગરીબ પરવર, હુ એક નાચીજ છુ. એવી તે મારી શી કહાણી હોય કે જે સાંભળવાનું આપ નામવરને ગમે?"

"કાઇજ હરકત નહિ—ગમે કે નહિ ગમે પણ હું તે સાભળવા માગુ છુ મને તુ તારો વૃત્તાંત અથોત સભળાવ. કાંઈ પણ વાત ગુપ્ત રાખવાની કે જરાક પણ બ્હીવાની જરૂર નથી નિડરપણે મને ખરું કહે."

એક ક્ષણભર તે વિચારગ્રસ્ત બની ગઈ, પણ પછી શાંત પડી પોતાની અસલ ઢબથી તેણે પાછુ બોલવુ ચાલુ કર્યું. "નામદાર શાહ, મારા માલિક, હુ રાઠોડ જાતની એક રાજપૂત બાળા છું. મારા પિતાનું નામ મારા દેશમા જાણીતુ છે તેઓ ઇટાવા જિલ્લામા કેટલાક ગામોના અને બે ગઢોના ઠાકોર હતા તેમણે, તેમના પૂર્વજોએ, અને તે જ પ્રમાણે મારા બહાદુર રણધીર ભાઇઓએ પોતાની બાપીકી મિલ્કતનુ રક્ષણ અત્યાર સુધી દરેક જાતના શત્રુઓ સ્હામે કીધું હતું. અમારા લોકોના રિવાજ પ્રમાણે મારા લગ્ન બચપણમા જ કીધા હતા, પણ હું હજી સુધી મારા પિતાને ત્યાં જ હતી. મને પોતાને ત્યા તેડી લઇ જવાને મારા સાસરીયાઓ આવ્યાં, તે પહેલા મારા માટે કેટલીક લોકવાયકાઓ ચારે તરફ પ્રસરી રહી હતી."

"કેવી લોકવાયકાઓ ચાલી રહી હતી? તુ ઘણી જ ખુબસુરત છે ને સ્વર્ગમાંની હુરીઓથી પણ રૂપ રંગમા ચઢીયાતી છે એવી એવી જ, નહિ વારુ?"

તેનુ મુખ શરમ કે રોષની લાગણીથી લાલચોળ થઇ ગયુ અને ત્વરાથી તેણી બોલી, "આવી આવી વાતો હમેશાજ નિષ્કારણ લોકો ચલાવે છે."

નાદિર સહજ હસ્યો. "લોકો તેમાં કાંઇ પણ ખોટું બોલતાં નહોતા જ, પણ તે ઠીક છે, ચલાવ તારી વાતને."

"નામવર, પણ આજ લોકવાયકાને લીધે મારા પિતાનુ ઘર નષ્ટ થઇ ગયું ને મારા આ હાલ થવા પામ્યા. મારી પડોસમાના ગામના એક ન્હાના ઠાકોરે મોગલોની હદમા જઇને ધાડ પાડી લૂટ ચલાવી ને તેથી તેને શિક્ષા કરવાને મોગલ સૈન્ય અમારા ભાગોમા આવ્યુ હતુ તે ઠાકોરને

અમારા કુટુંબ જોડે પૂર્વકાળનું વૈર હતું અને તેથી મોગલોએ અમારી સાં મૈત્રી કીધી. મોગલ સૈન્ય તરફથી આ કારણથી અમારે ભીતિ રાખવા કાંઇ પણ પ્રયોજન નહોતું. એક રાત્રે મોગલ સેનાધીશ તરફથી પેગા લઇને કેટલાક સિપાહીઓ અમારા ગઢમાં આવ્યા. અમારો ન્હાનોમો ગ એક ટેકરાની ઉપર ઉચાણમાં આવેલો હતો અને નીચેના ભાગમાં ઝ ઓની ઝાડીથી સુરક્ષિત તથા થોરના કાંટાની વાડથી વેષ્ટિત જ ન્હાનું સર ગામડું વસેલું હતુ. આ ગઢ હતો તો ન્હાનો સરખો, પણ અમારા દેશ તે ઘણોજ મજબૂત ગણાતો હતો. તેમજ અનેક વેળા શત્રુઓ સ્હામે તે સફળ ટક્કરો ઝીલી હતી.

"એકાએક પરોઢીઆમા અમો બધા તોપોના અને બંદૂકોના અવ જોથી તથા લોકોના ધોંધાટથી ચોંકી ઉઠયા ને તરતજ અમને જણાયું રાત્રિના અંધકારમાં મોગલો ગઢની છેક પાસે લગી આવ્યા હતા અ રાત્રે પેગામને બ્હાને આવેલા ગઢની અંદરના તેમના માણસોએ દરવાજ ઉઘાડી નાખીને તેમને ઓચિંતા અંદર લીધા હતા તથા પછી તેઓ ગઢ માંના પથ્થરના ઢોળાણવાળા રાજમાર્ગ ઉપર થઇને માર્ગમા જે કાંઇ.પશ મનુષ્ય કે પશુ, સ્ત્રી પુરુષ કે બાળક નજરે પડતું, તેને કાપતા કાપતા ધસ્ય આવતા હતા." આટલું બોલતામાં તેનો કંઠ કાંઇક રુંધાયો, પણ પાછ સ્વસ્થતા ધારીને તેણે બોલવું શરુ કીધું.

"અમોએ કોઇ પણ જાતના દગાફટકાની બ્હીક રાખી નહોતી અને તેથી આ અણુચિંતવ્યા હુમલા સામે થવાને તદ્દન જ સાધનરહિત હતા આ સિવાય અમારા એક માણસ સામે તેમના દશથી વધારે યોદ્ધાએ આવી શકે તેટલી બધી મોટી સંખ્યામાં તેઓ આવ્યા હતા. આટલુ છતાં પણ મારા પિતાજી તથા ભાઇઓએ પોતાનું રાજપૂતપણું દાખવ્યું અને સાચા રાઠોડ બાળકોને ઘટે તેજ રીતે દેહ છોડ્યા. પણ આ બધો બનાવ એટલી તો ત્વરાથી બની ગયો કે, તેઓને પોતાના કુળની સ્ત્રીઓને નાશ કરવાની તક મળી નહિ અને તેથી અમે બધી નિરાધાર સ્ત્રીઓ દુષ્ટ મોગલોના પંજામાં ફસાઇ ગઈ. ગઢની નીચેના ઝુંપડાઓમાં મોગલોએ આગ લગાડી દીધી હતી. તે બળતી લાહ્યમાં અમારામાંની બે ત્રણ શૂરી વીરાંગનાઓએ તો ઝમ્પલાવ્યું અને સાચેસાચી "સતી" થઇ ગઈ. બાકીની સર્વ કેદ પકડાઈ અને તેમા આ નિર્ભાગી પણ હતી." આટલું બોલત તેનુ મુખ લેવાઇ ગયું ને આંખોમાંથી અશ્રુના રેલા વહેવા માંડ્યા તથ ગળું રુંધાવાથી બોલી શકાયું નહિ. સાડીના પાલવે આંખ્યો લ્હોઈ નાંખ ક્ષણેક ચૂપ બેસી રહી મન સ્થિર કરી, તે બાળાએ પાછું પોતાનું કથન આગળ ચલાવ્યું. "મને હાથ પગ બાંધીને એક ઉંટની પીઠ ઉપર બાંધી દીધી.'

"નીચ વિશ્વાસઘાતી કૂતરાઓ! પછી?"

"પછી તે આખો દિવસ, તે દહાડાની રાત્રિ તથા બીજો આખો દિવસ અમોએ એકસરખી ઝડપબંધ મુસાફરી કીધી. તે ટોળાનો ઉપરી વારવાર તે બધાને ઝડપથી આગળ વધવાને ઉશ્કેરતો હતો કારણ કે અમારા જ્ઞાતિજનો અમારા સરક્ષણ તથા છૂટકારાને અર્થે ચારે તરફથી એકઠા થતા હતા, એવી ખબર તેમના જાસૂસો લાવ્યા હતા પણ કોઈ પણ જાતના વિઘ્ન વગર બીજી સાઝે અમો અજમેર આવી પહોચ્યાં અત્રે મને ઉટ ઉપરથી છોડીને નીચે ઉતારી તથા એક ચારપાઈ ઉપર મૂકી. મને ચારપાઇ ઉપર એમની એમ બધ હાથપગવાળી દશામા જ રહેવા દઈને તે માણસો બહાર નીકળી ગયા અને મારી પાસે એક બુઢ્ઢી દદ્દા આવીને ઉભી રહી. આ ઝીથરીને જૂવો તો આપ નામવર જેવા શાહ પણ કપી ઉઠો એવી તે કદરૂપી અને બ્હીઆમણી હતી તેણે મારી પાસે આવી મારા હાથ પગ છોડ્યા અને છોડના છોડતાં બોલી કે, "આ બધી મહેનત મારા માટે જ ઉઠાવવામા આવી હતી. એક મોગલ સરદારે તારી ખુબસૂરતીનાં વખાણો સાભળ્યા હતા અને તેથી તે તારી સાથે પરણવાને તલપી રહ્યો હતો. આથી જ તારુ બળાત્કારે હરણ કરી લેવામાં આવ્યુ હતુ તે ઘણો જ સોહામણો યુવાન્ છે અને તે તારી સાથે પરણીને તને પોતાના જનાનામા આબરૂસર રાખશે એક હિંદુ બાળાને માટે આ કાઈ ન્હાનુ સુનુ માન નથી"

આટલુ બોલતામાં તેની આખ્યો પાછી ચમકવા લાગી અને તેનો શ્વાસ વધારે ત્વરાથી ચાલવા લાગ્યો "તેં શો જવાબ આપ્યો?" નાદિરે પ્રશસાસૂચક અવાજે પૂછ્યું.

"હુ એક રાજપૂત બાળા છુ અને મારા પિતાજીના તથા ભાઇઓના વિચારમાં જ મારું મન ગુથાયલુ છે મારા જેવી એક રાજવીરની બાળાને કોઈ પણ મોગલ કૂતરો અડકવા પામશે નહિ. આ સિવાય મેં બીજું ઘણુક કહ્યુ પણ, નામવર શાહ, હાલ તે મને યાદ આવતુ નથી"

"તેં ઘણુ જ યોગ્ય ઉત્તર આપ્યુ" અતિશય પ્રસન્નતા તથા સ્નેહસૂચક શબ્દોથી શાહે ઉત્સાહન આપ્યું, "પછી?"

"મારા બોલો સાભળી તે દદ્દા હસવા લાગી તે બહુ જ કદરુપી ને બીહામણા તથા ખરાબનિષ્ઠા સૂચક મુખવાળી ડોસી હતી અને જ્યારે મારા માથા ઉપર વાકી વળી ત્યારે મેં જોયું કે તેની આખની કીકીઓમાં મારું પ્રતિબિબ ઉંધે માથે દેખાતુ હતુ ને તે ઉપરથી મેં જાણ્યું કે તે જાદુગરણી અથવા તો ડાકણ છે. આ જોવાથી મને ઘણી જ બીક લાગી અને કોઈ પણ રીતે તેને પટાવીને મારી મદદમા

વાળી લેવાને હવે હુ તેના કાલાવાલા કરવા લાગી.. પણ મારી આજીજીની તેના ઉપર કાંઈ પણ અસર થઈ હોય એમ લાગ્યુ નહિ. તે કર્કશા તો મારા કાલાવાલા તથા આક્રંદને જોઇને વધારે ને વધારે હસવા લાગી અને છેવટે હું એક મૂર્ખ નાદાન છોકરી છું ને મારો પોતાનો લાભ પણ સમજતી નથી ને બેવકુફ છું વગેરે શબ્દો તથા કેટલાક સ્ત્રીના મુખને નહિ છાજતા અપશબ્દો બોલી તે મને એકલી મૂકી ત્યાંથી ચાલી ગઈ."

"અને પછી?"

"થોડીકવાર પછી તે મોગલ સરદાર આવ્યો ને હું જાણે કોઈ એક નવાઈનુ પૂતળું હોઉની, તેમ એકીટસે મારા સામુ ટગર ટગર જોવા લાગ્યો. મારા સ્વદેશી બાંધવો જેવા યોદ્ધાને છાજતાં કે મનુષ્યના શૌર્ય કે બુદ્ધિના પ્રભાવની છાપ પાડનાર કોઈ પણ ગુણ તેનામા નથી, એમ તેના મુખ ઉપરથી સાફ કહી શકાતુ હતુ. તે એક રાજપૂત વીર નહિ, પણ દિલ્લી દરબારના એશ આરામનો શોખીન, સ્ત્રીના જેવા સોહામણા ને નાજુક અવયવો ને મુખવાળો તથા બાયલા જેવા નરમ બ્હીતા અવાજવાળો તરુણ વયનો બાળક હતો અને તેને જોતાં જ મારા હ્રદયમાં તેના માટે તીવ્ર તિરસ્કારની લાગણી પેદા થઈ. તે કાંઇક બોલ્યો, પણ તેનો મેં શો જવાબ આપ્યો તેનુ મને આજે કાઇ પણ ભાન નથી. હું તેને જોતાં જ શોક અને કોપથી ઘેલી થઈ ગઈ હતી."

"તેં તે બહુ જ ઉત્તમ કીધું હતુ એવા સ્ત્રીઓમા જ ઉછરેલા જનાનાવાસી બાયલાઓ તો એને જ લાયકના હોય છે. વારુ પછી?"

"મારા અપમાન ભરેલા શબ્દોથી તે પણ ગુસ્સે થઈ ગયો અને ગમે તેમ બકવાદ કરવા લાગ્યો તથા છેવટે મારા અગ ઉપર ઓચિંતા એકદમ ધસી આવીને મને એક તમાચો જોરથી લગાવી કેહાડ્યો ને કહેવા લાગ્યો કે 'ઠીક છે, ઠીક છે, તને પણ પાસરી દોર કરીશ—જોઉ છુ તારું જોર કેટલું છે તે!'" આ બોલો બોલતા બોલતા સિતારા ક્રોધના આવેશમા હાથની મુઠીઓ વાળી દઇને આમ તેમ હલાવવા લાગી.

તેના અતરમાંનો ઉદ્વેગ, તેનો શોક તથા તજ્જન્ય કોપ જોઇને તે એક ખરેખરી વીર બાળા છે, એવો દ્દઢ નિશ્ચય શૂરવીર શાહના હ્રદયમા થઈ ગયો અને બીજાનું શુદ્ધ શૂરાતન જોઈને નિરંતર પ્રસન્ન થનાર એ સાચો સિપાહી તેની આ ચેષ્ટાથી બહુ જ પ્રસન્ન થયો, એટલું જ નહિ પણ તેના હ્રદયમાં પણ ઉપલી વાત સાભળીને તેવો જ કોપાનલ પ્રકટી ઉઠ્યો અને તે સહસા બરાડી ઉઠ્યો "હીચકારો કૂતરો!" પણ તરત જ તેની શાંતિ પાછી આવી ગઇ ને તે બોલ્યો "પછી?"

"નામદાર શાહ, મને તો પેલી ડોકરી જતી વખતે પાછી હાથપગ બાધીને મૂકી ગયેલી હતી એટલે નિરાધાર નિરુપાય હુ તેને શુ કરી શકુ?"

આ છેલ્લા શબ્દો તેના મુખમાંથી પૂરા નીકળ્યા નહિ ત્યા તો તેણે દુ:ખ તથા શોકનો એક દીર્ઘ નિશ્વાસ મૂક્યો અને તે બન્ને હાથોવડે પોતાનુ મુખ ઢાકી દઇને મુક્ત સ્વરે રડી પડી.

આ દેખાવ જોતા જ પોતાના આસન ઉપરથી નાદિર એક સોગન સાથે જોરમા કૂદી પડ્યો અને પોતાનો પહોળો પન્જો તેના ખભા ઉપર મૂકી તેની બાજૂમાં ઉભો થઈ ગયો. સિતારા ધીરે–આસ્તેથી સરી પડતી હોય તેમ–તેના પંજા તળેથી ખસી ગઇ ને સહજ દૂર ઉભી રહી અને નાદિરની કોપાગ્નિનો વર્ષાદ વર્ષાવતી આખ્યો–અનેક દિવસનો તરસ્યો પ્રવાસી જેમ જળ જોતા તેને પીવાને મંડી જાય–ધેનુથી વિખૂટું પડેલુ વત્સ જેમ માતાનો અવાજ આવતાં જ માર્ગમાના કોઈપણ અવરોધને ન ગણકારતા તેના પ્રતિ ધાય–દીર્ઘ વિરહાન્તે મળેલુ પ્રેમી યુગલ એક બીજાને ઉત્સુકતાથી ભેટી પડે–તેમ આતુરતાથી એકી ટસે તેને જોઈ રહી અને તેણે જોશમા બરાડ મારી –"સુબહાનઅલ્લાહ! તે એક કૂતરાને મોતે હવે જરૂર મરશે!"

પોતાના મન ઉપરનો કાબૂ પાછો જમાવી, ઉછળી આવેલી ઉર્મિયોનો વેગ દબાવી દેતી વીરબાળાએ સહજ મસ્તક કપાવ્યુ અને બોલી "તે તો મરી પણ ગયો!"

"અલહમ્દુલિલ્લાહ! (ઇશ્વિરના યશ ગાઓ) મને ત્યારે તો તે પછી બધુ શુ બન્યુ તે વિસ્તારીને કહે"

"ઉપલા બનાવ પછી થોડા દિવસો સુધી તો અમો બધા છાવણીમા રહ્યા અને પછી અજમેર છોડી ઉત્તર તરફ પ્રયાણ કરવા માડ્યુ મારા ઉપરનો તેનો જુલમ એટલો બધો કમકમાવનારો હતો કે મેં અનેક વેળાએ દેહત્યાગ કરવાનો વિચાર કીધો હતો પણ તેમ કરવાની મને તક જ મળી નહિ. માત્ર ભોજન લેતી વખતે જ તેઓ મારા હાથપગ છોડતા અને હુ જમી રહું કે તરત જ પાછા હાથપગ બાધીને તેઓ મને એકલી રાખી મૂકતા. હુ ત્રાસથી કટાળીને તેને વશ થવાની ઇચ્છાવાળી થઇને નરમ બની જઇ તે મોગલ સરદારની ઇચ્છાને આધીન ન થાઉ ત્યાસુધી મને આમ દુ:ખ દેવાની તેની આજ્ઞા હતી."

"અમો મુસાફરી કરતા કરતા ઘણે દૂરના મુલકમાં આવી પહોંચ્યા ત્યારે એક રાત્રે ઓચિતી પેલી બુઢ્ઢી ડોસી મારા તંબૂમા આવી અને મારી મસ્કરી કરવા લાગી હુ હવે દુ:ખથી ત્રાસી ગઇ હતી અને જીવનથી કંટાળી ગઈ હતી તેથી મારા હાથ કોઇ પણ રીતે છૂટે તો મારા શરીરને નષ્ટ કરવુ ફાવે એવા ગુપ્ત હેતુથી મેં જાહેર રીતે તેને વશ

થવાનો ઢોગ કીધો. ચિંતા, શોક અને વિષાદથી મારુ પણ મન ડઘાઇ ગયેલુ હતુ અને તેથી મરવાના વિચારથી જ મેં તેની સાથે લગ્ન કરવાની સંમતિને દર્શાવનારો વિચાર જાહેર કીધો.

"મારી સમતિ જાણતાં જ મારા હાથ પગ છોડી નાખવામા આવ્યા તથા મારે માટે સ્નાન કરવાને ઉનું પાણી તથા બીજો સામાન હાજર કરવામા આવ્યો તેમ જ મને બીજા મૂલ્યવાન સુદર વસ્ત્રો પરિધાનાર્થે આપવામા આવ્યા મારો મૂળ વિચાર પાર પડી શકે તે હેતુથી મેં તેને કહ્યુ કે મને પકડી લાવ્યા ત્યારે મારી પાસે જે ન્હાનું ખજર હતુ તે મને પાછું આપો મારા રઠોડ કુળની રીતિ પ્રમાણે મારે તે ખજર લગ્ન સમયે મારા શરીર ઉપર જ રાખવુ જોઇએ, માટે મને તે પાછું આપો તરત જ, ઓ નામવર શાહ, મને મારુ ખજર–જે આપે હમણાં જ પાછુ આપ્યુ છે તે લાવી આપવામા આવ્યુ અને જેવી હુ વસ્ત્રાદિકથી સજ્જ થઇ તૈયાર થઇ કે એક મુલ્લાને આણવામા આવ્યો. આ તેનો ગોર કાંઇક મુસલમાની મત્રો ભણી ગયો ને મારાં તેની સાથે લગ્ન કરી નાખ્યા તથા ક્રિયાની છેવટમા તેણે મારી પાસે પણ તેના કેટલાક ગડબડીયા–અર્થ વિનાના તિરસ્કારને યોગ્ય કલમા પઢાવ્યા"

છેલ્લા શબ્દોથી નાદિરના ભવા સહજ ચઢ્યા ને તેણે તેની સ્હામુ જોયા વિના જ સહજ ઉચે સ્વરે કહ્યુ, "મૂર્ખ બાળા, તુ અમારા પવિત્ર શાસ્ત્રનુ અપમાન કરે છે" પણ છેલ્લા શબ્દો નીકળતા સુધીમા તો તેનો અવાજ બદલાઇ ગયો ને "આમ મારી સમક્ષ મારા પવિત્ર કુરાનનુ અપમાન કરતાં તને બીક લાગતી નથી એ નવાઇ છે" એ પાછલા શબ્દો તે જાણે કાંઇક રમૂજી ટકોર કરતો હોય તેની ઢબથી તેણે ઉચ્ચાર્યા ક્ષણેક બન્ને જણુ મૂગા રહ્યા કે શાહ બોલ્યો, "પણ પછી?"

"રાત્રે તે મારા તંબૂમા આવ્યો. આ વખતે હુ થાક, દુંખ અને ત્રાસથી કંટાળી ગઇ હતી અને મારા વિચારો જીવનના લોભની વૃત્તિ તથા આત્મહત્યા કરી છૂટવાની વૃત્તિરૂપી દોરીઓ ઉપર હિચોળા ખાતા હતા તથા હુ કોઈ પણ જાતના એક નિશ્ચય ઉપર આવી ગઇ નહોતી. જો તેણે આવી વખતે મારા ઉપર પાડવામા આવેલા સિતમ બદ્દલ સહજ પણ દિલગીરી દર્શાવી હોત તથા મારા સબંધીઓના વિનાશ માટે બે બોલ શોકના કાઢ્યા હોત તથા મારી સાથે માયાળુપણે વર્ત્યો હોત તો હુ કદાચિત સદાને માટે તેની થઇ ગઇ હોત. પરંતુ વિધિના તે લેખ નહોતા. પણ મારા ભાગ્યમા હજી તો ઘણા નવા નવા અનુભવો, દુખો ને શોકો લખાયલા હતા એટલે તેને તેવુ સૂઝે જ કેમ? તેણે તો આવતાને વાર જ મારી મશ્કરી–વિડમ્બના–કરવા માંડી ને તેથી મારો તેના પ્રતિનો પૂર્વનો ક્રોધ

પાછો ઉદ્ભવી આવ્યો–મારા હૃદયમા તેના પ્રતિ તિરસ્કારની તથા તેના ઉપર મારા સર્વ દુખોનુ વૈર લેવાની પ્રબળ વેગવતી વૃત્તિઓ ઉભરાઇને મારા ગત થઇ ગએલા સ્નેહીઓ અને સંબધી જનોનુ, મારા અર્થે તથા મારી માતૃભૂમિ અને તેના બાળકોને અર્થે પોતાના તન મન અને ધન–સર્વસ્વને અર્પણ કરનારા મારા સ્વદેશી બધુજનો અને ભગિનીઓનું મને સ્મરણ થઇ આવ્યું–સ્મરણ થતાં જ તેમની મૂર્તિઓ પ્રત્યક્ષ પેરે એક ક્ષણમાં મારી દૃષ્ટિ સન્મુખ ઉભી થવા લાગી–મૂર્ત્તિ જોતા જ મારો કોપાનલ ને શોકાનલ પ્રકટ્યા–આ અગ્નિએ વૈરરૂપી તાપ ઉત્પન્ન કરી અતે તેમાંથી પ્રબળ તીવ્રવેગવતી કાર્યશક્તિને મારા અંતરમાં પ્રકટાવી–ને જેવો તે મારી વિડંબના કરતો કરતો તથા મોટેથી ખડખડ હસતો હસતો મારી સમક્ષ આવ્યો અને મને પોતાના બાહુમા બાધી લેવાની વૃત્તિથી પકડવા ગયો કે ક્ષણમાં જ મેં આ ખજર તેની છાતીમા વીજળીની ત્વરાથી એક ઉપર એક એમ બે વાર ભોકી દીધુ '

"ત્યારે તેં તેને મારી નાખ્યો?"

શાહના પ્રશ્નથી તે સહજ કપી અને મૌન્ય ધારણ કરીને ઉભી રહી.

"આફ્રીન, આફ્રીન (ધન્ય છે, ધન્ય છે) અને ત્યાર પછી?"

"પછી મેં શું કીધુ અથવા શું બન્યું તે કાંઇ મને આજે યાદ નથી; પણ આસપાસ પ્રસરી રહેલી શાતિથી મેં તરત જ જાણી લીધુ કે બાહેર કોઇને પણ અદરના બનાવની હજી સુધી ખબર પડી નહોતી. તરત જ રાત્રિના ગાઢ અંધકારમાં હું તંબૂમાથી બાહેર નીકળી પડી અને જ્યા પગ લઇ જાય ત્યા ખેતરો ને જગલો ઉલ્લઘતી ઉલ્લઘતી જોશભેર અગાડી વધી. પ્રભાત થતામા તો હુ ઘણે જ દૂર નિર્જન સ્થાનમાં જઇ પહોંચી હતી.

"થોડે દૂર એક ન્હાનો પાણીનો વેહેળો હતો ત્યાં હું ગઇ અને કિનારા ઉપર ઊગેલા લાબા ગીચ ઘાસમા આખો દિવસ સંતાઇ રહી મારા સ્થાનથી થોડે દૂર આવેલી એક ન્હાની પગથી ઉપર કેટલાક ઘોડેસ્વારોને મેં આવતા જોયા અને તેઓ કદાચિત્ મારા શોધમા–મને પકડવાને આવ્યા હોય એવો ભય લાગવાથી તેઓ છેક મારી બાજુમાંથી થઇને વેહેળાના જળ આગળ ગયા ત્યાં સુધી હું ચુપચાપ પડી જ રહી પણ જ્યારે તેઓ કિનારા ઉપર અશ્વોપરથી ઉતરીને પરસ્પર વાતો કરવા લાગ્યા ત્યારે તેમની વાતો ઉપરથી મેં જાણ્યું કે તેઓ મારવાડી વેપારીઓ હતા તેઓ મારી જ્ઞાતિના રાજપૂતો નહોતા–તો પણ મારા દેશના જ હતા એમ મારી ખાત્રી જ્યારે થઇ ત્યારે હુ તેમની પાસે ગઇ અને તેમની સાથે વાતમા ભળી.

"તેઓ મારા જીવનના સઘળા બનાવોથી જાણીતા માલમ પડયા અને તેથી પ્રથમ તો મને પોતાની સાથે રહેવા દેતાં બ્હીધા-પણ પાછળથી મને તેમની સાથે સાથે દિલ્લી લઈ જવાને કબૂલ થયા-તેમની સાથે પ્રવાસ કરતી કરતી કેટલેક દિવસે હુ દિલ્લી આવી પહોંચી અને પછી શહનશાહના દરબારમાં જઈ મુખ્ય શહનશાહબાનુને મળવાનો ઠરાવ કીધો. તે અમારીજ જાતના રાઠોડ મહારાજની પુત્રી હતી અને તેથી તેણે મને પોતાની પાસેજ રાખવાની ગોઠવણ કીધી-ત્યા હુ ખુદ શહનશાહ બાનુની તેહેનાતમાં હોવાથી તેમ જ તેની જ જાતની તથા તેની માનીતી હોવાથી તેમજ મારા ઉન્માદની વાત ફેલાયલી હોવાથી કોઇ પણ મને કોઇ પણ પ્રકારે કનડતુ કે દુ ખ દેતુ નહિ ને હુ મારો વખત સુખમાં ગાળવા લાગી

"પણ મારા દુર્ભાગ્યે-જે સુંદરતા મારામા આવેલી છે તેને લીધે હુ તેને માથે ભારે બોજો થઇ પડી તોપણ તેણે મારુ દરબારમાંના અનેક વિષયાંધ જનોથી અત્યાર સુધી રક્ષણ કીધુ પણ જ્યારે બાદશાહના ખુદના; માણસો આપને મોકલવાને જોઇતી ગુલામડીઓ શોધવા ચારે તરફ મેહેલમા નીકળી પડ્યા ત્યારે તે મને બચાવી શકી નહિ. તેની ઘણીએ આજીજીઓ છતા બાદશાહે મને પકડાવીને આપની પાસે મોકલી આપી; અને ત્યાર પછીની વાત તો આપ નામદાર જાણો છો જ."

કેટલીકવાર સુધી નાદિરશાહ તેના મુખ તરફ મૂગો મૂગો સ્થિર દૃષ્ટિથી જોઈ રહ્યો તેણે તેની આંખો સાથે પોતાની આખો મેળવી નહિ પણ તે શાંતપણે ટટાર ઉભી થઈ રહી તેના મુખ ઉપર દૃઢતા, હિમત અને નિડરતા પ્રકટ આલેખેલી હતી, અને તેના તે જ ગુણોના પ્રભાવથી પ્રથમ પણ શાહનુ ચિત્ત તેના તરફ વળ્યું હતુ તેના મનમા પણ વિચારની માળાઓ ચાલવા લાગી. તેણે અત્યાર સૂધીમાં ઘણી સ્ત્રીઓને જોઈ હતી પણ આના જેવી તો અદ્યાપિ તેણે દીઠી કે સાંભળી નહોતી વાણીમાં તેના સૌંદર્યનુ વર્ણન કરવાની શક્તિ હોય એ તેને સર્વથા અસંભવિત લાગ્યુ આ શૂરી અને વેગવાળી યૌવના ખરેખર તેને જ લાયકની છે એમ તેના હૃદયમા આવ્યું. તેના મનમાં એકાએક વેગવાન જુસ્સો થઈ આવ્યો-આ વિષય વાસના તૃપ્ત કરવાનો જ માત્ર જુસ્સો નહોતો પણ તેમાં ઉચ્ચ વૃત્તિનો-અભિલાષાનો-પણ ભેળ હતો આવુ પ્રેમભૂખ્યુ, ઉત્સાહી, અને વેગવાન નિડર હૃદય પોતાનુ કરી લેવાની-તેના મનને પોતાના મન સાથે એક કરી લેવાની-પ્રબળ ઇચ્છા તેને થઇ આવી

નાદિરશાહમા જન સ્વભાવને ઓળખી કાઢવાની સ્વાભાવિક શક્તિ હતી તે આ વખતે પણ તેની મદદે આવી-તેનુ મન તેને સાક્ષી આપવા

લાગ્યુ કે એક ઇનામ તરીકે આવનારી આ વીરબાળાનુ—જેનુ જીવન અને શીયળ અત્યારે તેના પોતાના હાથમા હતુ તેનું—મન વશ કરી લીધુ હોય—તેનો પ્રેમ જીતી તેને પ્રેમપાશમા બાંધી લીધી હોય તો તેની અનેક જીતોના ઉપર સરસાઈ ભોગવે તેવી એક ખરેખરી જીત તે મેળવશે. આ વિચારે તેના મનને વશ કીધુ અને પોતે એક બળવાન્ શાહ છે એ ભૂલી જઈ પોતાને ત્યા ગુલામડીરૂપે આવેલી તે બાળાના પ્રેમ માટે તે પ્રયત્નશીલ બન્યો.

તેના વેગવાન નિડર સ્વભાવથી જ તે આકર્ષાયો હતો અને તેના જીવન વૃત્તાંતમાંના તેના તેવાં કાર્યોથી જ તેનુ મન વિહ્વલ બની જઈ તેના પ્રેમનુ તરસ્યુ બની ગયુ હતુ તે શૂર યૌવનાના ઉત્તમ ગુણોથી તેને જીતવાને તે આતુર બની ગયો હતો તથા તેના અકથનીય લાવણ્યથી તેના આ વિચારને પુષ્ટિ મળી હતી તેનો સ્વભાવ મૂળમા પણ અભિમાની હતો અને પોતાની આસપાસના સ્ત્રીઓ તથા પુરુષોને તેઓ માત્ર તેની ઇચ્છાને આધીન વર્તનારાં નિર્જીવ પૂતળા જેવા હતાં તથા તેમનાં માન મરતબા તથા જીવન તેના જ હાથમા હતા એવુ બતાવવાને તે હમેશ આતુર રહેતો હતો ફરીથી તે પોતાની મહાન્ શક્તિનો અનુભવ સર્વને આપવાને નિશ્ચયવાન બન્યો તથા તેણે મનથી સકલ્પ કીધો કે એકક્ષણ પૂર્વે ગુલામી અવસ્થામા તેના તબૂમા પેસનારી તે હિંદવાણીને તબૂમાંથી એક મહાન્ બેગમરૂપે પાછી બહાર પાડવી

આખા એશિયાખડને ધ્રુજાવનાર ઇરાનનો શાહ પોતાના હૃદયમા ઉદ્ભવેલા પ્રેમને બળે પોતાના પદ—ગૌરવને—ભૂલી ગયો અને એક સામાન્ય જનની માફક જ પ્રેમના—વખાણના—નમ્રતાના અને આર્જવના શબ્દોનો વર્ષાદ વર્ષાવવા લાગ્યો. તે તેના મનને બળથી નહિ—સત્તાથી નહિ—છળથી નહિ, પણ કળથી અને તેની સ્વતંત્ર ઇચ્છાથી જ જીતવાનો વિચાર કરવા લાગ્યો અને તેથી તેને અનેક વિધિથી સમજાવવા લાગ્યો તેની સમજાવટ આખરે ફત્તેહમદ થઈ અને કેટલીક આનાકાની પછી તેણે તેના હાથનો સ્વીકાર કીધો

ઉચ્ચતમ વૃત્તિવાળા મહાન્ નરેશ–શાહનશાહ–જલાલુદ્દીન અકબરના પુત્ર સલીમ–જહાંગીરે કોને પોતાના આસનની અર્ધ ભાગીયણ બનાવી હતી તે. તમારાથી અજાણ્યુ નથી ગુર્જરાધિપતિ કરણે શું કીધુ હતુ અને તેથ દેશની કેવી સ્થિતિ થઈ હતી તે હસ્તકંકણતુલ્ય સ્પષ્ટ છે. છેક મહાભારતમા જ જુઓ. મહારાજાધિરાજ શાન્તનુ મહારાજે કોને પોતાની ગૃહિણી બનાવી હતી? મહારાજ દુષ્યન્તની શકુતલા-તેમના પ્રથમ પરિણયકાળે–એક ઋષિથી પોષિત માતપિતાના કુળ કે નામથી રહિત બાળા હતી. તેવી જ રીતે ઇરાન ભૂમિમાં પણ જુઓ! રાજા અહાસ્યુરેસે એક એસ્થર જેવી યાહુદણને પોતાની અર્ધાંગના પદે સ્થાપી હતી લાખે ક્યા ને કેટલા જોશુ પણ આ જ વાર્તાના આરભમાં બનેલી બીના સ્મરો–નાદિરની પોતાની માતા કેવી સ્થિતિમાંથી કોણ બની હતી? સૃષ્ટિકર્ત્તાની અનેક લીલામા આ પણ એક મહાન્ અદ્ભુત–અચિંત્ય લીલા જ છે–મહામાયાનો આ અતિં મોટો પ્રભાવ છે કે નાદિર જેવો જુનૂની–અર્ધ વનપશુ જેવો લૂટારો શાહ–એક ગુલામડીરૂપે આવેલી-તેના જ ધર્માનુયાયી સરદારનો વિનાશ કરી છૂટી આવેલી–રક રાજપૂત બાળાનો આજે ખરો ભક્ત–શુદ્ધ પૂજારી બની ગયો છે આ દુખી બાળાના પ્રેમાળ અતકરણમા પોતાના દુંખ માટે શોકમય બનેલો–પોતાની તરફ અત કરણના નિર્મળ પ્રેમથી દોરાએલો પુરુષ મળતા જ ખરો પ્રેમ–સાચો ભક્તિભાવ–ઉપજ્યો ને તે પ્રેમ–તે ભક્તિ–તે સ્વામિ પરાયણતા–કેવી દઢ–કેવી શુદ્ધ હતી તે આગળ જતાં આપણે નિરખીશું હાલ તો આપણે હવે તે નવા પ્રેમમાં પડેલા નવ-યુગલને આનદમા પ્રથમ રાત્રિ વીતાડવા છોડી, જ્યાથી તે બાળા આવી હતી–જેની તરફથી આવી હતી તે દિલ્લી તથા તેના પતિની મુલાકાતે જઇશુ



## પ્રકરણ ૭ મું.

## મોગલ શાહજાદી.

"He is a fool who thinks by force or skill
To turn the current of a Woman's will."*

SIR S. TUKE

નાદિરશાહની શાલેમાર બાગમાની છાવણીમા બનેલી રાજપૂત રમણી-વિષયક ઘટનાનુ આપણે ગત બે પ્રકરણોમાં વિસ્તારથી અવલોકન કરી

* "જે કોઇ પણ પુરુષ બળ કિંવા યુક્તિથી સ્ત્રીની ઇચ્છાના પ્રવાહને ફેરવવાનો વેચાર (કિંવા યત્ન) કરે છે, તે મૂર્ખ છે" સર એસ, ટયુક.

ચૂકયા છીએ, એટલે હવે શહનશાહ મહુમ્મદશાહે નાદિરથી છૂટા પડી દિલ્લીમાં આવીને શું કર્યું અને તેનું પરિણામ શું થયુ, એનું પણ આપણે આપણી વાર્ત્તાના સબધને અનુસરીને અવશ્ય નિરીક્ષણ કરવુ જ જોઇએ.

નાદિરને આપેલા વચન પ્રમાણે દિલ્લીના સુલ્તાનેવકતે પચાસ ગુલામ છોકરા અને પચાસ ગુલામ બાળાઓને નાદિરની છાવણીમાં મોકલી આપ્યાં હતાં અને તે બાળાઓમાની એક નાદિરના પ્રેમને પાત્ર પણ થઈ ચૂકી, એ તો આપણે જોયુ જ છે એ ગુલામોને મોકલી આપવાનું કાર્ય થઈ રહ્યા પછી શહનશાહે પોતાના આજ્ઞાધારકોને શાહજાદીની શાદી (લગ્ન)ની બધી તૈયારીઓ અને ધામધૂમ કરવાનુ ફરમાન આપી દીધુ અને પ્રજાજનોની જાણ માટે એક એવો ઢઢેરો બહાર પાડ્યો કે, "દિલ્લીના કોઈ પણ પ્રજાજને સકારણ અથવા અકારણ નાદિરના સૈન્યમાંના કોઈ પણ સાધારણ કે અસાધારણ સૈનિકનુ અપમાન કરવું નહિ કિંવા તેને કોઈ પણ પ્રકારની શારીરિક કે માનસિક હાનિ પહોંચાડવી નહિ તેમ જ શાહ નાદિરના નૂરેનજર (પુત્ર) સાથે મોગલ શહનશાહની શાહજાદીની શાદી થવાની હોવાથી સર્વ નાગરિકોએ પોતપોતાની શક્તિ પ્રમાણે પોતાના મકાન અને પોતાની દૂકાનને પુષ્પ તથા તોરણ આદિથી શૃંગારવાં અને પોતાના ઉત્સાહને પ્રદર્શિત કરવો. જો કોઈ પણ નાગરિક શહનશાહે આલમપનાહની આ આજ્ઞાનો ભંગ કરશે, તો તે આજ્ઞાભગને ભયકર રાજદ્રોહનો અપરાધ માની તે આજ્ઞા ભગ કરનારને કઠિન શિક્ષા આપવામા આવશે"

ખાનાની બાંદીઓ માર્ફત એ ફરમાનની વાર્ત્તા શાહજાદીના કાને પણ પહોંચી અને તેથી તે મુગલિયા ખાન્દાનના અભિમાનને ધરાવનારી વીરચરિત્ર શાહજાદીના કોમળ અંતઃકરણમા જે આઘાત થયો તે સર્વથા અસહ્ય હતો. આ ખબર સાંભળતાની સાથે જ તે શાહજાદીએ તરત પોતાના પિતાને એક કનીજ (દાસી) દ્વારા સદેશો કહાવ્યો કે,–"કૃપા કરીને મને આજે અને અત્યારે જ મળી જાઓ." "હુ કાલે પ્રભાતમા શાહજાદીને મળીશ" એવો શહનશાહે કનીજને જવાબ આપ્યો

* * * * * * *

આકાશમાં અરુણનો ઉદય થયો અને તેણે સૂર્યના ઉદયની સૂચના આપી અલ્પ સમય પછી બાલ રવિનાં રક્તવર્ણ કિરણોનો વિસ્તાર થવા પછી સૂર્યના પ્રકાશનો પણ સર્વત્ર વિસ્તાર થયો, પરંતુ શોકનિમગ્ન શાહજાદીના મનોવ્યથારૂપ અંધકારનો તે જગત્પ્રકાશક સૂર્યથી પ્રતિકાર કરી શકાયો નહિ. શાહજાદીએ પિતાને મળવાની આતુરતામાં આખી રાતનું જાગરણ કર્યું હતુ અને તેટલા માટે સ્વાભાવિક શોકમાં જાગરણના પરિશ્રમનુ મિશ્રણ થવાથી તે જાણે શોકની જીવિત પ્રતિમા હોયની! એવો જ પ્રભાતમા તેના મુખમડળને જોતાં પ્રત્યક્ષ આભાસ થતો હતો. છતાં તેનુ નૈસર્ગિક સૌન્દર્ય તો પોતાની આકર્ષક છટાની ઝાંખી કરાવતુ હતુ જ. ગુસ્લ (સ્નાન) આદિ નિત્ય કર્મથી વહેલી જ મુક્ત થઈ સર્વથા સાદાં વસ્ત્રો ધારણ કરીને તે પોતાની મસ્નદપર શોકાતુર મુદ્રાથી બેઠી હતી અને અનેક પ્રકારના તર્કવિતર્ક ચલાવ્યા કરતી હતી થોડી થોડીવારે પોતાની વિચાર નિદ્રામાંથી હબકીને તે દ્વારપ્રતિ દૃષ્ટિપાત કરતી હતી અને પિતાના આગમનની કાકનેત્રથી માર્ગપ્રતીક્ષા કરતી જોવામા આવતી હતી. અંતે તેની એ આતુરતાનો ભંગ થયો અને કનીજે આવીને શહનશાહના આવવાની ખબર સભળાવી તે પિતાને માન આપવા માટે ઉઠીને ઉભી રહી. પરાજિત શહનશાહ આવ્યો કે તરત શાહજાદીએ તેને નમન કરીને કહ્યું કે.–

"કિબ્લેગાહ! આ દુખ્તરેનાચીજની અર્જ કબૂલ કરીને આપ અહીં પધાર્યા છો, એ આપનો મારાપર મોટો ઉપકાર થયો છે"

"નૂરેનજર! મને ખાસ કરીને અત્યારે શામાટે બોલાવ્યો છે? એટલુ બધુ જરુરનું શુ કામ હતું વારુ?" શહનશાહે મસ્નદપર બેસતાં બેસતાં સવાલ કર્યો.

"અઝીઝ વાલિદ! એક ખાસ બાબતનો આપની પાસેથી ખુલાસો મેળવવા માટે જ અત્યારે આપને અહીં આવવા માટેની મેં તકલીફ આપી છે અને તે માટે હુ મોઆફીની ઉમ્મીદવાર છું." શાહજાદીએ કહ્યું.

"જે પૂછવાનુ હોય તે ખુશીથી પૂછ." બાદશાહ બોલ્યો.

"આપના દુશ્મનોના મોઢેથી એવી વાત સભળાય છે કે, દિલ્લીના અરે હિન્દોસ્તાનના શહેનશાહે પોતાની શાહજાદીને નાદિર લુટરાના છોકરા સાથે પરણાવવાનો નિશ્ચય કર્યો છે અને તે માટે પોતાની રૈયતને ધામધૂમ કરવા માટેનું અને પોતાના મુસાહિબોને શાદીની તૈયારીઓ કરવા માટેનુ ફરમાન પણ આપી દીધું છે પણ આ અફવાને મારુ દિલ ખરી તરીકે માની શકતુ નથી અને તેમ ન માનવાનુ એક સબળ કારણ છે. જે વેળાએ ઇરાનના આ લુટારા નાદિરનો એલચી આપના દરબારમા પેહેલીવાર આવ્યો હતો અને નાદિરે તેની જોડે મોકલેલા રુક્કામા જ્યારે હિન્દોસ્તાનના શહનશાહની દુખ્તરના હાથની પોતાના સાહબજાદા માટે માગણી કરી હતી, તે વેળાએ તખ્તે તાઉસને દીપાવનાર જે શહનશાહે 'તમારા શાહને કહેજો કે મહાન્ અકબરની ઓલાદથી ઉતરી આવેલી શાહજાદી એક હલકામા હલકી વર્ણની ઓરતથી પેદા થયેલા બાળકની પુત્રવધૂ થવા કરતા મરવુ વધારે પસંદ કરશે.' + આવા શૌર્યપૂર્ણ વાક્યો ઉચ્ચાર્યા હતા, તે મુગલિયાખાન્દાનના શહનશાહનુ આવુ ફરમાન બહાર પડે, એ વાત કેમ કરીને માની શકાય વારુ? અર્થાત્ આપણા ખાન્દાનની ઇજ્જતને હલકી પાડવાના ઇરાદાથી જે કોઈ દુશ્મનોએ આ ખોટી અફવા ઉડાડી હોય, તેમને ખોળીને બરાબર સજા આપવી જોઇએ, એ જ મારી આપ શાહેઆલીના ચરણોમાં નમ્ર પ્રાર્થના છે" શાહજાદી એટલુ બોલીને ચુપ રહી અને પોતાના શબ્દોથી શહનશાહના મુખમડળમા થતા પરિવર્તનોનુ નિરીક્ષણ કરવા સાથે તેના ઉત્તરની માર્ગપ્રતીક્ષા કરવા લાગી

આનું હવે શું ઉત્તર આપવુ અને શુ નહિ, એનો માર્ગ, પરાજિત થવાથી તેજોહીન થયલા શહનશાહને જડયો નહિ અને તેથી તે નીચું મુખ કરી મૌન્ય ધારી બેસી રહ્યો પોતાની પુત્રીનાં વીર્યોત્તેજક વાક્યોના શ્રવણથી પોતાના પૂર્વજોની કીર્ત્તિ અને મહત્તાનુ સ્મરણ થઈ આવતા અને તેમની સાથે પોતાની દયાજનક દશાને સરખાવતા તેના નેત્રોમાંથી અશ્રુ ખરી પડ્યાં, પણ તે પ્રકાર શાહજાદીના જોવામા આવી શકયો નહિ બાદશાહને આવા મૌન્યમા પડી ગએલો જોઇને અધીર બની શાહજાદી પુન કહેવા લાગી કે,–

"કિબ્લ઼ ઓ કાબા! આમ ચુપકીદી ઇખ્તિયાર કરીને કેમ બેઠા છો? કાંઈ તો બોલો–જબાનને થોડીક તો ખોલો આ ચુપકીદીનો મારે શો અર્થ સમજવો? આથી મારે એમ જ સમજવુ કે, જે વાર્ત્તા મારા સાભળવામાં આવી છે તે ખરી છે અને પોતાની શાહજાદી માટે કોઈ આશી

ખાન્દાન શૌહર ન મળતો હોવાથી હિન્દોસ્તાનનો શહનશાહ એક લુટારાના ફર્જન્દનો ખુસર ( સસરો ) થવામા જ સંતોષ માનવાને તૈયાર થયો છે?"

એના ઉત્તરમા શહનશાહે પોતાના રંધાયલા કંઠથી એટલુ જ ઉત્તર આપ્યુ કે;—

"લાનત મુઝે કબૂલ હય તેરી અંય દુખ્તેશાહ !,
લેકિન નહીં હય તાબ સવાલો જવાબકી !" *

"અફ્સોસ ! સદ્ હજાર અફ્સોસ ! ! હવે જાણવામા આવ્યુ કે, દિલ્લીના શહનશાહના દિલમાંથી મુગલિયા ખાન્દાનનુ અભિમાન ચાલ્યું ગયું છે અને અત્યારે જેને લોકો હિન્દુસ્તાનના તખ્તને દીપાવનારના નામથી ઓળખે છે, તે શાહ ખરેખર બાબર, હુમાયૂન, અકબર, જહાંગીર, શાહજહાન અને ઔરંગજેબના તખ્તને લજાવનાર હાલેત બાહ છે અને નામનો જ શહનશાહ છે ! ખરેખર મારા જેવી પણ કમ્નસીબ બીજી કોઈ નહિ હોય કે, જેના નસીબમા આ અભિમાનહીન અને ડરપોક વાલિદની દુખ્તર થવાનુ સરજાયુ ! ઓ દિલ્લીના હેચકારા શહનશાહ ! જે બનાવ મુગલિયા ખાન્દાનમાં અત્યાર લગી બન્યો નહોતો તે તારા કાળમા બનશે. મોગલ શાહજાદી એક લુટારાના ફરજન્દની બીબી થશે, નેવનાં પાણી મોભે ચઢશે અને જમીનપરની ધૂળ આસમાનમા ઉડ્ડાણ કરશે ! ! આપણા પૂર્વજોએ પોતાના ખાન્દાનના નામને ઉજ્જ્વલ કરવામા કીર્ત્તિ મેળવી હતી તો તને તે નામને કલંકિત કરનારની પદવી મળશે—કોઈપણ રીતે તારી પણ નામના તો થવાની જ !" એ વાક્યો ઉચ્ચારતાં અભિમાનિની શાહજાદીના કોપનો આવેશ એટલો બધો વધી ગયો કે, તેનાં નેત્રોમાથી જાણે અગ્નિના કણ વર્ષતા હોયની ! એવો તેના આરક્ત નેત્રોને જોતા ભાસ થવા લાગ્યો અને તે વધારે ન બોલી શકાયાથી થોડીવારને માટે સ્તબ્ધ થઈને તિરસ્કારની દૃષ્ટિથી શહનશાહને જોવા લાગી.

"પ્યારી દુખ્તર ! પોતાના પરાજિત થએલા અને સંકટમાં સપડાયલા વાલિદને આવાં વચનો સાંભળાવવા એ તને શોભે છે કે ? મેં મારા નામને કલંકિત કરનારું જે કૃત્ય કર્યું છે, તે કેવળ નિરુપાય અને લાચાર થઈને જ કર્યું છે. એક તરફ ખાન્દાનના અભિમાનને સંભાળવાનો સવાલ છે અને બીજી તરફ શહનશાહતના નાશનો અને તેની સાથે મોગલ સત્તાના નામશેષ થવાનો સવાલ છે. એકને જાળવતાં બીજાનો લોપ તો અવશ્ય થવાનો જ એવી ઘટિકા આવી લાગી છે અને તેથી તારા ભોગે શહનશાહતને અરે આપણા ગૌરવશાળી પૂર્વજોના નામને જાળવી રાખવાનો

*"ઓ શાહજાદી, તારી આ લાનત ( ધિક્કાર ) મને કબૂલ છે, પણ અત્યારે ( તારી સાથે ) સવાલ જવાબ ( પ્રશ્નોત્તર ) કરવાની મારામા શક્તિ નથી "

મેં જે વિચાર કર્યો છે, તેને તુ અયોગ્ય કહે છે કે ? ધાર કે, મારી યોજના અયોગ્ય હોય, તોપણ એક દુખ્તર તરીકે મારા ફરમાનને તાબે થઇને મને માન આપવાની તારી ફરજ નથી કે શું ?" શહનશાહે પોતાનો બચાવ કરતાં કહ્યું.

"ખાન્દાનના અભિમાનને જાળવવા કરતાં શહનશાહતને જાળવવાનો સવાલ આપને વધારે અગત્યનો જણાય છે કે? અરે-જે રાજપૂતોને આપણે કાફિર કહીએ છીએ, તેમનો જ દાખલો આ બાબતમા જુઓ અલ્લાઉદ્દીને-ચિત્તોડપર ચઢાઈ કરીને પદ્મિનીની માગણી કરી તે વેળાએ રાજપૂતો આગળ પણ એ જ બે સવાલો આવીને ઉભા રહ્યા હતા, પણ બહાદુર રાજપૂતોએ રાજ્યના સવાલને બિસાત વગરનો ગણીને પોતાના કુળના ગૌરવને જ જાળવી રાખવાનો નિશ્ચય કર્યો હતો તેમણે તે વેળાએ રાજ્ય પણ ખોયુ અને પોતાના પ્રાણ પણ ખોયા, પરતુ ઇતિહાસમા આજે તેમનાં નામો માનપૂર્વક લખાય છે, તેમના ગુણો સર્વત્ર ગવાય છે અને હવે પછી પણ હમેશને માટે ગવાતા રહેશે ચિત્તોડનુ ગયેલુ રાજ્ય તો હમ્મીરે પાછુ પણ મેળવ્યુ, પણ જો એકવાર કુળની પ્રતિષ્ઠા ચાલી ગઈ હોત, જો રાજપૂતોએ પદ્મિનીને અલ્લાઉદ્દીનની બેગમ બનાવી હોત તો, તે ગયેલી પ્રતિષ્ઠા કદાપિ પાછી આવત નહિ જ* અરે પ્રતિષ્ઠા ગયા પછી શહનશાહત રહે તોય શુ અને જાય તોય શુ ? ખરી રીતે આવી લાખો શહનશાહતો કરતા એક પ્રતિષ્ઠાની કીંમત ઘણી જ વધારે છે. છતા જ્યારે આપને અત્યારે આ શહનશાહત અને ભોગવિલાસની કીંમત જ વધારે દેખાય છે, તો એથી એમ જ જણાય છે કે, હવે મોગલ શહનશાહતનો જલ્દી જ અત આવવાનો છે, કારણ કે, જ્યારે મરણ પાસે આવી લાગે છે, ત્યારે પ્રથમથી જ મરણ સમક્ષ આવેલા મનુષ્યની પ્રભા હણાઈ જાય છે, તેજ પ્રમાણે મોગલ શાહની પ્રભાનો લોપ થયો છે અને તે જ દર્શાવે છે કે, મોગલ શહનશાહતની જિન્દગીના દિવસોની સખ્યા હવે વધારે પ્રમાણમાં નથી ખયર! મારો ભોગ આપીને હું શહનશાહતને બચાવું એવી જ તમારી ઇચ્છા છે, તો તેમ કરવાની બળાત્કારે મારાપર ફરજ પાડો-ખુશીથી તો હુ ઇરાનના નાદિર લુટારાની પુત્રવધૂ થવાની નથી તે નથી જ." શાહજાદીએ પોતાનો નિશ્ચય દર્શાવી દીધો

"ત્યારે શુ મારી અને મારી શહનશાહતની પાયમાલી કરવાનો જ તું નિશ્ચય કરી બેઠી છે કે?" શાહે ગભરાઇને એ સવાલ પૂછ્યો.

"પાયમાલીના શોક પર્યવસાયી નાટકની શરુઆત તો ક્યારનીએ થઈ

* વાંચો 'ગુજરાતી'ની ૧૯૧૦ ની ભેટ 'પદ્મિની અથવા ભસ્મીભૂત ચિત્તોડ'

ચૂકી છે અને હવે તમારા હાથે તેનો છેલ્લો પડદો પડી જાય એટલો જ માત્ર વિલંબ છે" શાહજાદીએ કહ્યું

"ત્યારે તારો છેલ્લો જવાબ શો છે?" મતલબીને અક્કલ હોતી નથી એ તત્ત્વને અનુસરીને શાહે પૂછ્યું

"એ જ કે, ભીખારી થવાનુ અલ્કે મરી જવાનુ હુ પસન્દ કરીશ, પણ આ મારા ખાન્દાનને દાગ લગાડનારી અને મારી મરજીથી ખિલાફ શાદી તો હુ નથી જ કરવાની.–

"હૂગી ન બહૂ ઉસકી ચાહે જિન્દા જલૂગી;
મર્યે કૌલસે અપને ન ટલી હુ ન ટલૂગી!"*

શાહજાદીએ પોતાનો અંતિમ નિશ્ચય જણાવતાં કહ્યું

"ધાર કે, બળાત્કારે તારી શાદી કરવામાં આવે, તો?" શાહે નિર્લજ્જતા ભરેલો પ્રશ્ન કર્યો.

"તો શુ? એમ થાય તો પણ ચિન્તા નથી. બળાત્કારે મને પોતાની બીબી બનાવનાર તે ઔલાદેમક્કાર † કદાપિ જિન્દગીના અયશ આરામને ભોગવી શકવાનો નથી. કા તો મારો જીવ જશે કે કા તો તેનો જીવ જશે; પણ તમારી અને નાદિરની ઇચ્છા સફળ નહિ થશે તે નહિ જ થશે." એટલુ કહી તિરસ્કાર પૂર્ણ દૃષ્ટિપાત કરીને શાહજાદી ત્યાંથી ચાલી ગઈ.

શહેનશાહ પોતાના મનમા બીજા જ મનોરાજ્ય ઉત્પન્ન કરતો અને કોઈ નવીન યોજનાનો વિચાર કરતો છતા નિરાશાથી ઘેરાયલો ત્યાંથી ઉઠીને પાતાના ખાનગી દીવાનખાનામા જઈ બેઠો

——o.——

## પ્રકરણ ૮ મું.

## દિલ્લીમાં ધામધૂમ.

હિન્દુસ્તાનની પ્રજા પરાપૂર્વથી રાજનિષ્ઠ છે, રાજાની આજ્ઞાને શિરસાવદ્ય કરનારી છે અને રાજાને પ્રભુતુલ્ય માનનારી છે, એતો હવે નિર્વિવાદ વિશ્વવિખ્યાત વાર્તા થઇ ચૂકેલી છે એટલે એ વિશે વિશેષ વિવેચન કરવું અનુચિત છે અર્થાત્ દિલ્લીના શહેનશાહ મહમ્મદશાહ રંગીલાના સમયમાં પણ હિંદી પ્રજાનો એ પ્રશસનીય ગુણ કાયમ હતો અને તેથી શહનશાહની આજ્ઞાને માન આપીને પોતાની ઇચ્છા હોય કિંવા ન હોય તોપણ

* 'હુ ગમે તો જીવતી જ બળી જઇશ, પણ તે (નાદિર)ની પુત્રવધૂ તો નથી જ થવાની હુ મારા વચનથી અત્યાર સૂધી ટળી નથી અને હવે પછી કદાપિ ટળવાની નથી"

† નીચનો પુત્ર (અર્થાત નાદિરનો પુત્ર)

દિલ્હીના ભિન્ન ભિન્ન જાતિના અને ભિન્ન ભિન્ન ધર્મ તથા વ્યવસાયના નાગરિકોએ શાહજાદીના લગ્ન તથા ઈરાનના વિજેતા શાહ નાદિરના સન્માનાર્થે યથાશક્તિ ધામધૂમ કરવાના સમારંભનો આરંભ કરી દીધો. જે દિલ્હી નગરી થોડા વખત પૂર્વે યુદ્ધ વિશેના વિચારમાં નિમગ્ન થવાથી અંધકારમયી અને શોકગ્રસ્તા જોવામાં આવતી હતી, તેણે હવે આનંદમયીના સ્વરૂપને ધારણ કરવા માંડ્યું હતુ. લોકોએ પોતાના ઘરની દીવાલોને ધોળી તથા રંગીને નવીનવત્ બનાવી, બારી બારણાને તોરણોવડે શૃંગાર્યાં અને માર્ગમાં લાલ, લીલા, પીળા અને અન્ય અનેક રંગના વાવટા તથા ધ્વજા પતાકા ચઢાવી દીધી. જેમનો જે વસ્તુનો વ્યાપાર હતો, તે તે વસ્તુઓની પોતાની દૂકાનોમાં સુશોભિત માંડણી કરીને પોતાની દૂકાનને દરેક વ્યાપારી વિશેષ આકર્ષક બનાવવાનો પ્રયત્ન કરતો દેખાતો હતો. શાહજાદીના લગ્ન પ્રસંગે બાદશાહ ઝવેરાતની મોટી ખરીદી કરશે, એવી આશા કિંવા કલ્પનાથી ઝવેરીઓએ પોતાના લાખો બલ્કે કરોડો રૂપિયાની કિંમતના ઝવેરાતને બહાર લોકોની નજરમાં આવે એવા પ્રકારે સુશોભિતતાથી દૂકાનના અગ્રભાગમાં માંડી રાખ્યું સર્વ નાગરિકોએ સાધારણ વસ્ત્રોને ત્યાગી પોતપોતાની શક્તિ અનુસાર અસાધારણ નવીન વસ્ત્રોને ધારણ કરી નગરમાં ભપકા સાથે ફરવાનો આરંભ કર્યો અને વસ્ત્રાલંકાર પ્રિય ભારતીય વનિતાઓએ પણ આવો સ્વેચ્છાનુસાર પ્રસંગ પ્રાપ્ત થતાં પોતાને મનોગમતા શૃંગાર ધારણ કરવામાં લેશ માત્ર પણ ન્યૂનતા રાખી નહિ દિલ્હીમાં સર્વત્ર આનંદ, આનંદ અને આનંદનું જ સામ્રાજ્ય વિસ્તરેલું હોયની ! એવો જ એ સમયમાં સર્વત્ર ભાસ થવા લાગ્યો

નિશાળો અને મદરસા બંધ થએલા હોવાથી હિન્દુ અને મુસલ્માન બાળકો પણ નવીન વસ્ત્ર ધારીને રમતગમતમાં પોતાનો સમય આનંદ સાથે વીતાડવા લાગ્યા અને શિક્ષકો પણ બાળકોને માથાકૂટ કરીને ભણાવવાના ત્રાસથી થોડા વખતને માટે મુક્ત થયા

દિલ્હીની નૃત્યગાનકુશળ વારાંગનાઓના ગૃહમાંનો ઉત્સવ તો વળી અદ્વિતીય અને અલૌકિક જ જોવામાં આવતો હતો વારાંગનાઓએ અમીરો કરતાં પણ પોતાના ગૃહોને વિશેષ ઉત્તંમતાથી શૃંગારવામાં કોઈ પણ પ્રકારની ન્યૂનતા રાખી નહોતી. કારણ કે, એ ધામધૂમનો ખર્ચ આવા પ્રસંગે તેના ચક્રવૃત્તી વ્યાજ સાથે વસૂલ થઈ જશે અને બીજાઓને લાભ થાય કે હાનિ પણ આપણને તો સારો તડાકો પડવાનો જ, એવો તે વારવનિતાઓનો દૃઢ નિશ્ચય હતો અને તે નિશ્ચય સત્ય સિદ્ધ થતો જોવામાં આવતો હતો એક તો દિલ્હીના નાગરિકો પ્રથમથી જ રંગીલા, વળી મહમ્મદશાહ જેવા ભોગવિલાસના ભોક્તા અને રંગીલાના ખાસ ઉપનામથી ઓળ

ખાના બાદશાહના રાજ્યત્વ કાળમા ઉછરેલા અને તેવામાં આવો પ્રસંગ આવીને નિમિત્તરૂપે ઉપસ્થિત થયો એટલે પછી દિલ્લીના લહરીલાલાઓના અયશઆરામનુ પૂછવું જ શું વારુ ? બાગ બગીચામાં, યમુના નદીને તીરે, પ્રસિદ્ધ પુરાતન સ્થાનોમા અને રાત્રના સમયે વારાંગનાઓના ગૃહમા એ શૌકીન લાલાઓની હાજરી નિયમિત રીતે થવા લાગી રાત્રના સમયે તે સમયની પદ્ધતિ પ્રમાણે દીપમાળાના ઉત્સવ પ્રમાણે લોકો પોતાનાં ગૃહોના અગ્રભાગને દીપકોની માળાથી શૃંગારતા હોવાથી અને તેવામાં વારાગનાઓના ગૃહોમા સિતાર, સારગી, તાઉસ, દિલરુબા, મૃદંગ અને નરઘાં તથા કોમળ કંઠોદ્ભૂત સગીતના નાના પ્રકારના મનઆલ્હાદક ધ્વનિયો નીકળતા હોવાથી જાણે દિલ્લીએ અદ્ભુત રસાત્મક વાર્તાઓમા વર્ણવેલી ગાધર્વનગરીનો અવતાર ધારણ કર્યો હોયની ! એવો જો કોઇને ભાસ થાય તો તે સર્વથા નૈસર્ગિક અને સ્વાભાવિક જ હતો

એ પ્રમાણે જેનામા જેટલુ આર્થિક સામર્થ્ય હતુ, તે નાગરિક તેટલા પ્રમાણમા એ પ્રસંગે ઉત્સાહ દર્શાવતો હતો, પરન્તુ ઘણાક એવા મનુષ્યો પણ હતા કે, જેઓ પોતાની ઇચ્છા હોવા છતાં સાધનોના અભાવથી એવો પ્રકટ ઉત્સાહ બતાવી શકતા ન હોતા. પરતુ જે નિમકહરામ અને રાજદ્રોહી અમીરો નાદિર સાથે મળી ગએલા હતા અને બાદશાહ સાથે પણ દંડા મીઠા રહ્યા હતા, તેઓ નાદિરના માનમાં અને તેના યોગે પોતાને થનારા ભાવિ લાભમા કોઇપણ પ્રકારની ત્રુટિ આવવા ન પામે એવા ઉદ્દેશથી ગરીબ લોકોને બળાત્કાર અને જોર જુલમથી પણ એવો ઉત્સાહ બતાવવાની ફરજ પાડવા લાગ્યા. એ તો સર્વ રાષ્ટ્ર અને સર્વ કાળનો એક નિયમ જ છે કે, જો કોઈ ઉચ્ચ અધિકારી પ્રજાને અપ્રિય થઈ પડ્યો હોય અને તેથી પ્રજા તેને પોતાના નગરમા આગમન વેળાએ અથવા તો પોતાના નગરને છોડતી વેળાએ માન આપવાની ઇચ્છા ન ધરાવતી હોય, તો ખુશામદીયા અધિકારીઓ પોતાના મોભાને જાળવવા માટે પોતાની સત્તાનો ખોટો ઉપયોગ કરી પ્રજાજનોને દબાવીને પણ તે ઉચ્ચ અધિકારીને અનુચિત માન આપાવવાની તૈયારીઓ કરાવે છે જ્યારે સાધારણ નિયમ આવો છે, ત્યારે દિલ્લીમા તો એક વિજેતાને માન આપવાનો પ્રસગ ઉપસ્થિત થયો હતો તો તેવા પ્રસગે ખુશામદિયા અમીરો પ્રજાને દબાવે અને તેમના દ્વારા વિજેતાને એવુ માન અપાવે એમા આશ્ચર્ય જેવુ શુ હોઇ શકે વારુ?

ત્યારે હવે અહીં એક ગભીર પ્રશ્ન એ ઉદ્ભવે છે કે, દિલ્લીમા સર્વત્ર એવો જ ધામધૂમનો પ્રકાર ચાલી રહ્યો હતો કે શું ? એના ઉત્તરમા અમારે જણાવવુ જોઇએ કે, કેટલેક સ્થળે એથી વિરુદ્ધ ધામધૂમનો પ્રકાર પણ ચાલતો હતો હવે તે પ્રકારને ધામધૂમનુ નામ આપી શકાય કે નહિ,

એ વળી પાછો એક પ્રશ્ન છે, છતા જેમ અશ્રુના શોકાશ્રુ અને આનંદાશ્રુ એવા બે પ્રકારો છે, તેજ પ્રમાણે એ પ્રકાર જૂદા હોવા છતા આપણે તેને એક પ્રકારની ધામધૂમ જ કહીશુ તે ધામધૂમ આ પ્રમાણેની હતી;—

અકબરના સમયથી દિલ્હીના રાજવંશ સાથે મારવાડ અને જયપુર આદિ રાજપૂત રાજવંશનો જે શરીર સબધ થતો આવ્યો હતો, તેના યોગે કેટલાક રાજપૂતો પણ સકુટુબ એ વેળાએ દિલ્હીમા વસતા હતા અને તેનુ કારણ એ હતુ કે, મહમ્મદશાહની એક માનીતી બેગમ રાઠોડ રાજકુમારી હતી રાજપૂતો નિરંતર પોતાની સ્ત્રિયોની પ્રતિષ્ઠાને ગણ્ય અને પોતાના પ્રાણ કરતા પણ વિશેષ માનના હોવાથી કદાચિત્ નાદિરશાહ દિલ્હીમા આવીને કોઈ પ્રકારનુ વિપરીત વર્ત્તન કરે, તો તે વેળાએ દિલ્હીમા સ્ત્રિયોની લજ્જાનુ રક્ષણ કરવુ કઠિન થઈ પડશે, એવો દીર્ઘ વિચાર કરીને તેમણે પોતાની જાતિ પ્રતિષ્ઠાને જાળવી રાખવાની ધામધૂમ કરવા માડી તેમણે સર્વથી પ્રથમ જે કાર્ય કર્યું તે એ હતુ કે, પોતાની સ્ત્રિયો, માતાઓ, ભગિનીઓ અને પુત્રીઓને તેમની સુરક્ષિતતા માટે ઇંદ્રપ્રસ્થના પુરાતન ખંડિયેરોમા અગોચર સ્થાને મોકલી દીધી અને ત્યા તેમની સભાળ માટે શસ્ત્રધારી રાજપૂત સૈનિકોની યોગ્ય સંખ્યા રાખી કેટલાક ઉચ્ચ પદાધિકારી રાજપૂતો પોતાનાં શસ્ત્રાસ્ત્રોની સુસજ્જતા રાખીને ભાવિ પ્રસગની માર્ગપ્રતીક્ષા કરતા આનદ અને શોકવિહીન સમાન ભાવ ધારીને બેસી રહ્યા. રાજપૂતોએ એ ધામધૂમ વિના નાદિરને માન આપવા માટેના બીજા ચિહ્નો બતાવવાની ધામધૂમ કરી નહોતી અને એ જ તેમનુ ખરેખર ગૌરવ હતુ

અધિકારીઓ અને પ્રજાજનોનો તો આવો પ્રકાર હતો, પણ શાહી મહેલમા શો પ્રકાર હતો? એવો કોઈ પ્રશ્ન કરશે, તો તે માટે અમારે કહેવુ જોઇએ કે, મહમ્મદશાહે શાહી મહેલના જે ભાગમા નાદિર અને તેના જનાનખાનાની બીબીઓને ઉતારો આપવાનો હતો, તે ભાગને અથગ આરામના બધા સાધનોથી ભરપૂર બનાવી દીધો હતો અને નાદિરની તહેનાતમા રહેનાર ખાદિમો (અનુચરો)ની પણ એવી યોજના કરી રાખી હતી કે, નાદિર કોઈ પણ પળે પાણી માગે તો તેઓ દૂધ લાવીને તેની આગળ હાજર કરે. દીવાનેખાસ અને દીવાનેઆમ નામના બે દીવાનોને પણ શૃગારીને ચકમકતા બનાવવામા કશી ખામી રાખવામા આવી નહોતી. અર્થાત્ શહનશાહે નિજામુલ્મુલ્ક અને સાદતખાન જેવા સ્વાર્થસાધુ અધિકારીઓના ઉપદેશ પ્રમાણે દિલ્હીના કિંબહુના હિન્દુસ્તાનના વૈભવનુ અને તેટલી વિશેષ મહત્તાથી પ્રદર્શન કરાવીને નાદિરને આશ્ચર્યચકિત કરી નાખવાના સર્વ પ્રયત્નો આદર્યા હતા; પણ એ પ્રયત્નોનુ તેને કેવુ ભયંકર પરિણામ ભોગવવુ પડયુ એ આપણે આગળ જતા જોઈશુ

એ પ્રમાણેની તૈયારીઓમા ત્રણચાર દિવસ જેટલો સમય વીતી ગયો અને ત્યાર પછી મહમ્મદશાહે પોતાના અમીર ઉમરાને બોલાવીને પૂછયુ કે,—"નાદિરશાહના સન્માન માટેની શાહી મહેલમાંની બધી તૈયારીઓ તો થઈ ચૂકી છે, પણ શહેરમાંની શી સ્થિતિ છે; તે હુ જાણતો નથી"

"ખુદાવન્દ ! શહેરમા પણ આવી જ તૈયારીઓ આજે બે દિવસથી થઈ ગઈ છે અને દિલ્હીની શોભા એટલી સીમા સૂધી જઈ લાગી છે કે, નાદિરશાહ જ્યારે દિલ્હીમાં આવશે, ત્યારે ખરેખર તેને પોતે જીવતાં જીવત જન્નત (સ્વર્ગ)મા આવવાનો જ ભાસ થશે દિલ્હી આખિર દિલ્હી જ છે!" નિઝામુલ્મુલ્કે દિલ્હીના તે સમયના સામાયિક સ્વરૂપની પ્રશંસા કરી.

"પરતુ જન્નતમા ગએલો મનુષ્ય જેમ ત્યાંના અયશઆરામથી લોભાઇને ત્યાંથી પાછા આવવાનું પસદ કરતો નથી, તે પ્રમાણે જ જો નાદિરશાહ પોતાનો સદા માટેનો અડ્ડો અહીં જમાવી દેશે, તો તો દિલ્હીને જન્નત બનાવવાનુ આપણને ભારી પડી જશે. એનો આપ સર્વ ઉમ્રાએ કોઈ વિચાર કર્યો છે ખરો કે?" વૃદ્ધ અને શહનશાહના ખરા ખયરખાહ રફીકુદ્દીને ઠંડો ડ્હામ આપ્યો

"જે શત્રુ નિર્ધન દેશનો નિવાસી છે, લોભિષ્ટ છે અને લુટારાના નામથી પ્રખ્યાત છે, તેવા એક ભયંકર શત્રુને પોતાના આવા વૈભવનુ દર્શન કરાવી જાણી જોઇને તેના મનમા લોભની જાગ્રતિ કરવી અને પોતાની પાયમાલીનું બીજારોપણ કરવું, એ કાર્ય રાજનીતિ અને કાર્યદક્ષતાથી તો સર્વથા વિરુદ્ધ જ છે. આનું પરિણામ કોઈ કાળે પણ સારું આવવાનુ નથી પછી તો જેવો આપ સર્વનો અભિપ્રાય" રફીકુદ્દીનના શૂરવીર અને બુદ્ધિમાન પુત્ર અનવરુદ્દીને પિતાના અભિપ્રાયને અનુસરતો પોતાનો અભિપ્રાય દર્શાવ્યો

સાદતખાન નાદિરશાહની છાવણીમાંથી છૂટીને પાછો દિલ્હીમા આવ્યો હતો અને તેનો આ વિષયમાં વિશેષ સ્વાર્થ સમાયલો હોવાથી કદાચિત અનિશ્ચિત સ્વભાવના શહનશાહનું મન આ ઉપદેશથી પલટાઈ જગે અને ધામધૂમ ઓછી થઈ જશે તો પોતાના લાભમા બાધા થશે, એવી ભાવનાથી તે, પિતાપુત્રના મતનુ ખંડન કરતો કહેવા લાગ્યો કે,—

"વૃદ્ધ રફીકુદ્દીન, આપ જ્યારે ને ત્યારે આવી બાબતોમા વિના કારણ માથુ માર્યા કરો છો અને શહનશાહને ખોટે રસ્તે દોરવાનો કોશિશ કર્યા કરો છો. શાહેવાલાએ જે કર્યું હશે, તે વિચારીને જ કર્યું હશે"

"લડાઇનો નિશ્ચય કરતી વેળાએ આપે શાહને સાચે રસ્તે દોર્યા હતા, તેનુ પરિણામ શુ આવ્યું છે તે બધાએ જોયુ છે અને હવે આનુ

પરિણામ શું આવે છે એ પણ સર્વ જોશે પણ સાદતખાન, એ તત્ત્વને કદાપિ ભૂલી ન જતા કે, જે પોતાની બેસવાની ડાળપર કોહાડો ચલાવે છે, તે તે ડાળીને તો પાડે છે જ પણ સાથે પોતે પણ પડ્યા વિના રહી શકતો નથી જ" તરણ અનવરુદ્દીનનું રક્ત તપી આવવાથી તેણે કેટલેક અંશે ખુલ્લો આક્ષેપ કરીને તકેટી સાદતખાન તરફ ધિક્કાર અને તિરસ્કાર ભરેલી દૃષ્ટિથી જોવા માડ્યું

અનવરુદ્દીને કરેલા અપમાનથી સાદતખાન રાતોપીળો થઈ ગયો અને કોપના આવેશમાં કાંઈક બોલવા જતો હતો, એટલામાં શહનશાહે વિવાદના અગ્નિને ઓલવી નાખવાના ઉદ્દેશથી તેને શાંત કરતાં કહ્યું કે,– "સાદતખાન, બસ કરો અને આ કારણ વિનાના વિવાદને આગળ વધવા ન દ્યો અનવરુદ્દીનનું કથન પણ કેટલેક અંશે સત્ય છે, પણ હવે અત્યારે એ વિશે ઊહાપોહ કરવાનો અવકાશ ન હોવાથી આપણે આપણા આવશ્યકીય કાર્યમાં પ્રવૃત્ત થવું જોઈએ આજે રાત્રે નગરમાં ફરીને નગરમાં નાદિરશાહને માન આપવા માટેની અને શાહજાદીના લગ્નનિમિત્તથી કરાયેલી ધામધૂમ અને તૈયારીઓને જોવાની મારી ઇચ્છા છે; માટે તેની વ્યવસ્થા કરો અને આવતી કાલે નાદિરશાહને દિલ્લીમાં લાવવાનો હોવાથી એ અતિથિ પાછો જાય ત્યાં સૂધી શાંત રહો ઘરના ઝગડાઓનો પછીથી આપણે ઘર મેળે જ ફેસલો કરી લઈશું. બસ હવે દરબાર બરખાસ્ત કરો."

શહનશાહે સાદતખાનને આમ અચાનક બોલતો બંધ કરી દીધો એનું કારણ એ હતું કે, અનવરુદ્દીનના પરિશ્રમથી વાચકો જેમ આગળ જાણી ચૂક્યા છે તેમ તે સાદતખાનની દાંભિકતા અને કપટશીલતાને જાણવાને શક્તિમાન્ થયો હતો અને તેથી તેને મનમાં તો બાદશાહ પોતે ધિક્કારતો જ હતો, છતાં તે વિશેષ ખટપટ ન કરે અને નાદિર સમાધાનપૂર્વક ચાલ્યો જાય, તો પછી એ નમકહરામીનો બદલો સાદતખાન પાસેથી લેવો એવા વિચારથી તેણે સાદતખાનને પોતાના હૃદયનો ખરો ભાવ જ્ઞાત થવા દીધો ન હોતો. અનવરુદ્દીન પણ પ્રસંગને સમજી જઈને વધારે કાંઈ પણ બોલ્યો નહિ પણ સાદતખાન પોતાના થએલા આ અપમાનથી બળી જળીને મનમાં આગ ભભૂકો થઈ ગયો અને અનવરુદ્દીને પાસેથી એ વૈરનો બદલો લેવાની મનમાં તે જ ક્ષણે તેણે ભયંકર પ્રતિજ્ઞા કરી લીધી

રાત્રિનો લગભગ એક પ્રહર જવા પછી શહનશાહ પોતાના અધિકારીઓ અને કેટલાક સૈનિકો સાથે હાથીની અંબાડીમાં બેસી નગરમાંની ધામધૂમનું અવલોકન કરવાને નીકળ્યો અને નગરની બાહ્ય રચનાને જોઈને

તેના મનમાં સતોષ થયો બીજે દિવસે નાદિરશાહને લેવા જવા માટેનો નિશ્ચય કરીને તેણે સર્વ અધિકારીઓને યોગ્ય તૈયારીઓ સાથે તૈયાર રહેવાની તે વેળાએ જ આજ્ઞા કરી દીધી દિલ્લીના ભાગ્યપરિવર્તનના મંગળાચરણનો અહીંથી જ આરંભ થયો, એમ કહેવામા કશો પણ પ્રત્યવાય નથી.

## પ્રકરણ ૯ મું.

## નાદિર દિલ્લીમાં.

બીજે દિવસે પ્રભાતમા જ પોતાના અમીરો અને ઉમરાવોને સાથે લઇને દમામથી શહનશાહ મહમ્મદશાહે શાલેમાર બાગમાંની નાદિરશાહની છાવણી તરફ પ્રયાણ કર્યું શહનશાહ તેડવા માટે આવે છે, એ ખબર લઇને તો એક દૂત પ્રથમથી જ નાદિરની છાવણીમા પહોંચી ગયો હતો અને ત્યારપછી મહમ્મદશાહ પણ ત્યા જઈ લાગ્યો. પરતુ દિલ્લીમાં આવવા માટે પોતાની છાવણીને છોડવા પહેલા બુદ્ધિમાન્ નાદિરે અગમચેતી વાપરીને પોતાની નિર્ભયતાના કેવા ઉપાયો યોજી રાખ્યા હતા, એનુ આપણે અવશ્ય અવલોકન કરવુ જ જોઇએ

શાલેમાર બાગમા પોતાની છાવણી નાખ્યા પછી નાદિરશાહે દિલ્લીના કિલ્લાની બહાર ચારે તરફ ફરીને સૂક્ષ્મતાથી સર્વ સ્થાનોનુ અવલોકન કર્યું હતુ અને દીર્ઘ વિચાર કરી દિલ્લીમા જવા પછી યદા કદાચિત્ કાંઈ દગો ફટકે થાય તો પોતાના અને પોતાના સૈનિકો તથા જનાનાના સંરક્ષણના ઉપાયોની ત્વરિત યોજના કરી શકાય એવા સાધનોને તૈયાર કરી રાખવાની વ્યવસ્થા કરી હતી તેણે પોતાની છાવણી મોરી દરવાજાની બહાર કે જ્યા હાલમા 'ફતેહ બુર્જ' ઉભેલો છે ત્યા નખાવી અને તેની આસપાસના ભાગમા સૈનિકોને છાવણી નાખી પડવાનો હુકમ આપ્યો સૈન્યના એક ભાગને તેણે પોતાની સાથે રહેવાની આજ્ઞા આપી અને એક ભાગને મોટી મોટી તોપો આપીને યમુના નદીના સ્હામા તીરની ભેખડો ઉપર ગોઠવ્યો, કે જેથી પ્રસગ આવતા બરાબર તેની સ્હામા આવેલા શાહજહાનાબાદના કિલ્લાપર તથા શાહી મહેલોપર તત્કાળ તોપના ગોળાનો વર્ષાદ વર્ષાવી શકાય તેણે પોતાના કેટલાક સૈન્યને અજમેરી દરવાજાની બહાર જીર્ણ ઇંદ્રપ્રસ્થ તથા હુમાયૂનના મકબિરા અને પાઠશાળાની વચ્ચેના ભાગમા પણ રાખ્યુ કારણ કે, એ સ્થળે વીર રાજપૂત અને જાટ આદિ રણધીર જાતિના લોકોનો નિવાસ હતો, એટલે જો પ્રસગ આવે તો તેઓ શહનશાહની કુમકે આવી ન શકે એટલા માટે જ આ અવરોધ કરવામા આવ્યો હતો એ ઉપરાંત કેટલાક સૈનિકોને પોતાની છાવણીથી ઠેઠ દિલ્લીમાંના

શાહી મહેલ સુધીના માર્ગમા ઉભા રાખવામા આવ્યા હતા કે જેથી દગો થતાં પાછા હટવાના માર્ગમાં કોઈ અવરોધ કરી ન શકે

મહમ્મદશાહના આગમન પૂર્વે જ નાદિરશાહે આ બધી વ્યવસ્થા કરી રાખી હતી અને તેથી શહનશાહ સાથે તત્કાળ તે દિલ્હીમા જવા માટે તૈયાર થઇને જ બેઠો હતો દિલ્હીના શહનશાહનો નાદિરે પુન એક વાર પોતાની છાવણીમાં સારો સત્કાર કર્યો અને ત્યાર પછી દિલ્હીમા જવા વિશેની વાત નીકળી.

"સુલ્તાને ઇરાન, હિન્દુસ્તાનની તખ્તગાહ આપનો સત્કાર કરવાને તૈયાર છે, માટે જો ત્યા પધારવાની તકલીફ ઉઠાવશો તો આપનો મોટો આભાર થશે." મહમ્મદશાહે પ્રસ્તાવ કર્યો

"હુ પણ હિન્દુસ્તાનની તખ્તગાહના સત્કારને સ્વીકારવા માટે એટલો જ આતુર થઈ રહ્યો છુ અને તેથી ખાખુશી આપના વચનને માન્ય કરું છુ." નાદિરશાહે સંકોચ વિના ઉત્તર આપ્યુ.

"મહુજ એહસાન ! આપના આરોહણ માટે સુવર્ણની રત્નજડિત અબાડીથી શૃંગારેલો હાથી લાવવામા આવ્યો છે તે પર વિરાજો અને દિલ્હીને દીપાવો." શહનશાહે પુન પ્રાર્થના કરી.

નાદિરે પોતાના જનાનખાનાની બેગમોને અને બાદીઓને પ્રથમ દિલ્હી તરફ મોકલી આપી અને ત્યાર પછી તે પોતે હાથીપર બેઠો અને પરાજિત શહનશાહે હિન્દની પરોણાગતનો ઉપભોગ લેવા માટે દિલ્હી તરફ ચાલ્યો. નાદિર વિજેતા હોવાથી તેનો હાથી સર્વથી અગ્ર ભાગે ચાલતો હતો, તેની પાછળ તેના સૈન્યના અધિકારીઓ અશ્વારૂઢ થઇને ચાલતા હતા અને તે ઇરાની સૈનિકોની પાછળ દિલ્હીનો શહનશાહ તથા તેના અધિકારીઓ ગમન કરતા હતા એ પ્રમાણે એ સ્વારીએ કેટલાક સમયના પ્રવાસ પછી દિલ્હી નગરના સિહદ્વારમા પ્રવેશ કર્યો અને ત્યા દિલ્હીના લોકોએ નાદિરને ભાવે કે અભાવે હર્ષના નાદો કરીને આવકાર આપ્યો દિલ્હીમા પ્રવેશ કર્યો પછી ત્યાંના અમીર ઉમરાની ભવ્ય ઇમારતો, જામે મસ્જીદ, ઝવેરીઓની દૂકાનોમાના સૂર્યના તેજને પણ ઝાખું પાડનારા હીરા, માણિક્ય, મણિ અને મોતી આદિ ઝવાહિરાત, ભિન્ન ભિન્ન જાતિના નાગરિકોના ભારી મૂલ્યના પોશાક અને એવી જ બીજી વસ્તુઓને જોઈને નાદિરશાહ આશ્ચર્યચકિત થઈ ગયો, કારણ કે, ઇરાન આદિ દેશોમાં આમાનુ કશુ પણ અત્યાર સુધી તેના જોવા કે સાભળવામા આવ્યુ નહોતુ અને તેથી મનમા ને મનમા તે હિન્દુસ્તાનના વૈભવ અને વૈચિત્ર્યની અસીમ પ્રશસા કરવા લાગ્યો બજારમા થઇને તે પોતાના ઉતારાની જગ્યાએ આવી લાગ્યો

શહનશાહ મહમ્મદશાહ વચ્ચે જ એક આડા માર્ગથી મહેલભણી ચાલ્યો ગયો હતો અને તેથી નાદિરશાહ જ્યારે ત્યાં આવી લાગ્યો ત્યારે તેને આવકાર આપવાને તે મહેલના દરવાજાપર જ ઉભો હતો. નાદિરનો હાથી ઉભો રહ્યો અને નિસરણી લગાવ્યા પછી બાદશાહે પોતે તેને હાથ ઝાલીને નીચે ઉતાર્યો અને મહાલયમાં લઇ ગયો. નાદિરને શહનશાહ શાહજહાનના બધાવેલા જે એ મહલમા ઉતારો આપવામા આવ્યો હતો, તે મહલ 'અયશ મહલ' (વિલાસ ભુવન) ના નામથી ઓળખાતો હતો અને ખરેખર તે યથાનામા તથા ગુણા જ હતો. એટલે કે, એ મહાલયમાં વિલાસનાં સાધનોની એટલી બધી વિપુલતા હતી કે જો તેનુ યથાર્થ વર્ણન કરવામાં આવે, તો એક દળદાર પુસ્તક ભરાઇ જાય એ મહેલની ભોંય અને ભીતો આરસ પત્થરની બાંધેલી હતી અને ભીતોમા જે ચિત્રો આલેખેલા હતા તે ખરેખર ઊડીને આંખે વળગે તેવા જ હતાં ઘણેક સ્થળે સુવર્ણના અક્ષરે કુરાનના વાક્યો લખેલા હતા અને બીજી કારીગરી પણ તેવા જ ઉત્તમ પ્રકારની હતી આ પ્રસગે એ મહલના નાદિરને બેસવા માટેના ઓરડામા કીમતી ગાલીચા પાથરેલા હતા અને તેનાપર નાદિર માટે એક રત્નજડિત ઉચ્ચ સુવર્ણાસન ગોઠવી આસપાસ શહનશાહ તથા અન્ય સભ્યજનો માટેના પદવી પ્રમાણેના આસનો ગોઠવવામા આવ્યા હતા શહનશાહના દરબારના પદવીધરો ત્યાં પ્રથમથી જ હાજર હતા. નાદિરને લઇને મહમ્મદશાહના આવતા જ સર્વેએ ઊભા થઇ મસ્તક નમાવીને બન્ને શાહોને માન આપ્યુ નાદિર પોતાના આસનપર વિરાજ્યો, પરતુ મહમ્મદશાહ પોતે પરાજિત થએલો હોવાથી અને તેથી એક સાધારણ અમીરની પદવીને જ યોગ્ય હોવાથી બેસવાને બદલે નીચુ મુખ કરીને ઉભો રહ્યો તેની આવી અવસ્થાને જોઈ નાદિરશાહ ગભીરતાથી તેને ઉદ્દેશીને કહેવા લાગ્યો કે,—

"શહનશાહે હિંદોસ્તા, આપ આમ હિજાબ કરીને ઉભા શાને રહ્યા છો? મારી સાથે જ આ આસને વિરાજો હવે આપણે જીતનાર અને જીતાયલાનો ભેદ રાખવાનો નથી આપણો દરજ્જો બરાબર છે"

શહનશાહ પણ આસને બેઠા અને તેના બેઠા પછી સર્વજનો આસનપર બેસી ગયા હવે સત્કારના અન્ય પ્રકારનો એટલે કે, ઉપાહારનો વિધિનો આરભ થયો.

એ ઉપાહારની વ્યવસ્થા કરવાનુ કાર્ય અનવરદ્દીનને સોંપેવામા આવ્યુ હતુ ઉપાહારમા બીજું કાંઈ નહિ; પણ કેવળ કાવો (દૂધ વગરની કૉફી) જ આપવાનો હતો બાદશાહનો ઇશારો થતા જ અનવરુદ્દીને અનુચરોને કાવો લાવવાની આજ્ઞા આપી દીધી એક અનુચરે એક રત્નજડિત સુવ-

ર્ણના થાળમાં બે તેવા જ સુવર્ણના પ્યાલા અને કાવાથી ભરેલી સુવર્ણની કીટલી મૂકીને તે થાળ અનવરુદ્દીનના હાથમાં આપ્યો અને બીજા અનુચરો તેવા જ ચાંદીના થાળ, ચાંદીના પ્યાલા અને ચાંદીની કીટલીઓ લઇને ઉભા રહ્યા. અનવરુદ્દીન થાળ લઇને નાદિરશાહ તરફ આગળ વધ્યો, પણ એટલામાં તેના મનમાં એક વિચાર આવતા તે અટકી ગયો. તે મનમાં વિચાર કરવા લાગ્યો કે,—"જો આ કાવાનો પ્યાલો હુ પ્રથમ મારા માલિકને આપવાને બદલે નાદિરશાહને આપીશ, તો કેટલાકો એમ જ ધારશે કે, વિજેતાના ભયથી ભયભીત થઇને મેં મારા શહનશાહનુ અપમાન કર્યું, અને પ્રથમ જો આ પ્યાલો શહનશાહને આપીશ, તો એથી ક્રૂર નાદિરનુ અપમાન થતા તે કદાચિત્ મારુ માથુ કાપી નાખશે—અરે એટલુ જ નાહ પણ દિલ્હીની પણ પાયમાલી કરી નાખશે" આ વિચાર કરવાનો જો કે વધારે વખત નહોતો, છતા સદ્‌ભાગ્ય યોગે અચાનક એ સકટમાથી પાર પડવા માટેની એક યુક્તિ તેને સૂઝી આવી. તે તત્કાળ તેમાનો એક પ્યાલો લઇને સ્થિરતાથી શહનશાહ મહમ્મદશાહ સમક્ષ ગયો અને અતિશય નમ્રતાથી તેને કહેવા લાગ્યો કે,—

"શહનશાહેવાલાતબાર, ઇરાનના આલીજાહ શાહ નાદિરશાહ આપના મહેમાન છે, એમને હાથોહાથ કાવાનો પ્યાલો આપવાની મારી યોગ્યતા નથી તેમ જ કોઈ બીજાના હાથે એમનો સત્કાર થાય એ આપને પણ બહુધા રુચવાનુ નથી જ, એટલા માટે હુ આ કાવાનો પ્યાલો આપની પાસે લાવ્યો છુ"

મહમ્મદશાહે તે પ્યાલો લઇને પોતાના હાથે નાદિરશાહને આપ્યો. તેનો સ્વીકાર કરી નાદિરશાહે જરાક હસીને શહનશાહને કહ્યું કે,—"મોગલ શહેનશાહ, તમારા આ તરુણ મુસાહિબની સમયસૂચકતાના રહસ્યને તમે કાંઈ સમજ્યા કે?"

"એમા વળી રહસ્ય શાનુ હોય?" મહમ્મદશાહે પોતાના અજ્ઞાન અને અદીર્ઘદર્શિત્વનું દર્શન કરાવ્યુ

"તરુણ વીર, તમે પ્યાલો લઇને પ્રથમ મારી તરફ આવ્યા ને પછી અચકી ગયા તેમજ અતે પ્યાલો પ્રથમ શહનશાહના હાથમાં આપ્યો, એનુ અવશ્ય કાંઇ કારણ તો હોવુજ જોઇએ જે કારણ હોય તે સંકોચ વિના જણાવો. હુ તમારી ચાલાકીને અને નમકહલાલીને જોઇને ઘણો જ ખુશ થયો છું, માટે કોઈ પણ જાતની ધાસ્તી રાખશો નહિ"

અનવરુદ્દીને જે કારણ હતુ તે સંભળાવ્યું અને તે સાભળીને સર્વ આશ્ચર્ય ચકિત થઇ ગયા. અતે કાવો પીતાં પીતા નાદિરે શહનશાહને ઉપદેશના રૂપમા કહ્યુ કે,—'વાશીયે હિન્દોસ્તા, જો આ તરુણ મુસાહિબ.

"પોતા વિશે બીજાના મનમા માન ઉત્પન્ન કરવું કે પોતાને અપમાન યોગ્ય બનાવવો, એ ઇન્સાનના પોતાના વર્તનને જ આધીન છે તમે પોતાની એક બાદશાહ તરીકેની એવી અને એટલી બધી અયોગ્યતા સિદ્ધ કરી બતાવી છે કે, મારા ધારવા પ્રમાણે આજે સમસ્ત દિલ્લીમાં કોઈ પણ આપને માનની નજરથી નિહાળતું નથી.' કેટલાકો કદાચિત્ બહારથી ભય કે બીજા કારણથી ખુશામદ કરતા હશે; પણ તેમના મનમાં તો આપ વિશે ધિક્કાર જ વસેલો છે." શાહજાદીએ કોઇ પણ પ્રકારના સંકોચ વિના સત્ય વાક્યો સંભળાવી દીધા

"લોકો મને વખાણે કે ધિક્કારે, એની મને જરાય દરકાર નથી, પણ તુ મારી અજીજ દુખ્તર થઇને મને આમ હીણે છે અને ધિક્કારે છે, એ જોઇને મને ઘણું જ લાગી આવે છે. મારી દુખ્તર જ આજે મારી અને મુગલિયા સલ્તનતની પાયમાલી કરવાને તૈયાર થઈ છે, એ જોઇને મારી છાતી ફાટી જાય છે." શહનશાહે આસુ વર્ષાવીને કહ્યુ

"ત્યારે કોઇપણ ઉપાયે મને નાદિરના છોકરાની બીબી બનાવવાનો આપનો વિચાર નક્કી જ થયો છે કે? આપ પોતાની આ નાલાયક જિદ્દને નથી જ છોડવાના કે?" શાહજાદીએ કંટાળો બતાવીને કહ્યુ.

"મારી એ જિદ્દ નથી અને મારો પોતાનો એ વિચાર પણ નથી હું મારી શાહજાદીને દુશ્મનના ઘરમાં મોકલવાને ખુશી નથી; પણ મજબૂરીથી મારે આવું હિકારત ભરેલુ પગલું ભરવું પડે છે અને એ માટે મારા મનમા પણ અતિશય પશ્ચાત્તાપ થાય છે" શાહે કહ્યુ

"એટલી બધી મજબૂરી થવાનું કારણ?" શાહજાદીએ પૂછ્યુ

"નાદિરશાહ એવો જિદ્દી છે કે, કોઇ રીતે માનતો જ નથી અને આપણા અમીર ઉમરા અંદરખાનેથી એટલા બધા નમકહરામ બની ગયા છે કે તેમના બળપર આધાર રાખીને હુ નાદિરના વચનને અમાન્ય કરી યુદ્ધની તૈયારી કરી શકતો નથી મુગલ શહનશાહનો સિતારો અત્યારે ચારે તરફથી ગર્દિશમા આવી ગયો છે!"

"શુ શૂરવીર રાજપૂતો પણ આપથી ફરી બેઠા છે? આપણા રોહિલાઓ પણ શુ હિમ્મત હારી ગયા છે?" શાહજાદીએ વળી એક નવો સવાલ ઉઠાવ્યો.

"નહિ; રાજપૂતો—બહાદુર રાજપૂતો મારાપર પોતાની જાનને કુરબાન કરવા તૈયાર છે અને રોહિલાઓ પણ નમકહલાલ અને બાકમાલ છે, પણ એકલા એમનાથી શુ થઈ શકે? અફસોસ, આપણા હમ્મજહબ અને મુસલ્માન નામથી ઓળખાતા સાદતખાન અને નિઝામુલ્મુલ્ક જેવા

ઉમરાજ જ્યાં બદલાઇ બેઠા છે ત્યા નાદિર જેવા સબળ શત્રુને પરાજિત કરવાની આશા માત્ર પણ ક્યાંથી અને કેમ કરીને રાખી શકાય વારુ? જો રફીકુદ્દીન અને અનવરુદ્દીનના ઉપદેશ પ્રમાણે વર્તી પ્રથમથી જ વિગ્રહ ન કર્યો હોત, તો આજનો આ દુખદાયક પ્રસંગ ખરેખર ન જ આવત! પણ એક ભૂલ થઇ, તો તે ભૂલની હવે આ સજા પણ મારે ભોગવવી જ જોઇએ. હવે મારી અને મારી સલ્તનતની આબરૂ તથા સલામતીનો બધો આધાર કેવળ તારી ના કે હા પર જ અટકી રહ્યો છે; માટે તને હવે જેમ યોગ્ય લાગે તેમ કર." શહનશાહે પોતાના દુર્ભાગ્યનાં કારણો દર્શાવ્યાં

ગમે તેવા પણ પોતાના પિતાની આવી દીનવાણી અને તેના દુર્ભાગ્યનાં આવાં સબળ કારણો સાભળીને શાહજાદીનુ મન દ્રવી ગયું અને તેનાં નેત્રોમાંથી નીરની ધારા વહી નીકળી. તેનો કંઠ રુંધાઇ જવાથી થોડી વાર તો તે કાઇ પણ બોલી શકી નહિ; પરંતુ અંતે શોકને શમાવીને તે પોતાના તિરસ્કારના ભાવને ત્યાગી માયાળુતાથી શાહને સબોધીને કહેવા લાગી કે,—

"ક્િબ્લેગાહ, ફિકર ન કરો અને માયૂસ ન થાઓ. જો મારા જેવી એક નાચીજ દુખ્તરના ભોગે આપની અને આ મુગલિયા સલ્તનતની આબરુ તથા જાહોજલાલીનો બચાવ થતો હોય, તો ખુશીથી હુ મારી મરજી ન હોવા છતાં પણ મારા દુશ્મનના ફરજન્દની જૌજા (બીબી) થઇશ અને મારી જિન્દગીને બરબાદ કરીશ. ભલે તમે નાદિરને જઇને કહો કે, શાહજાદી તમારા નૂરનજર સાથે પરણવાને તૈયાર છે." શાહજાદી એટલું બોલીને અટકી ગઈ અને વળી કાઇક યાદ આવવાથી કહેવા લાગી કે,—" હ–પણ નાદિર સાથે એટલી શર્ત કરજો કે, જ્યાં સૂધી નાદિરશાહ હિન્દુસ્તાનની હદમા હશે, ત્યાં સૂધી શાહજાદી પોતાના શૌહર સાથે બીબી તરીકેનો કોઇપણ પ્રકારનો સબધ નહિ કરે અને પોતાનું મુખ પણ કોઇને નહિ બતાવે; કારણ કે, તેની એવી પ્રતિજ્ઞા છે."

"પણ જો નાદિર અથવા તેનો શાહજાદો આ શર્તને માન્ય ન રાખે તો?" શાહે શંકા બતાવી.

"મને ખાત્રી છે કે, તેઓ આ શર્તને જરૂર કબૂલ કરશે અને કરશે જ. છતા જો તેઓ કાંઈ વાધો ઉઠાવે, તો તેનો પછી બીજો ઇલાજ કરીશું" શાહજાદીએ નિશ્ચય દર્શાવ્યો.

શાહજાદીનાં આ આશ્વાસનદાયક વચનો સાભળીને શહનશાહના મનનો ભાર એકદમ ઓછો થઇ ગયો, તેની મુખમુદ્રા કાઇક પ્રફુલ્લ થઈ અને તે શાહજાદીને આશીર્વાદ આપતો બોલ્યો કે;—"કુર્રતુલ્અયન્! તારી ઉમ્રદરાજ થાઓ અને તારી બધી અલાબલા ટળી જાઓ. તેં જેવી રીતે

આજે પોતાના વાલિદને શાદ કર્યો છે, તેમ ખુદાવંદ કરીમ તમને હમેશ શાદ રાખો!"

"વાલિદે અયન! આ તમારી દુઆ છે કે બદ્દુઆ છે તે હું સમજી શકતી નથી. કારણ કે, એક ઔરતની શાદમાની હમેશા તેના શૌહરની શાદમાની સાથે જોડાયલી હોય છે અને તેથી આ મને આપેલી દુઆ ખરી રીતે મારા થનારા શૌહરને જ દુઆ આપ્યા બરાબર છે. તો શું તમે પોતાના દુશ્મનની આવી શાદમાની ઇચ્છો છો કે? હું એક દુશ્મનના ઘરમાં જતી હોવાથી સુખી છતા પણ દુઃખી જ રહેવાની છુ અને જીવતી હોવા છતાં મરેલી થવાની છુ—એટલા માટે તમે એવીજ બદ્દુઆ આપો કે,—"તારી ઉમ્ર થોડી થાઓ અને જેટલી અલાબલા હોય તે બધી તારાપર આવી પડો!' મારુ આ કથન અસત્ય તો નથી ને?" શાહજાદીએ વિલક્ષણ વિચાર દર્શાવ્યા

"નૂરેનજર પ્યારી દુખ્તર, તુ ગમે તેમ ધારે, પણ એક પિતાના મુખમાંથી પોતાની ઔલાદને માટે આવા શબ્દો કદાપિ નીકળી શકે તેમ નથી જ. વારુ ત્યારે હવે હુ જાઉં છું, કારણ કે, આજે સાંઝે નાદિરશાહને ભેટ સોગાદ આપવાનો સમારમ્ભ થવાનો છે, તેની બધી તૈયારી કરવાની છે અને ઉમરા સાથે કેટલીક મસ્લેહત ચલાવવાની છે." શાહે કહ્યુ.

"વારુ—પધારો ખુદા હાફિજ!" શાહજાદીએ કહ્યુ.

શાહ ગયો અને ત્યાર પછી શાહજાદી પોતાના પલગપર બેસી તકિયાને અઢેલીને ગભીર વિચારમા પડી ગઇ તે મનોગત કહેવા લાગી કે;—"શું, ત્યારે દિલ્લીના તૈમૂરખાન્દાનની શાહજાદી ઇરાનના એક ભટકતા લુટારાના ફરજંન્દની બીબી અન્તે થવાની જ ને? બાગે બિહિશ્ત હિન્દોસ્તાનમાથી આ કમ્નસીબ શાહજાદી ઇરાનના બેઆબ સહરા (જલહીન વાલુકાપ્રદેશ)માં જવાની ને? હા—અત્યારે તો નસીબનો રગ એવો જ દેખાય છે! પણ શુ, જો ઇન્સાન ધારે, તો પોતાના નસીબને ન બદલાવી શકે કે? શામાટે નહિ? 'હિમ્મતે મર્દા તો મદદે ખુદા' એ કહેવત ખોટી તો નથી જ. નાદિરશાહ જિદ્દે ભરાયો છે અને શહનશાહ નિરાશાથી દબાયો છે તો હવે મારે કોઇપણ યુક્તિ શોધી કાઢીને મુગલિયા ખાન્દાનની જતી આબરુને બચાવવી જ જોઇએ" પુનઃ તે વિચારમા પડી ગઈ અને કેટલીક વાર પછી જાણે નિદ્રામાંથી હબકીને જાગી ઊઠી હોયની, તે પ્રમાણે બોલી ઊઠી કે,—"હા—જો પાર પડે તો આ યુક્તિ ઠીક છે!" એવા નિશ્ચયપર આવી આમ તેમ જોઈ તેણે બાંદીને બોલાવવાના હેતુથી કહ્યુ કે,—"અરે, કોઇ છે કે?"

તરત પાસેના ઓરડામાથી એક ખ્વાજાસરા "હુકમ, શાહજાદી સાહબા!" કહેતો ત્યાં આવીને હાજર થયો.

"આગા, હુમીદાને જરા બોલાવ અને તેના અહીં આવ્યા પછી આસપાસના ઓરડામાં કોઈ રહેવા ન પામે, અને અહીં મારી પરવાનગી વગર કોઈ આવી ન શકે, એનો બરાબર ઇન્તેજામ રાખજે." શાહજાદીએ હુકમ ફર્માવ્યો.

"બસરોચશ્મ હુકમની તામીલ કરું છુ" એમ કહી મસ્તક નમાવી, ખ્વાજાસરા ત્યાંથી ચાલતો થયો અને શાહજાદી મનમા યુક્તિ ગોઠવતી હુમીદાના આગમનની અધીરતાથી માર્ગપ્રતીક્ષા કરવા લાગી

હુમીદા આવી અને શાહજાદી પાસે હાથ બાંધીને ઊભી રહી. શાહજાદીએ તેને હાથ ઝાલીને પોતાની પાસે જ પલંગપર બેસાડી. હુમીદાએ પૂછ્યું કે;–"કેમ, બાનો, અત્યારે અચાનક આ ખાદિમાને બોલાવી?"

"તને ખાદિમા મટાડીને એક શાહની બેગમ બનાવવા માટે." શાહજાદીએ માર્મિકતાથી કહ્યુ.

"એટલે? આ વળી શી મશ્કરી બાઇ!" હમીદાએ છણકો કરીને ઉદ્‌ગાર કાઢ્યો. "એક ચાકરડી તે વળી બેગમ થઈ શકે?"

"અને કદાચિત્ થઇ શકે એમ હોય તો તુ બેગમ થવાનું કબૂલ કરે ખરી કે નહિ?" શાહજાદી બોલી.

"લ્યો, આ વળી કેવો સવાલ? બેગમ થવાનુ તે કઇ અભાગણીને ન ગમે વારુ?" હુમીદાએ કહ્યુ

"ત્યારે તો મારી હુમીદાને હુ જરૂર બેગમ બનાવીશ."

"ને એમજ હશે તો હું પણ જરૂર બેગમ બનીશ."

શાહજાદી જનાનખાનાની ઓરતો સાથે ઘણીક વાર આમ વિનોદ કરતી હતી અને તેમા પણ હુમીદા સાથે તેનો મશ્કરી ઠઠ્ઠાનો વધારે વ્યવહાર હતો, એટલે આજના આ પ્રસગને પણ વિનોદનો પ્રસંગ ધારીને હુમીદા પણ હામા હા મેળવતી ગઇ, પરંતુ શાહજાદીના આજના વિનોદનો ભાવાર્થ કાઇક જૂદો હતો, એ તે બિચારીના જાણવામા આવી શક્યુ નહિ એટલે હવે બુદ્ધિમતી શાહજાદીએ એ વિનોદને ગંભીરતાનુ રૂપ આપીને કહ્યુ કે;– "હુમીદા, આપણા રોજના મશ્કરી ઠઠ્ઠા પ્રમાણે આજની આ વાત પણ તેવી જ એક મશ્કરી છે, એમ તારે સમજવું નહિ આજે–અત્યારે હું જે કાંઈ બોલુ છું તે બોલવું ગભીર અને ખરુ છે અને જો તારામા હિમ્મત અને સાહસ હોય તો થોડા વખતમાં જ તું ખરેખર બેગમ બની શકે એમ છે"

"તે કેવી રીતે?" હુમીદાએ આતુરતાથી પૂછ્યું.

"નાદિરશાહના નૂરેચશ્મ સાથે મારી શાદી થવાની વાત જાહેર થઈ ચૂકી છે એ તો તુ જાણે જ છે."

"જી હા."

"અને મારો તેની સાથે પરણવાનો બિલ્કુલ વિચાર નથી, એ વાત પણ કાંઇ તારી જાણ બહાર તો નથી જ"

"જી હા, એ પણ ખરું અને મારો પણ આપ તેની જોડે શાદીના ગાંઠથી ન બંધાઓ તો સારુ એવો જ અભિપ્રાય છે." હમીદા બોલી

"પણ મારા વાલિદે અયનના ઘણાજ દબાણને લીધે મારી મરજી ન હોવા છતાં પણ આજે હુ તેમને તેમની ઇચ્છા પ્રમાણે નાદિરની પુત્રવધૂ થવા માટેનુ વચન આપી ચૂકી છું" શાહજાદી બોલી.

આ વાર્તા જાણતા જ હમીદા આશ્ચર્ય ચકિત થઈ ગઈ અને તેના હૃદયમાં એક પ્રકારના આવેશનો આવિર્ભાવ થતાં તે કાંઈક ઠપકા જેવા સ્વરૂપમા બોલી કે,–"ત્યારે અંતે સિંહે તૃણ ખાવાનું કબૂલ્યુ? સમુદ્રે માઝા મૂકી? સતીનું મન પરપુરુષમા પરોવાયુ? સૂર્યમા અંધકાર છવાયો? અને શાહજાદીએ દુસ્મનના છોકરા સાથે પરણવાની હા પાડી?"

"મેં હા તો પાડી છે, પણ મારી એ હા જ તને જો તું મારુ કહ્યુ માને તો બેગમ બનાવે એમ છે!" શાહજાદીએ પાછી એ વાક્યથી તેને ગુંચવાડામા નાખી દીધી

"એટલે?" હમીદાએ વિસ્મયતાથી પૂછ્યું.

"હમીદા, જો તુ મારા કરતાં શબાબ (યૌવન) અને હુસ્ન (સૌન્દર્ય) માં કોઈપણ રીતે ઉતરતી કે ઓછી નથી, આપણી ઉમ્ર એક સરખી જ છે અને આપણા ચ્હેરા તથા કદ પણ ઘણે ભાગે એક બીજાને મળતા જ છે. તેમજ તને તારા માતા, પિતા કે ભ્રાતા કોઈ ન હોવાથી બાલ્યાવસ્થાથી મારી એક મૈત્રિણી તરીકે મેં જ ઉછેરીને મોટી કરી છે, તો આવા વખતમાં શું તુ મારી સેવા નહિ બજાવે? તારી એક મેહરબાન શાહજાદી અને આ દિલ્લીના તખ્તોતાજની ઇજ્જત અને હુરમત નહિ બચાવે?" શાહજાદીએ બહુ જ નમ્રતા અને દયાજનક મુદ્રાથી આ વાક્યો ઉચ્ચાર્યાં

"શાહજાદી, આપના અને દિલ્લીના તખ્તોતાજના ભલાની ખાતર હું મારા પ્રાણ અર્પણ કરવાને પણ તૈયાર છું નમકહલાલી શી ચીજ છે તે આ નાચીજ હમીદા સારી રીતે જાણે છે,–

યે કહતે હયેં કે ઉઠગઈ હય વફા સારે જમાનેસે,
હમીદાકી વફા માલૂમ હોગી આજમાનેસે!"*

---

*"લોકો એમ કહે છે કે, આ સમસ્ત વિશ્વમાથી કૃતજ્ઞતાનો લોપ થયો છે; પરતુ આ હમીદાની કૃતજ્ઞતાને અજમાવ્યા પછી જાણી શકશો" એક ઉર્દુ કવિ

"શાબાશ, મરહબા, આફરીન!" શાહજાદીએ ધન્યવાદ આપીને તેની પ્રશંસા કરી અને કહ્યું કે;—ત્યારે તારે મારી ખાતર એટલુ જ કરવાનુ છે કે, મારે બદલે તુજ શાહજાદી થઇને નાદિરના નૂરેનજર સાથે પરણી જા, અને મને જિલ્લતથી બચાવ!"

વફાદાર હમીદા શાહજાદીતું આ વચન સાંભળીને આંખ્યો ફાડીને તેને જોવા લાગી અને કાંઇક કોપ બતાવતી બોલી કે,—"શાહજાદી સાહબા, આજે આપની બુદ્ધિ આમ બ્હેર કેમ મારી ગઇ છે વારુ? જે આપનો અને મુગલિયા ખાન્દાનનો દુશ્મન તે મારો દુશ્મન નહિ કે? બીજી ગમે તે સેવા બતાવો, પણ આ સેવાથી તો મોઆફ ફરમાવો"

"હમીદા, વફાદારીના આવા ઉંડા અર્થો નિપજાવવાનો આ સમય નથી મારી આશાઓનો બધો આધાર તારી ના અને હા ઊપરજ લટકેલો છે—તારી ના મને મારશે અને તારી હા મને તારશે. વળી આમ કરવામાં તારી કશી હાનિ થવાની નથી તારે તો આના કરતા પણ ઊંચા દરજાપર ચઢવાનું છે, એનો પણ વિચાર કર અને પછી જવાબ આપ." શાહજાદીએ પુન આગ્રહ કર્યો

"શાહજાદી સાહબા, હું પણ દિલ્લીના શહનશાહના જનાનખાનામા મારી ઉમ્ર વીતાડી ચૂકી છું એટલે આપના આવા સમજાવ્યાથી ભોળવાઈ જાઉ તેવી નથી જો મારા ભેદની કોઇને જાણ ન થાય, તો તો જાણે ઠીક, પણ હુ જાણી જોઇને શાહજાદી બની પરણી આવેલી છું અને ખરી શાહજાદી નથી, એ વાત જો નાદિરના જાણવામા આવી જાય, તો તે વેળાએ મારી કેવી દુર્દશા થાય અને મારે કૂતરાના મૌતથી મરવુ પડે એનો કાંઇ આપે વિચાર કર્યો હોય એમ દેખાતુ નથી." હમીદાએ કોટિ લડાવી

"પણ તુ તો મારા ભલા ખાતર પ્રાણ અર્પણ કરવાને તૈયાર છે અને ભવિષ્યના આવા શંકાસ્પદ ભયથી હિંમત હારી જાય છે?" શાહજાદીએ તેની કોટિમાં તેને જ સપડાવી

"ના, હું હિંમત હારી જતી નથી, પણ આપને માત્ર એટલું જ બતાવવા માગું છુ કે, હું બેગમ થવાના લોભથી આપના વચનને માન આપવાને તૈયાર નથી, કિન્તુ આપના હિત માટે પ્રાણ અર્પવાના વિચારથી કદાચિત્ આપના વચનને માન આપું" હમીદાએ કહ્યુ

"ઠીક, એમ તો એમ પણ હમીદા, મારી ધારણા પ્રમાણે તો તને નાદિરના જનાનખાનામાં કોઈ ઓળખી શકે તેમ નથી, કારણ કે નાદિરના જનાની કોઇપણ ખાનમને અત્યાર સુધી મેં મારા મહલમાં આવવા દીધી નથી તેમજ હું પણ તેમની પાસે ગઇ નથી. વળી મારી

કોઇ તસ્વીર પણ નથી કે જેના આધારે તેમનામાથી કોઇ તારા શાહજાદી પણામાં શંકા લાવે આ સર્વ બાબતો તારી નિર્ભયતાના પક્ષમાં જ જાય છે કેમ ખરુ કે નહિ ?" શાહજાદીએ સ્વેચ્છિત વિવેચન કર્યું.

"શાહજાદી, આજની ચિન્તાએ તમારા હોશોહવાસનો નાશ કરી નાખ્યો છે; કારણ કે, કેટલીક મોટી મોટી વાર્તા પણ આપના દિમાગમાથી આજે નીકળી ગઈ છે શું, આપણા જનાનખાનામા વસેલી અને રાજપૂત બેગમની પ્યારી થએલી મીરાંબાઈ નાદિરની મજારે નજર થઇ છે અને લાં સિતારાના નામથી ઓળખાય છે, એ વાત આપને યાદ નથી કે? હજી તો કાલે જ પેલી બાંદીએ એ વાર્તા આપણને કહી હતી" હુમીદાએ એક ભૂલાયલી વાતની યાદ દેવડાવી.

"અફસોસ—સદહજાર અફસોસ—મારી એકની એક આશાન માર્ગમાં આ નિરાશારૂપ પાષાણ આવી પડ્યો! પણ નહિ, ગમે તેવી પણ મીરાંબાઈ એક રાજપૂત રમણી છે અને તેના પૂર્વ વૃત્તાતની સ્મૃતિ કરત તે એક સ્રીના હૃદયને અને ખાન્દાનની આબરની કિમતને સારીરીતે જાણ શકે છે, એવી મારી ખાત્રી છે. એનો પણ હું ઉપાય કરીશ," પણ તારી હા છે કે ના?" શાહજાદીએ હિમ્મત બતાવીને કહ્યું.

"જો આપ નિર્ભય થતા હો, આપની આબરનો મારા ભોગે બચાવ થતો હોય અને મુગલિયા ખાન્દાનની હુરમત જળવાતી હોય તો હુ આપના કહેવા પ્રમાણે દીવો લઇને કુવામાં પડવાને તૈયાર છુ મારા વિશે આપ લેશ માત્ર પણ શંકા રાખશો નહિ." હુમીદાએ અંતે હા પાડીને પોતાની નમકહલાલી બતાવી આપી.

"શાબાશ, સારૂ અત્યારથી હવે તારે મારા મહેલમાંથી બહાર પગ ન મૂકવો અને બીજાઓની નજરે ન પડવું હું મીરાંબાઇ ઉર્ફે સિતારાને અહીં બોલાવું છુ." એમ કહી શાહજાદીએ એક રૂકો લખ્યો અને ખાજાસરાને બોલાવી તે રૂકો તેના હાથમાં આપીને કહ્યુ કે,—"આગા, આ રૂકો નાદિરશાહના જનાનખાનામા લઇ જા અને તેમનાં નવાં બેગમ સિતારા ખાનમને આપ."

"જી હજૂર!" કહી આગા ચાલતો થયો.

શાહજાદી અને હુમીદા સિતારાને કેવી રીતે સમજાવવી અને રસ્તાપર લાવવી, એ વિષેનો એક બીજા સાથે મળીને વિચાર ચલાવવા લાગી. કેટલાક સમય પછી આગા એવો જવાબ લાવ્યો કે, "સિતારા ખાનમે કહેવડાવ્યુ છે કે, શાહ સાંઝે દરબારમા પધારશે, તે વેળાએ હુ આપની જિયારતે આવીશ."



## પ્રકરણ ૧૧ મું.

### સાદતખાનનો એક નવીન પ્રપંચ.

દીવાને આમમાં એક સર્વ સાધારણ સભા ભરીને નાદિરને ભેટ અને નજરાણા વગેરે આપવાનો સમારંભ થવાનો છે, એ વાતની સાદતખાનને પ્રથમથી જ ખબર હતી અને નિઝામુલ્મુલ્કે નાદિરશાહ સાથે કરેલી છુપી મસ્લેહત પ્રમાણે બાદશાહ ભેટ તરીકે નાદિરને બે કરોડ રુપિયાની રકમ આપવાનો છે, એ પણ તે જાણતો હતો પરંતુ 'જો નિઝામુલ્મુલ્કની કરેલી વ્યવસ્થા પ્રમાણે જ બધી વાત પાર પડી જશે, તો બાદશાહના દરબારમાં તેનું ગૌરવ વધશે અને મારી જે લાંબા વખતની આશા છે તે કદાપિ પૂર્ણ થશે નહિ. અર્થાત્ હવે મારા લાભ માટેનો મારે કોઇપણ ઉપાય શોધી કાઢવો જોઇએ.' એવા વિચારથી સાદતખાન નિઝામુલ્મુલ્કને હેઠો પાડવાની કોઈ યુક્તિ વિશેનો હૃદયમાં શોધ કરવા લાગ્યો. એ તો આપણે આગળથી જ જાણી ચૂક્યા છીએ કે, નિઝામુલ્મુલ્ક અને સાદતખાન બન્ને દિલ્લીના બાદશાહના ગુપ્ત વિરોધી અને સ્વામિદ્રોહી સેવકો હતા અને કેટલીક ખટપટોમાં તેઓ એક બીજા સાથે જોડાયલા હતા. પરંતુ સ્વાર્થસાધુ અને કપટી મનુષ્યો પોતાના બંધુ કિંવા મિત્ર સાથે પણ નિષ્કપટ વર્ત્તન રાખતા નથી અને પોતાના સ્વાર્થનો વિષય આવે, ત્યાં સંબંધ કે વચન ઇત્યાદિનો લેશ માત્ર પણ વિચાર કરતા નથી એ નિયમ પ્રમાણે નિઝામુલ્મુલ્ક અને સાદતખાન ખટપટમાં એકબીજાના ભાગીદાર હોવા છતાં અંદરખાનેથી એકબીજાના દુશ્મન હતા અને એક બીજાને ઉડાવી દેવાના પ્રસંગને પળે પળે શોધ્યા કરતા હતા. એ પરસ્પર મત્સર અને પ્રતિસ્પર્ધાનો મૂળ હેતુ એ હતો કે, 'શહનશાહે દિલ્લીના દરબારમાં આપણું મહત્ત્વ વધે અને આપણે સ્વતંત્ર રાજા થઈ જઇએ, એવી ઉભયની એકસરખી ઇચ્છા હતી. વળી યુદ્ધમાં વઝીરે આજમ અમીરુલ્ઉમરા ખાનદૌરાનનો સ્વર્ગવાસ થએલો હોવાથી એ પદવી આપણને મળે તો બહુ જ સારું, એવી સાદતખાનની અત્યંત મનીષા હતી અને નિઝામુલ્મુલ્કની પણ એ ખાલી પડેલા મહાન્ પદપર કાકદૃષ્ટિ હતી. આ કારણ અને સ્વાર્થ માટે જ સાદતખાન જે વેળાએ નાદિરની છાવણીમાં કેદ હતો, તે વેળાએ નાદિરને 'હું બાદશાહ પાસેથી આપને બે કરોડ રૂપિયા અપાવીશ' એમ કહ્યું હતું અને ત્યાર કેડે ત્યાંથી દિલ્લીમાં આવ્યા પછી બાદશાહને એણે સમજાવ્યું કે,–"નાદિરશાહને કેવળ બે કરોડ રૂપિયા આપશો, એટલે તે શાંતિથી પાછો ચાલ્યો જશે, એવી મેં વ્યવસ્થા કરી છે." એ પછી નિઝામુલ્મુલ્કને બાદશાહે કોઈ કારણવશાત્ નાદિરશાહ પાસે મોકલ્યો હતે તે વેળાએ સાદતખાન સાથે થએલી વાતચીતને દૃઢ કરવા માટે

નાદિરને અગડમ્ બગડમ્ સમજાવીને તેના હાથનો તેણે બાદશાહના નામપર એવો એક રુક્કો લખાવી લીધો કે;—"જો તમો મને બે કરોડ રૂપિયા આપશો, તો હું સ્નેહમાં કોઇ પણ પ્રકારનો ભંગ ન કરતાં પાછો ઇરાન ચાલ્યો જઇશ.' આ રુક્કો બાદશાહને આપી તેણે બાદશાહને કહ્યું કે; "જહાંપનાહ, સાદતખાને પોતાના કહેવા પ્રમાણેની નાદિરશાહ સાથે કોઇ પણ પ્રકારની વ્યવસ્થા કરી જ નહોતી; પણ આપણી શહનશાહતના લાભનો વિચાર કરીને એ વ્યવસ્થા હું કરી આવ્યો છું અને આ તેનું પ્રત્યક્ષ પ્રમાણ છે." બાદશાહનો સાદતખાન તરફ કેટલોક તિરસ્કાર તો હતો જ, એટલે નિજામુલ્મુલ્કનું આ કથન તેને અક્ષરે અક્ષર સત્ય ભાસ્યું અને તેથી તેનું તેણે ખુલ્લી રીતે અતિશય ગૌરવ કરીને તેને કેટલીક ભેટ સોગાદોથી નવાજી ભાવી ઉન્નતિની મોટી મોટી આશાઓ પણ આપી. આ વૃત્તાંત પોતાના ગુપ્ત સાથી રજીયુદ્દીનદ્વારા જ્યારે સાદતખાનના જાણવામાં આવ્યો, ત્યારે પોતાના ઇષ્ટ હેતુને અફળ થએલો જોઇને તેના હૃદયમાં અનિવાર્ય શોક અને ખેદના આઘાતો થવા લાગ્યા. મનમાં અનેક પ્રકારના તર્ક વિતર્ક કરી અંતે એક નિશ્ચયપર આવીને તે ખાસ નાદિરની મુલાકાતે જવાને તૈયાર થયો અને પોતાના અનુચરને મોકલી નાદિર સાથે ખાનગીમા વાતચીત કરવાની પરવાનગી તેણે મગાવી લીધી. જે વેળાએ બાદશાહ શાહજાદીના મહાલયમા ગયો હતો, તે વેળાએ સાદતખાન નાદિર પાસે બેઠો હતો, અને તેમની વચ્ચે ચાલેલી વાતચીત નીચે પ્રમાણે હતી,—

"શહનશાહે ઇરાન, મેં સાભળ્યું છે કે, આપ દિલ્લીના બાદશાહની સાધારણ મેહમાનીથી સંતુષ્ટ થઇ કેવળ બે કરોડ રૂપિયાની રકમ લઇને જ પાછા જવા માગો છો. એ વાત ખરી છે કે શું?" સાદતે પૂછ્યું.

"એ વિશે બીજીવાર પૂછવાનું શુ કારણ છે? કારણ કે, તમે પણ એટલી રકમ આપવાનું જ મારી સાથે નક્કી કર્યું હતુ અને નિજામુલ્મુલ્ક એની પકાઇ કરી ગયા છે." નાદિરે વ્યાજબી જવાબ આપ્યો.

"આપનું ફર્માન રાસ્ત છે, પણ ખરી રીતે જોતાં તે વખતે મારી એ ભૂલ જ થએલી હતી અને જ્યારે પ્રથમથી જ મેં આપને આમંત્રણ કરીને બોલાવ્યા છે અને આપના ખેરખાહોના દફતરમાં હું મારું નામ નોંધાવી ચૂકયો છું, તો હવે મારે આપનો લાભ જેથી વધારે જળવાય તેવા પ્રયત્નો કરવા જ જોઇએ. મેં જ્યારે હિન્દુસ્તાન અને દિલ્હીના બાદશાહની સાપત્તિક પરિસ્થિતિનો શાંત ચિત્તથી વિચાર કરી જોયો, ત્યારે મારો એ જ નિશ્ચય થયો કે, આપના પરિશ્રમને જોતાં આ બે કરોડની રકમ કુછ બિસાતમા નથી અને શહનશાહ જો ઇચ્છે તો એના કરતાં દશ

ઉભો હતો. તેણે તેને સવાલ કર્યો કે,–"કેમ, મેહરબાન આકા, શો અંજામ આવ્યો ?"

"બન્દેને મયદાન માર લિયા !" સાદતે ઉદ્ગાર કાઢ્યો

"આમીન !" રજીયુદ્દીને મુબારકબાદી આપી.

સાદતખાનના ગમન સમયે નાદિરશાહે તેની તરફ જે દૃષ્ટિપાત કર્યો હતો, તેને જોનાર જો કોઈ અનુભવી કવિ કિંવા રાજનીતિકુશળ પુરુષ ઉપસ્થિત હોત, તો તેની તે દૃષ્ટિમા સમાયલા તિરસ્કાર અને ધિક્કારના ભાવને તે તરત જાણી લેત પરતુ સ્વાર્થપરાયણતાએ સાદતના તે સારાસાર વિચારની શક્તિનો લોપ કરી નાખ્યો હતો, એટલે તે પોતાના ભાવી ભયથી સર્વથા અજ્ઞાત જ રહ્યો અથવા તો પરમેશ્વરે જ કૃતઘ્નને જાણી જોઇને ભૂલાવામાં નાખી દીધો, એમ માનવામા પણ હરકત નથી સાદતખાન ઘેર આવીને સાંજે ભરાનાર દરબારમા જવાની તૈયારી કરવા લાગ્યો અને નાદિરને ભેટ તરીકે આપવાની ચીજો તૈયાર કરી રાખી

સુજ્ઞ વાચકો, ચાલો ત્યારે આપણે પણ હવે તૈયારી કરીને દિલ્લીના દીવાને આમમાં ભરાયલા તે દરબાર અને સાદતખાનના પ્રપચના પરિણામનું અવલોકન કરવા માટે ત્યા જઇએ અને આ નશ્વર જગતના શાશ્વત અનુભવના કાંઇક ભાગી થઇએ કારણ કે, નાના પ્રકારના અનુભવો મેળવવા માટે જ આપણે આ સસારમા આવ્યા છીએ અને ઇતિહાસનો અનુભવ સર્વોત્કૃષ્ટ હોવાથી કોઇપણ રીતે ઐતિહાસિક અનુભવ મેળવવો, એ આપણુ પરમ કર્ત્તવ્ય છે. એ અનુભવ વિના ભારતના ઉદ્ધારની આશા રાખવી સર્વથા વ્યર્થ, ખપુષ્પસમાન અને વધ્યાપુત્રવત છે આવો ત્યારે ઉતાવળ કરો અને આગળ આગળ વધતા રહો.



## પ્રકરણ ૧૨ મું.

## દીવાનેઆમમાં દ્રવ્યપર્વત !

દીવાનેઆમ નામક દિલ્લીના બાદશાહનુ સભાસદન સોનેરી રગની વેલબૂટીવડે સુશોભિત કરેલુ હતુ અને જે સમયનો ઇતિહાસ અત્યારે વર્ણવાય છે, તે સમયમા ત્યા વિપુલ વૈભવનો નિવાસ જોવામા આવતો હતો. એ દીવાનખાનાની આખી છત ચાંદીની હતી અને તેમાં સુંદર નકશીકામ કરવામા આવ્યુ હતુ. એ દીવાનખાનાના પ્રત્યેક સ્તભને આસમાની રંગનો ચળકતો મુલામો ચઢાવેલો હતો અને તેમા સુદર પુષ્પો કોરેલાં હતાં એ દીવાનખાનાનું એકદર નકશીકામ અપ્રતિમ કરવામાં આવ્યુ હતું એટલુ જ નહિ, પણ તેમા કેટલીક ઇતિહાસપ્રસિદ્ધ ઘટનાઓના ઘણા જ

માર્મિક ચિત્રો પણ આળેખેલાં હતાં. શાહજહાન બાદશાહે જ્યારે તાજ-મહાલ બધાવ્યો, ત્યારે શીરાજના પ્રખ્યાત શિલ્પશાસ્ત્રી અમાનતખાનને તેમાં તેનુ પોતાનુ નામ લખવાની પરવાનગી આપી હતી. તે પરવાનગી પ્રમાણે તેણે તાજમહાલની એક બાજૂએ 'શીરાજનો ગરીબ ફકીર અમાનતખાન' એટલા શબ્દો લખેલા છે અને હિજરી વર્ષ ૧૦૪૮ નો તે સાથે ઉલ્લેખ કરવામા આવ્યો છે. એ જ પ્રમાણે, શાહજહાન બાદશાહે આ મહાલયની ચિત્રમાળામાં એક યૂરોપીયન ચિત્રકળાકુશળને સ્પેનિશ્ પોશાક સહિત તેની પોતાની તસ્વીર ચીતરવાની પરવાનગી આપી હતી. એ ચિત્રકારનું નામ ઑસ્ટિનડિઓર્ડો હતુ એ કુશળ ચિત્રકારે હિન્દુસ્તાનમાંના સર્વ પ્રકારના પક્ષીઓની સુદર પ્રતિકૃતિઓ એ દીવાનખાનામા રગી હતી અને એક સ્થળે તેણે એક પાણીદાર તલવારનુ ચિત્ર આલેખ્યું હતુ. એ ચિત્રનો ઇતિહાસ એવો હતો કે, એક સમયે ચિત્તોડનો એક રાજકુમાર દિલ્લીના દરબારમા બેઠો હતો, એટલામા બાદશાહના કૃપાભાગી એક મુસલ્માન સરદારે તેનુ કાંઇક અપમાન કર્યું અને એ અપમાનને સહન ન કરી શકવાથી તત્કાળ તે રાજપૂત કુમારે પોતાના ખજરને મ્યાનમાંથી બહાર કાઢીને ભર્ દરબારમા બાદશાહ સમક્ષ તેનો વધ કરી પોતાના અપમાનનો બદલો વાળી લીધો. એનુ કારણ પૂછતા બાદશાહને તેણે 'લેડી આફ્ ધિ લેક્' નામક કાવ્યમાના રોડરિક્ દૂનાં,—

> "I right my wrongs where they are given
> Though it where in the court of Heaven!"*

એવા આશયનું ઉત્તર આપ્યુ અને પોતાના એ શૌર્યપૂર્ણ ભાષણથી સમસ્ત સભાસદોને આશ્ચર્ય ચકિત કરી નાખ્યા! એ શૂરવીર રાજપૂત કુમારની તલવારને જ એ ચિત્રમાં આળેખવામા આવી છે. અસ્તુ. એ મહાલયની સૌન્દર્ય મર્યાદાની કાંઈ આટલેથી જ સમાપ્તિ થતી નથી; કિન્તુ એથી પણ વિશેષ આશ્ચર્યકારક વસ્તુઓ તે સમયમાં ત્યા હતી તે આપણે હજી જોવાની છે. એ મહાલયના મધ્ય ભાગમા દશ ફીટની ઊંચાઇનો સગેમરમર નામના પાષાણનો એક ઓટલો હતો, (કે જે અદ્યાપિ છે,) અને તેની ઉપર મેઘાડબરીય ઢાઢનો શિખરાકાર એક શિરોભાગ કરેલો હતો. તે શિરોભાગ સ્ફટિકવત્ શુભ્ર હોઇને તેમાં શિલ્પશાસ્ત્રીના કૌશલ્યનો પરમાવધિ જ થયેલો હતો. એ સુદર સ્થળના મધ્ય ભાગમાં 'દિલ્લીશ્વરો વા જગદીશ્વરો વા'નું 'તખ્તે તાઊસ' (મયૂરાસન) નામનુ જગત્પ્રસિદ્ધ

* એનો ભાવાર્થ એવો થાય છે કે, "મને જે સ્થળે અન્યાય આપવામા આવ્યો છે, તે સ્થળે જ હુ તેનો બદલો લઉં છુ એ અન્યાય કદાચિત્ સ્વર્ગની સભામા અપાયો હોય, તોપણ તેની મને દરકાર નથી!" સ્કૉટ્.

સર્વ પદવીધર અમીર ઉમરા, નગરના પ્રતિષ્ઠિત અને ધનાઢ્ય પુરુષો, સૈન્યાધિકારીઓ અને અન્ય આમંત્રિત જનો દીવાનેઆમમાં આગળથી થએલી ગોઠવણ પ્રમાણે આવી લાગ્યા હતા. આ પ્રસગે એક વિશેષતા એ હતી કે, દીવાનેઆમની ભીંતિને અઢેલીને ઘણાક હારબધ માણસો ઊભા હતા અને તે સર્વના હાથમાં થાળ, કરંડિયા આદિ એક કે બીજી વસ્તુ જોવામાં આવતી હતી. એમના પોષાક અને દેખાવથી એઓ અમીર ઉમરા આદિના અનુચરો હોવા જોઇએ, એમ તરત દેખાઇ આવતુ હતુ અને તેમના હાથમાંની વસ્તુ તે **નાદિરને** ભેટ આપવા માટેની વસ્તુઓ હતી, એ પણ નવેસરથી કહેવાની કાંઇ અગત્ય નથી કવિ, ભાટ, ચારણ, ગવૈયા અને તવાયફ આદિની પણ ગેરહાજરી તો ન હોતી જ દીવાનેઆમની બહાર લશ્કરી સિપાહો સફ સમારીને ઊભા હતા અને તેઓ **નાદિર**-શાહ તથા મહમ્મદશાહના આગમનની માર્ગપ્રતીક્ષા કરતા તેમને માન આપવાં માટે આતુર થઇ રહ્યા હતા

નિયત સમયે **નાદિરશાહ** અને **મહમ્મદશાહ** દીવાને આમના દ્વારપર આવી લાગ્યા અને ત્યાં પાથરવામા આવેલા સુદર ગાલીચાપરથી ચાલીને અંદર ગયા એ વેળાએ **નાદિરનો** શાહજાદો અને દિલ્લીના બાદશાહનો ભાવી જામાતા રેજાકુલીખાન, **નાદિરનો** વજીર **તહેમાસ્પખાન** અને બીજા ઇરાની સરદારો પણ પૂર ઠાઠમાઠથી દરબારમા આવ્યા હતા **નાદિરે** મયૂરાસનપર પોતાનુ સ્થાન લીધુ, દિલ્લીનો શાહ પાસેના બીજા આસનપર બેઠો અને અન્ય પદવીધરો તેમના યોગ્ય આસનોપર ગોઠવાઇ ગયા. તરત એક ભાટે ઊઠીને **નાદિરની** પ્રશસાત્મક એક કવિતા લલકારીને ધ્વનિ કર્યો,-

"ઉદ્ધત અપાર તવ દુદુભી ધુકાર સાથ,
લઘૈ પારાવાર વૃદ વૈરી બાલકન કે,
તેરે ચતુરંગ કે તુરગન કે રંગે રજ,
સાથ હી ઉડાત રજપુંજ હૈ પરત કે,
આલિજાહ **નાદિર** બહાદુર કે હાથ ચઢે,
ધનુખ કે સાથ ગઢ કોટ દુરજન કે,
કવિ યે અસીસેં દેહિ કરત કસીસેં પુનિ,
તોપનકે સાથ છૂટૈં પ્રાન દુશમન કે!"

દરબારમા એ કવિતા સાભળતા વાહવાહ વાહવાહનો ગગનભેદક ધ્વનિ થયો અને ભાટને શાલદુશાલા તથા ઇનામથી નવાજવામા આવ્યો. તરત જ એક બીજો કવિ ઉભો થયો અને તે નીચે પ્રમાણે પોતાની બનાવેલી કવિતા લલકારવા લાગ્યો,-

"મિત્રનકો ઉત્સાહ, દાહ શત્રુનકે મનકો,
બીરનકો શૃંગાર, દાગ કાયરકે તનકો,
અચલ કીર્ત્તિકો લોભિ, ત્યાગિ છનભંગુર ધનકો,
નાદિર કુલીખાન, કેસરી કરાલ રનકો,
આજ અચલ ઉત્સવ ભયો, આપ પધારે ધામમેં,
જય પ્રતિનાદ સુનાત હૈ, નાદિર તોરે નામમેં!"

યથાનિયમ એ કવિનુ પણ પૂર્વવત્ યથોચિત ગૌરવ કરવામા આવ્યુ અને એ પછી કેટલાક અન્ય કવિઓની કવિતાઓનુ વાચન પૂરૂ થતા અતે દિલ્લીની સારામા સારી સંગીત અને નૃત્યકળાકુશળ હુસ્નમતજાનને તેના સંગીતના આરભથી નાદિરને રીઝવવા માટેની બાદશાહ તરફથી આજ્ઞા આપવામાં આવી. હુસ્નમતજાન ચટકીલી અદાથી ઊભી થઈ અને સર્વ પ્રેક્ષકો કિવા શ્રોતાઓનુ ધ્યાન હવે એનામાં જ સંપૂર્ણતાથી પરોવાયુ.

અહીં એ હુસ્નમતજાનનો થોડોક પરિચય આપીશુ, તો તે અપ્રાસગિક તો નહિ જ ગણાય હુસ્નમતજાન જો કે એક કળાવતી અથવા વારાંગના હતી, છતા તે કેવળ સંગીત અને નૃત્યનોજ વ્યવસાય કરતી હતી. નીચ વ્યવસાયથી કદાપિ ધનોપાર્જન કરતી નહોતી એ શરીરે કિંચિત્ પુષ્ટ, ગૌર વર્ણ, ગંભીર મુખમુદ્રાવાળી અને સુશિક્ષિત સ્ત્રી હતી અને તેમાં પણ શીળીના મુખમડળમા છૂટા છવાયા દાગથી તેની ગંભીરતામા ઓર વધારો થએલો જોવામા આવતો હતો હુસ્નમતજાન્ એવી રીતે સૌન્દર્યવતી, વિદ્યાવતી, વિનયવતી અને અદ્વિતીય સંગીતનૃત્યકુશલા હોવાથી દિલ્લીના ઘણાક ઐયાશ (વિલાસી) અમીર ઉમરા એનાપર મરતા હતા અને એના પ્રેમને મેળવવા માટે રાત દિવસ પ્રયત્ન કરતા હતા, પણ હુસ્નમતજાન પોતાના એક સુધાકર નામના ગરીબ હિન્દુ પ્રિયકર વિના અન્યને પિતા કે ભ્રાતા સમાન જ માનતી હતી અને સંગીતથી હજારો રૂપિયા મેળવતી હોવાથી પૈસાનો તેને જરા પણ લોભ ન હોતો કેટલાક હિન્દુઓ એને 'દિલ્લીની વસંતસેના'ના નામથી પણ ઓળખતા હતા અને એ નામ હુસ્નમતજાનને સર્વથા યોગ્ય જ હતુ અસ્તુ અત્યારે હુસ્નમતજાન પોતાના તવાયફના પોશાકમા ઠાઠમાઠ કરીને આવેલી હોવાથી વળી વધારે ધ્યાન ખેંચનારી થઇ પડી હતી તેણે પોતાના કોકિલા સમાન કંઠથી બહુ જથામાં નીચેની ગજલ ગાવાનો આરંભ કર્યો. સારગીના સ્વર સાથે તેના સ્વરની એકતાનતા થઈ ગઈ એ ગજલ જો કે ફારસીમા છે, પરતુ અમારા ગુર્જરવાચકો એના આશયને બરાબર સમજી શકે, એટલા માટે અમે તેનુ અહીં ગુજરાતી રૂપાન્તર કિવા ભાષાન્તર જ આપીએ છીએ.

"વખત પલટાય છે જ્યારે બધુ પલટાઈ જાયે છે;
બને છે શાહ *ખાદિમ ને ગુલામો શાહ થાયે છે,–વખત
રહે છે †ઉલ્લુ ‡ગુલ્શનમા હતો જ્યા વાસ બુલ્બુલનો,
મયૂરો જ્યા હતા ત્યા કાગડાઓ રાગ ગાયે છે,–વખત
હતો ખોંખાર §અસ્પોનો ‖ખરો ત્યાં ભૂંકતા જોયા,
હતા જ્યા દાન કરનારા લુટારા ત્યા જણાયે છે,–વખત.
નથી એ દોષ કોઇનો ખરેખર ખૂબી કિસ્મતની,
હતો જે ભક્ષ સિંહોનો +શૃગાલો આજ ખાયે છે;–વખત.
ફકત છે જાહો હશ્મત આ દિવસ બેની અરે ગાફિલ,
બની મગરૂર ઈન્સા તુ વૃથા શાને ફુલાયે છે?"–વખત

હુશ્મતની આ ગ઼જલ સાંભળીને નાદિરના મુખમંડળમાં એક પ્રકારની ગાઢ ગભીરતાની છાયા છવાઈ ગઈ અને તેના નેત્રોની અવલોકનકૃતિમા પ્રત્યક્ષ કોપનાં ચિન્હો દૃષ્ટિગોચર થવા લાગ્યા તેના આવા રગને જોઇને દરબારમાં બેઠેલા સર્વજનો અને બાદશાહ પોતે પણ થરથર કપવા લાગ્યા અને હુશ્મતજાનપર મનમાં અભિશાપોની વૃષ્ટિ વર્ષાવવા લાગ્યા. હુશ્મતના નાશનો તો સર્વજને નિશ્ચય જ કરી લીધો, પણ નાદિરના કોપનું બીજુ પરિણામ શુ અને કેવુ ભયંકર આવશે, એની કોઇનાથી કલ્પના કરી શકાઇ નહિ સર્વ એકીટસે નાદિરની મુખચર્યાનુ અવનત દૃષ્ટિથી અવલોકન કરવા લાગ્યા. અતે ગંભીર મૌન્યનો ભગ કરી હુશ્મતને ઉદ્દેશીને નાદિર ગંભીર વાણીથી કહેવા લાગ્યો કે,–"અય તવાયફ, તારી ગજલમાં તુ શુ બોલી ગઈ, એનુ તને કાંઈ ભાન છે ખરુ કે? શુ–તારો એવો ખિયાલ હતો કે, તારા આશયને આ જમાનાનો તજરબાકાર નાદિર સમજી શકવાનો નથી? શુ તેં મને એટલો બધો બેવકૂફ ધારી લીધો છે?"

"સુલ્તાનેવકત, મારી ગજલમા હુ શુ બોલી ગઈ છુ, એનું મને બરાબર ભાન છે, મારા આશયને જમાનાના તજરબાકાર નાદિરશાહ નહિ સમજી શકે એવો મારો ખિયાલ હોય, એટલી બધી મને આપ શુ બેવકૂફ ધારો છો કે? આપ મારા આશયને બરાબર સમજશો અને મારી સચ્ચાઇની મને દાદ આપશો, એમ જાણીને જ આ ગજલ ગાવાનું સાહસ આ બન્દીએ કર્યું છે. હવે સરપાવ મળે છે કે સજા, એ તો ભાગ્યને આધીન છે!" હુશ્મતે હિમતથી જવાબ આપ્યો અને તેના આવા છૂટા જવાબથી સર્વ આશ્ચર્યચકિત થઇ ગયા

એ જવાબ સાંભળીને નાદિરના ચ્હેરાનો રગ એકાએક બદલાઈ ગયો અને તેણે કાઇક હાસ્યની છટા બતાવીને કહ્યુ કે,–"ખરેખર તારા બોલવામાં જૂઠાપણુ તો નથી જ. હુ ઇરાનના શાહનો એક સેનાપતિ એટલે

* નોકર † ઘૂવડ ‡ બગીચામા § અશ્વોનો ‖ ગધેડાઓ. + શિયાળવા

કે ખાદિમ હતો અને અત્યારે ઇરાનનો શાહ થયો છુ, એ ઇરાનના શાહના વખતના પલટાઇ જવાનું જ પરિણામ છે અને તે જ ખાદિમ આજે દિલ્હીના તખ્તેતાઊસપર વિરાજ્યો છે, એ દિલ્હીના શાહના વખતના બદલાઇ જવાનો અન્જામ છે. આમાં સચ્ચાઈ તો છે જ, પણ આવી સચ્ચાઈ કેટલીકવાર કેટલી બધી ભયકર અને જાનલેનારી થઇ પડે છે, એ તારા જેવી એક ચાલાક ઔરત ન જાણી શકે, એ ખરેખર અજાયબી જ છે. આવી સચ્ચાઇથી ફાયદો નહિ, પણ નુકસાની જ થાય છે”

“સચ્ચાઇથી નુકસાન થતુ નથી, પણ અસત્યના ઉપાસકો તેવુ નુકસાન જાણી જોઇને સત્યના ઉપાસકને પહોચાડે છે, એમ જ કહેવુ જોઇએ. જો આપના જેવા શાહ સચ્ચાઇ માટે સજા આપવાને તૈયાર થશે, તો એ દાખલો આઇન્દા આપના ઘરમાંથી સચ્ચાઇનો લોપ કરશે અને પછી ખોટી ખુશામદવિના બીજુ કાઇ પણ આપના સાંભળવામા આવશે નહિ, એ હુ ખાત્રીથી કહુ છુ.”

“દિલ્હીની એક તવાયફ પણ આટલી બધી સચ્ચાઇની મુસ્તાક અને હિમતવાળી હોય છે, એ જોઇને ખરેખર હું અજાયબીમા ગર્ક થઈ ગયો છુ. હુ તારો ગુનાહ બક્ષુ છુ અને તારી સચ્ચાઇ માટે અને નાદિરશાહ ક્રૂર હોવા છતા સચ્ચાઇપર કેવો જાન ફિદા કરનાર છે, એ દુનિયાને બતાવી આપવા માટે તને આ ઇનામ આપુ છુ તેનો સ્વીકાર કર.” એમ કહી નાદિરશાહે પોતાના ગળામાનો મોતીનો કંઠો ઉતારીને હુસ્મતને આપવા માંડ્યો.

પરતુ હુસ્મત તેનો સ્વીકાર કરવાને બદલે નમ્રતાથી કહેવા લાગી કે, “આલીજાહ, હુ મારા અપરાધની ક્ષમા માગતી નથી, કારણ કે, ખરી રીતે જોતા સાચું બોલવુ, એ અપરાધ છે જ નહિ છતા આપે મારી સચ્ચાઇની જે કદ્ર કરી છે, તે માટે હુ આપની દિલોજાનથી આભાર માનુ છુ પણ લાચાર છુ કે, આપના આ ઇનામનો હુ સ્વીકાર કરી શકતી નથી, કારણ કે, આપ અમારા શહનશાહે હિન્દુસ્તાનના મેહમાન છો અને તેથી અમારા પણ મેહમાન છો અને મેહમાન પાસેથી મેહનતનો કે મેહમાનદારીનો બદલો લઈ શકાતો નથી, એ તો આપ જાણો જ છો. મારા જેવી ગરીબ નાચિઝ લોંડીઓની પરવરિશ માટે દિલ્હીના શાહનો ખજાનો હજી ભરપૂર છે અને દિલ્હીના શાહની સખાવત માટે આં ખાદિમા મગરૂર છે. દિલ્હીના શાહની હયાતી છે તો આ હુસ્મતને બીજા કોઇ આગળ હાથ પસારવા જવુ પડે તેમ નથી જ”

“આફરીન્ મરહબા શાબાશ! અય કનીજે બાવફા! કાશ! મારા ઇરાનમા તારા જેવી ઔરતો પેદા થઇ હોત!” એમ કહીને નાદિરશાહે એક નિશ્વાસ નાખ્યો.

જે જનો થોડા વખત પહેલા હુસ્મતને ધિક્કારવા લાગ્યા હતા, તેઓ હવે તેની મુક્ત કંઠે પ્રશંસા કરવા લાગ્યા અને મહમ્મદશાહે બહુ જ હર્ષમા આવી તેના ગળામાં એક બહુમૂલ્ય હીરાનો હાર પહેરાવી દીધો, કારણ કે, કેટલાક કપટી અમીરો કરતા એ વારાંગનાની રાજભક્તિ અને રાજનિષ્ઠા વધારે ઊંડી તથા કીમતી હતી.

એ પ્રમાણે એ ગાયનવાદનના પ્રકારની સમાપ્તિ થઇ અને હવે નાદિરશાહને ભેટસોગાદ અથવા નજરાણા આપવાના વિધિનો આરંભ થયો નાદિરશાહે ખાનગી રીતે બાદશાહને ભારી નજરાણુ આપવાનું જણાવી દીધેલુ હોવાથી ગૃહભેદથી ભયભીત થએલા મહમ્મદશાહે પોતાથી બની શકે તેટલી વધારે કીમતની ચીજો નજરાણા તરીકે આપવાની તૈયારી કરી રાખી હતી. બાદશાહે ગુલામોને ઇશારો કર્યો અને તેઓ એક પછી એક ભેટસોગાદની વસ્તુઓ લઇને નાદિરસમક્ષ હાજર થયા અને તે વસ્તુઓ ત્યા રાખી સોનારૂપાના મોટા મોટા થાળ, સોના અને રૂપાના મોતી માણિક્ય જડિત અને મીનાકારીવાળાં પાન્દાન, ગુલાબદાન, અત્તરદાન વગેરે પાત્રો, કેટલાંક ઉત્તમ નક્ષીકામના વાસણો, કેટલાક મોતી અને ઊંચા હીરા તથા પન્નાથી ભરેલાં સુવર્ણપાત્રો, ઊંચા ભરત કામના વસ્ત્રો, કાચા સોનાની લગડીઓ અને સુવર્ણની ઠેઠ બાબરના સમયથી તે સમય સુધીની મોહોરો તેમજ રૂપાના સિક્કાઓનો ત્યા એક અંબાર લાગી ગયો જ્યારે બધી વસ્તુઓ આવી ગઇ ત્યારે બાદશાહે ઉઠીનો વિવેક કરીને કહ્યુ કે,–"મેહરબાન દોસ્ત નાદિર, શાહેઇરાન, મુહાફિજેદીનોઇમાન, આ તમારો દોસ્ત દિલ્લીનો શહનશાહ આપણી દોસ્તીની યાદાસ્તને જાળવી રાખવાને આ નાકિસ ભેટ આપે છે, તેનો આશા છે કે, આપ આદરથી સ્વીકાર કરીને મને એહસાનમંદ બનાવશો જ"

નાદિરશાહ તખ્તેતાઊસપરથી ઊઠીને ઊભો થયો અને મહમ્મદ શાહને આલિંગન આપી અરબીતરીકા પ્રમાણે હસ્ત મેળવીને કહેવા લાગ્યો કે;–"મુગલિયા ખાન્દાનની આબરૂ અને હિન્દોસ્તાનના શહનશાહ, આપે મારા તરફ આટલી મહબ્બત બતાવીને મારી જોડે જે આવો સલૂકાના વર્ત્તાવ કર્યો છે, તે માટે હું આપનો તાહશ્ર મમનૂન અને એહસાનમંદ રહીશ; તેમજ આ નજરાણુ મંને હમેશા આપની યાદ દેવડાવ્યા કરશે હુ ખુશાથી આપના આ સત્કારનો સ્વીકાર કરુ છુ. લાચાર છું કે, મારાથી આ એહસાનનો બદલો અત્યારે વાળી શકાય તેમ નથી."

એ પછી અમીર ઉમરાનો વારો આવ્યો સર્વથી પ્રથમ વૃદ્ધ કમરુદ્દીન તરફથી તેના પુત્ર અનવરુદ્દીને પોતાની શક્તિ પ્રમાણેની ભેટો નાદિર આગળ રજૂ કરી અને ભેટોનો હાસ્ય સહિત સ્વીકાર કરી તે ભેટો

કરતા દશગણી વધારે કીમતનો એક રત્નહાર **નાદિરશાહે** બાદશાહના નજરાણામાંથી ઊપાડીને **અનવરુદ્દીનના** ગળામાં પહેરાવી દીધો અને કહ્યુ કે,–"આ તમારી વફાદારીનુ ઈનામ છે અને એક બહાદુરે બહાદુરને આપેલી ભેટ છે માટે એને મારી યાદગાર ચીજ જાણીને હમેશા ગળામા ધારણ કરી રાખજો"

"મહજ એહસાન અય આલી સુલ્તાન!" એમ કહી **અનવરુદ્દીને** **નાદિરના** હસ્તને ચુંબન કર્યું અને પોતાના સ્થાને તે જઇ બેઠો.

એ પછી **નિઝામુલ્મુલ્ક** ઉઠયો અને તેણે લગભગ ત્રણથી ચાર લાખ રૂપિયાનો માલ ભેટ તરીકે **નાદિરના** પગ આગળ મૂકયો **નાદિરની** આંખ્યો કાંઇક ફાટી, પણ ગુસ્સાને દબાવીને તે એ પ્રસગે કાંઇ પણ બોલ્યો નહિ. એ પછી **સાદતખાન** આગળ આવ્યો અને તેણે પણ લગભગ એટલી જ કીમતના પદાર્થો તોફા તરીકે રજૂ કર્યા. **નાદિરની** એ વેળાએ પણ વક્ર દૃષ્ટિ થઇ, પરતુ તેણે મૌન્ય જ ધારી રાખ્યુ એક પછી એક સર્વ પદવીધરો અને નાગરિકો ભેટ આપતા ગયા અને જ્યારે રાત્રે લગભગ નવ કે દશ વાગ્યાના શુમારે એ કાર્યની સમાપ્તિ થઇ તે વેળાએ દીવાનેઆમમા મયૂરાસન સમક્ષ મૂલ્યવતી વસ્તુઓ, સુવર્ણ મુદ્રાઓ, રૂપાના સિક્કા, હીરા, મોતી અને અન્ય જાતિના રત્નોનો એક પર્વત જ ઉત્પન્ન થયો હોયની! એવો ભાસ થવા લાગ્યો **નાદિરશાહના** જીવનના ઇતિહાસલેખક વિલ્યમ્ **જોન્સ્**ના લખ્યા પ્રમાણે એ ભેટ સોગાદના રૂપમા **નાદિરશાહને** કેવળ નવ કરોડ, ત્રણ લાખ અને પચીસ હજાર સોના મોહોર તો રોકડી મળી હતી અને જે જવાહિરાત, સુવર્ણ તેમ જ મૂલ્યવાન્ અન્ય વસ્તુઓ તેને પ્રાપ્ત થઇ હતી તેમની કીમત નહિ નહિ તો પણ એ રોકડી રકમ કરતા બમણી તો હોવી જ જોઇએ ઇરાનમા **નાદિરશાહે** આટલા ધનરાશિનુ કદાપિ અવલોકન તો શુ પણ શ્રવણ માત્ર પણ કરેલુ ન હોવાથી પ્રત્યક્ષ આટલો બધો ધનભડાર પ્રાપ્ત થતા તેના મનમા અદ્વિતીય હર્ષ થાય તો તે સ્વાભાવિક જ હતુ અને **નિઝામુલ્મુલ્ક** તથા **સાદતખાનપર** તેનો અનિવાર્ય કોપ થએલો હોવા છતા ઘેરાયલા વાદળાને વીંધીને જેમ સૂર્યનાં કિરણો બહાર નીકળે છે તેવી રીતે તેના હર્ષની છટા તેના મુખમડળમાં વારવાર–ક્ષણે ક્ષણે–દૃષ્ટિગોચર થતી હતી. એ ઉપરાત તેના શાહજાદા રેઝાખાનને બાદશાહ તરફથી કેટલીક જૂદી ભેટ અને પહેરામણી આપવામાં આવી **નાદિરનો** હવે જનાનખાનામા જવાનો સમય થએલો હોવાથી **નિઝામુલ્મુલ્ક** અને **સાદતખાનને** સવારમા પોતાને ખાનગીમા મળવાનું વઝીર તહેમાસ્પદ્વારા કહેવડાવી તે ઊઠયો અને દરબાર બરખાસ્ત કરવામાં આવ્યો ભિન્નભિન્ન જનો ભિન્નભિન્ન પ્રકારની ચર્ચા ચલાવતા ત્યાંથી ઊઠયા અને ધીમે ધીમે દીવાનેઆમમા શાંતિના સામ્રાજ્યનો વિસ્તાર થવા લાગ્યો.

દરબારમાંથી સર્વજનો ચાલ્યા ગયા હતા, પરંતુ અનવરુદ્દીન ભેટ સોગાદની ચીજોને સભાળીને નાદિરશાહના જનાનામાં મોકલવાની વ્યવસ્થા કરવા માટે રોકાયો હતો અને તેથી ત્યાંથી નીકળતા તેને લગભગ મધ્ય રાત્રિનો સમય થવા આવ્યો હતો તે દીવાનેઆમના દ્વારમાંથી બહાર નીકળ્યો તે ક્ષણેજ કિલ્લાપરથી ઘડિયાળના બાર ટકોરા સંભળાયા તે આગળ ચાલતો હતો એટલામાં કોઇએ અચાનક તેનો હાથ પકડી લીધો. તેણે અચકાઇને જોયું તો તે હાથ પકડનાર માથાથી પગ સૂધી બુરકાથી ઢકાયલી કોઈ ઔરત હોય એમ તેના જોવામા આવ્યું. થોડીવાર સૂધી તો તે આશ્ચર્યમા પડવાથી દિગ્મૂઢ જેવો બનીને ઉભો રહ્યો, પણ અતે સાહસ કરીને તેણે તે અજનવી ઔરતને સવાલ કર્યો કે,–'આટલી મોડી રાતે આ સરિયામ રસ્તામા એક ગયરમર્દનો હાથ પકડવાનો શો શબબ છે, તે મહેરબાનીથી જણાવશો કે?"

" બુજર્ગ રફીકુદ્દીનના સાહબજાદા અનવરુદ્દીન આપ જ છો કે નહિ?" તે બુરકાવાળી ઔરતે સ્હામો સવાલ કર્યો

"જીહા, તે હુ જ છુ આપને મારી સાથે શુ કામ છે?" અનવરુદ્દીને જવાબ આપીને સવાલ કર્યો

"એક શરીફ્જાદીએ આપના નામનો આ એક રુક્કો આપ્યો છે અને વધારામા કહેવડાવ્યુ છે કે, આપ જો ખરેખરા નિમકહલાલ અને મુગલ બાદશાહના ખયરખાહ હો, તો આમાં લખ્યા પ્રમાણેના મજમૂનની જરૂર તામીલ કરશો. મનમા કોઇપણ જાતનો શક રાખશો નહિ." તે બુરકાવાળી ઔરતે એક રુક્કો અનવરુદ્દીનના હાથમાં આપીને કહ્યુ અને "વારુ ત્યારે ખુદાહાફિજ," કહીને ત્યાંથી તે વીજળીના ઝબકારાની પેઠે અદ્દશ્ય થઈ ગઈ.

આ બનાવથી અનવરુદ્દીન કાંઈ થોડો આશ્ચર્યચકિત થયો નહોતો અને રુક્કો વાચવાની અત્યત ઉત્કઠા હોવા છતા માર્ગમાં તે રુક્કો ફોડવાનું વ્યાજબી ન ધારીને સબૂરી રાખી તે ઊતાવળે પગલે ઘેર ગયો અને ત્યાં પોતાના ઓરડામા જઈ ઓરડાને બધ કરી દીપકના પ્રકાશના સાહાય્યથી તે રુક્કો વાંચવા લાગ્યો. રુક્કામાં નીચે પ્રમાણે લખેલું હતુ,–

"મુગલિયા ખાન્દાનના બાવફા અમીરુલ્ઉમરા અને દિલ્લી દરબારના એક કીમતી જવાહિર અનવરુદ્દીન,

હુ એક પર્દાનશીન ઔરતજાત હોવા છતાં અને આપ સાથે મારી એકવારની મુલાકાત પણ ન હોવા છતાં આ રુક્કો લખીને મેં નવી મુલાકાત કરવાનું સાહસ કર્યુ છે એ જોઇને આપને અજાયબી તો લાગશે જ, પણ આ વખત એવો જ જરૂરનો હોવાથી અને તકલ્લુફનો અવસર ન હોવાથી આમ કર્યાવિના મારો છૂટકો જ ન હોતો મારી પાસે બીજો કોઈ

ઉપાય હતો જ નહિં. મારી માગણી એટલી જ છે કે, જો આપના લોહીમા વફાદારીનો જોશ હોય અને મોગલખાન્દાનવિશે કાંઇ પણ લાગણી હોય, તો આવતી કાલે સૂર્યનો અસ્ત થવા પછી પુરાણી દિલ્લીના ચંદ્રરાજાના લોહસ્તંભ પાસે આવીને ઊભા રહેજો હું ત્યાં આવીશ; કારણ કે, મારે આપની સાથે કેટલીક ખાનગી મસ્લેહત કરવાની છે. મેં મારા નામનો ઉલ્લેખ કર્યો નથી અને મારી બીજી ઓળખાણ પણ ન આપેલી હોવાથી કોઈ પણ પ્રકારનો મારામા અવિશ્વાસ લાવશો નહિ. હું તમારી દુશ્મન નથી, પણ એક અજીજ અને જાનિસાર દોસ્ત છુ એમ ખાત્રીપૂર્વક માનજો.

લી આપની એક મદદ ચાહનારી અને ખયરખાહ

ખાદિમા."

આ રૂક્કો વાંચીને તો અનવરુદ્દીન વળી વધારે વિમાસણમા પડી ગયો અને રૂક્કામા લખનારી નારીએ વિશ્વાસ રાખવાનો આગ્રહ કરેલો હોવા છતા આસપાસ પોતાના અનેક શત્રુ હોવાથી તેના મનમાં અનેક પ્રકારની શંકાઓ ઉદ્‌ભવવા લાગી. કેટલોક સમય એ પ્રમાણે 'હા' અને 'ના' ના વિચારમાં પસાર થઈ જવા પછી અતે તે જવાના નિશ્ચયપર આવ્યો અને મનોગત કહેવા લાગ્યો કે,—

"હું જઇશ—અવશ્ય જઇશ. જ્યારે એ પોતાને એક સ્ત્રી તરીકે અને મારી મદદને માગનારી તરીકે ઓળખાવે છે, તો મારી ફરજ છે કે ત્યા જવુ અને તેના મદદગાર થવુ. જો કાંઈ દગો ફટકો હશે, તો પણ મારી તલવાર ક્યાં મારી પાસે નથી કે મારે ભયભીત થવાનું કાંઈ કારણ રહે? લોહસ્તભ પાસે જવાનું કેમ? સ્થાન પણ ખાનગી મસ્લેહત માટે બહુજ સારું નિર્જન અને ઉજ્જડ શોધી કાઢ્યુ છે ફિકર નહિ. પણ એ શી મદદ માગવાની હશે? એના ઉપર એવી તે શી આફત આવી હશે? અને એ પોતે કોણ હશે?"

આવા વિચારોમા તેની રાત્રિ નિદ્રા વિના જ અશાતિ અને ભ્રમણામાં વીતી ગઈ. ખરેખર મનમા જ્યારે અસ્વસ્થતાની પ્રબળતા થઇ જાય છે, ત્યારે નિદ્રાનો નેત્રોને કદાપિ સ્પર્શ થઈ શકતો નથી એવો એક નિયમ છે, અને એ નિયમ અત્યારે વ્યથિત અનવરુદ્દીનના સબધમા અક્ષરે અક્ષર સત્ય પ્રતીત થતો હતો



દરબારમાંથી સર્વજનો ચાલ્યા ગયા હતા, પરંતુ અનવરુદ્દીન ભેટ સોગાદની ચીજોને સંભાળીને નાદિરશાહના જનાનામાં મોકલવાની વ્યવસ્થા કરવા માટે રોકાયો હતો અને તેથી ત્યાંથી નીકળતા તેને લગભગ મધ્ય રાત્રિનો સમય થવા આવ્યો હતો તે દીવાનેઆમના દ્વારમાંથી બહાર નીકળ્યો તે ક્ષણે જ કિલ્લાપરથી ઘડિયાળના બાર ટકોરા સંભળાયા તે આગળ ચાલતો હતો એટલામાં કોઇએ અચાનક તેનો હાથ પકડી લીધો તેણે અચકાઇને જોયુ તો તે હાથ પકડનાર માથાથી પગ સૂધી બુરકાથી ઢંકાયલી કોઈ ઔરત હોય એમ તેના જોવામા આવ્યુ. થોડીવાર સૂધી તો તે આશ્ચર્યમા પડવાથી દિગ્મૂઢ જેવો બનીને ઉભો રહ્યો, પણ અતે સાહસ કરીને તેણે તે અજનવી ઔરતને સવાલ કર્યો કે,–'આટલી મોડી રાતે આ સરિયામ રસ્તામાં એક ગયરમર્દનો હાથ પકડવાનો શો સબબ છે, તે મહેરબાનીથી જણાવશો કે?'

"બુજર્ગ રફીકુદ્દીનના સાહબજાદા અનવરુદ્દીન આપ જ છો નહિ?" તે બુરકાવાળી ઔરતે સ્હામો સવાલ કર્યો

"જીહા, તે હુ જ છુ આપને મારી સાથે શુ કામ છે?" અનવરુદ્દીને જવાબ આપીને સવાલ કર્યો

"એક શરીફ્જાદીએ આપના નામનો આ એક રુક્કો આપ્યો અને વધારામા કહેવડાવ્યુ છે કે, આપ જો ખરેખરા નિમકહલાલ અને સુગલ બાદશાહના ખયરખાહ હો, તો આમાં લખ્યા પ્રમાણેના મજમૂનની જરૂર તામીલ કરશો. મનમા કોઈપણ જાતનો શક રાખશો નહિ." તે બુરકાવાળી ઔરતે એક રુક્કો અનવરુદ્દીનના હાથમા આપીને કહ્યુ અને "વારુ ત્યારે ખુદાહાફિજ," કહીને ત્યાંથી તે વીજળીના ઝબકારાની પેઠે અદૃશ્ય થઈ ગઇ

આ બનાવથી અનવરુદ્દીન કાંઈ થોડો આશ્ચર્યચકિત થયો નહોતો અને રુક્કો વાંચવાની અત્યત ઉત્કંઠા હોવા છતા માર્ગમા તે રુક્કો ફોડવો વ્યાજબી ન ધારીને સબૂરી રાખી તે ઉતાવળે પગલે ઘેર ગયો અને ત્યા પોતાના ઓરડામા જઈ ઓરડાને બધ કરી દીપકના પ્રકાશના સાહાય્યથી તે રુક્કો વાચવા લાગ્યો. રુક્કામાં નીચે પ્રમાણે લખેલુ હતુ,–

"મુગલિયા ખાન્દાનના બાવફા અમીરુલ્ઉમરા અને દિલ્લી દરબારના એક કીમતી જવાહિર અનવરુદ્દીન,

હું એક પર્દાનશીન ઔરતજાત હોવા છતા અને આપ સાથે મારે એકવારની મુલાકાત પણ ન હોવા છતા આ રુક્કો લખીને મેં નવી મુલાકાત કરવાનું સાહસ કર્યુ છે એ જોઇને આપને અજાયબી તો લાગશે જ પણ આ વખત એવો જ જરૂરનો હોવાથી અને તકલ્લુફનો અવસર ન હોવાથી આમ કર્યાવિના મારો છૂટકો જ ન હોતો મારી પાસે બીજો કો

ઉપાય હતો જ નહિં. મારી માગણી એટલી જ છે કે, જો આપના લોહીમા વફાદારીનો જોશ હોય અને મોગલખાન્દાનવિશે કાંઇ પણ લાગણી હોય, તો આવતી કાલે સૂર્યનો અસ્ત થવા પછી પુરાણી દિલ્હીના ચંદરાજાના. લોહસ્તભ પાસે આવીને ઊભા રહેજો હું ત્યા આવીશ, કારણ કે, મારે આપની સાથે કેટલીક ખાનગી મસ્લેહત કરવાની છે. મેં મારા નામનો ઉલ્લેખ કર્યો નથી અને મારી બીજી ઓળખાણ પણ ન આપેલી હોવાથી કોઈ પણ પ્રકારનો મારામા અવિશ્વાસ લાવશો નહિ. હું તમારી દુશ્મન નથી, પણ એક અજીજ અને જાનિસાર દોસ્ત છુ એમ ખાત્રીપૂર્વક માનજો.

લી આપની એક મદદ ચાહનારી અને ખયરખાહ

ખાદિમા.”

આ રુક્કો વાચીને તો અનવરુદ્દીન વળી વધારે વિમાસણમા પડી ગયો અને રુક્કામા લખનારી નારીએ વિશ્વાસ રાખવાનો આગ્રહ કરેલો હોવા છતાં આસપાસ પોતાના અનેક શત્રુ હોવાથી તેના મનમાં અનેક પ્રકારની શંકાઓ ઉદ્‌ભવવા લાગી. કેટલોક સમય એ પ્રમાણે ‘હા’ અને ‘ના’ ના વિચારમા પસાર થઈ જવા પછી અંતે તે જવાના નિશ્ચયપર આવ્યો અને મનોગત કહેવા લાગ્યો કે,—

“હુ જઇશ—અવશ્ય જઇશ જ્યારે એ પોતાને એક સ્ત્રી તરીકે અને મારી મદદને માગનારી તરીકે ઓળખાવે છે, તો મારી ફરજ છે કે ત્યા જવું અને તેના મદદગાર થવું. જો કાંઈ દગો ફટકો હશે, તો પણ મારી તલવાર કયા મારી પાસે નથી કે મારે ભયભીત થવાનું કાંઈ કારણ રહે? લોહસ્તભ પાસે જવાનું કેમ? સ્થાન પણ ખાનગી મસ્લેહત માટે બહુજ સારુ નિર્જન અને ઉજ્જડ શોધી કાઢ્યું છે ફિકર નહિ. પણ એ શી મદદ માગવાની હશે? એના ઉપર એવી તે શી આફત આવી હશે? અને એ પોતે કોણ હશે?”

આવા વિચારોમાં તેની રાત્રિ નિદ્રા વિના જ અશાંતિ અને ભ્રમણામાં વીતી ગઈ. ખરેખર મનમાં જ્યારે અસ્વસ્થતાની પ્રબળતા થઇ જાય છે, ત્યારે નિદ્રાનો નેત્રોને કદાપિ સ્પર્શ થઈ શકતો નથી એવો એક નિયમ છે, અને એ નિયમ અત્યારે વ્યથિત અનવરુદ્દીનના સબધમાં અક્ષરે અક્ષર સત્ય પ્રતીત થતો હતો.



## પ્રકરણ ૧૩ મું.

## ભયંકર અપમાન.

.... ..... વાગ્યાનો સમય હતો, રાત્રિના સમયે નિદ્રાધીન થએલું વિશ્વ અત્યારે કર્માધીન થએલું જોવામાં આવતું હતું નાદિરશાહ કાંઈ વગેરે પી સાધારણ નાસ્તો કરીને દિલ્લીની દિલ્લીમાં* ભરેલા ગુડાકૂના ધૂમ્રપાનનો આસ્વાદ લેતો અયશમહલની બારાદરીમાં બેઠો હતો અને થોડા અંતરે બેઠેલા વજીર તહેમાસ્પખાન તથા પોતાના શાહજાદા રેજાકુલીખાન સાથે કેટલીક રાજકીય ખટપટની વાતો કરતો જતો હતો. વાતપરથી વાત નીકળતાં હિન્દુસ્તાનનો વિષય આવ્યો અને તે વિશે બોલતાં નાદિરે કહ્યું કે;—"વજીર તહેમાસ્પખાન, હિન્દુસ્તાનની આબોહવામાં કાંઈક નિર્બળતાનો ગુણ તો હોવોજ જોઈએ; કારણ કે જો એમ ન હોય, તો હમેશાં પરદેશીઓ આવીને હિન્દુસ્તાનમાં ફાવી જાય છે અને મયદાન મારી જાય છે એમ બની શકે નહિ. પ્રથમ સિંધમાં મહમ્મદ કાસિમે હિન્દુ રાજાનો પરાજય કરીને પોતાની સત્તાની સ્થાપના કરી હતી અને ત્યાર પછી શહાબુદ્દીન ગોરીએ આ દિલ્લીના ચહુઆણ રાજા પૃથ્વીરાજના રાજ્યનો નાશ કરી પોતાની સત્તાની પતાકા ચઢાવી હતી એ પછી મુસલ્માનોનોજ દિવસે દિવસે ચઢતો સૂર્ય થતો ગયો, પણ અંતે મુગલ વંશના આ બાદશાહો પૂરા હિન્દુસ્તાની બની જવાથી આબોહવાના પરિણામે નિર્બળ બનતા ગયા અને તેથી એમનાપર આજે આપણે ઇરાનીઓએ જય મેળવ્યો છે મને તો લાગે છે કે, હવે પછી ભવિષ્યમાં પણ આ બાદશાહી મોગલોના હાથમાં ન રહેતાં અવશ્ય બીજા કોઈના હાથમાં જશેજ, કારણ કે, આટલી મોટી શહનશાહતને ચલાવવા માટે ખાસ કરીને જે ગુણોની અગત્ય છે, તે ગુણોનો મુગલિયા ખાન્દાનમાંથી લોપ થઈ ગયો છે અને તેથી હવે એ લોકો શહનશાહતની ગાડી ચલાવવાને લાયક નથીજ."

"આલમપનાહ, આપની રાય રાસ્ત છે. પરંતુ મારો એટલોજ એ વિશે મતભેદ છે કે, હિન્દુસ્તાનની આબોહવામાં નિર્બળતાનો ગુણ નથી, કિન્તુ ઐયાશી, ખુશામદપરસ્તી અને ગૃહભેદનુંજ આ પરિણામ છે કે જેથી હિન્દુસ્તાનીઓપર હમેશાં પરદેશીઓ ફાવી ગયા છે, ફાવે છે અને હવે પછી પણ કદાચિત્ ફાવતા રહેવાના જ્યાં ગૃહભેદનો પ્રવેશ થયો ત્યાં પછી તરક્કી કે વિજયની આશા રાખવી વ્યર્થજ છે." વજીર તહેમાસ્પખાને પોતાનો અભિપ્રાય દર્શાવ્યો.

---

* દિલ્લીમાં બનતા એક પ્રકારના હુક્કાને દિલ્લીના નામથી ઓળખવામાં આવે છે.

"વજીર તહેમાસ્પખાનના અભિપ્રાયને હુ અક્ષરે અક્ષર મળતો થાઉ છુ અને એનુ જીવતુ જાગતુ ઉદાહરણ તો એ છે કે, જો નિઝામુલ્મુલ્ક અને સાદતખાન જેવા દિલ્લીની શહનશાહતના સિતૂનો વફાદારીથી બાદશાહના પક્ષમા રહી આપણી જોડે લડ્યા હોત અને બેવફા ન થયા હોત, તો આપણને જે જિત આટલી સસ્તી મળી ગઈ છે, તે માટે જરૂર મોંઘી કીંમત આપવી પડત, એમાં તો જરાપણ શક નથી" રેજાખાને પોતાનો વિચાર પ્રકટ કર્યો

"તમારો અભિપ્રાય યથાર્થ છે. હિન્દુસ્તાનની આબોહવાને બદનામ કરવાનું કાંઇ પણ કારણ નથી. કારણ કે, જો આબોહવા એવી જ હોત તો રાજપૂતાનાના જગદ્વિખ્યાત યોધાઓ, શૂરવીર પંજાબીઓ અને બહાદૂર મરાઠાઓને આ હિન્દુસ્તાનની જમીને જન્મ જ ન આપ્યો હોત ! ખરેખર આ બધુ કુસપ અને ગૃહભેદનું જ પરિણામ છે કે, જેના યોગે દિવસે દિવસે હિન્દુસ્તાનની બરબાદી થતી જાય છે. પણ આથી આપણે એક પાઠ શીખી લેવાનો છે. આપણા ઇરાનમા આવા ગૃહભેદનો સંચાર ન થાય, અને ઇરાનની સલ્તનતનો પાયો ઢીલો ન થઈ જાય, એની આપણે ઘણી જ સભાળ રાખવાની છે. ઇરાન–નિર્ધન ઇરાનના લાભ માટે આપણે આ હિન્દુસ્તાનમાથી ધન તો પુષ્કળ મેળવ્યુ છે અને કદાચિત્ હજી પણ વધારે મેળવી શકીશું, પણ એનો ઉપયોગ કેવી રીતે અને ઇરાનને સુધારનારા ક્યા કામોમા કરવો, એનો વિચાર પ્રથમ કરવો જોઇએ. એ વિચાર આપણે સ્વદેશ ભણી પાછા ફરતાં માર્ગમા કરીશું !"

એક સૈનિકે આવીને ખબર આપી કે,–"ગેતીપનાહ, અમીરુલઉમરા નિજામુલ્મુલ્ક અને સૂબેદાર સાદતખાન આપની જિયારતે આવ્યા છે. હુકમ હોય તો બોલાવું"

"તે બદમાશોને જલ્દી અહીં લાવીને હાજર કર" નાદિરે તેને એ પ્રમાણેનો હુકમ ફર્માવ્યો. તે ગયો અને ત્યાર પછી તેણે (નાદિરે) વજીર અને રેજાખાનને ઉદ્દેશીને કહ્યુ કે,–"તમે પણ અત્યારે અહીંથી તમારા ઓરડામા જઇને બેસો; કારણ કે, મારે એમની જરાક સારી રીતે ખબર લેવાની છે."

"જેવી આજ્ઞા." કહીને તે બન્ને ત્યાંથી ચાલ્યા ગયા અને થોડી વારમાં જ નિજામુલ્મુલ્ક તથા સાદતખાન ત્યાં આવી લાગ્યા. નાદિરે તેમને હમેશ મુજબનો આવકાર ન આપવાથી અને બેસવાની આજ્ઞા ન કરવાથી તેઓ નાદિરની વક્ર મુખમુદ્રાને એકીટસે જોતા મૌન્ય ધારીને ઊભા રહ્યા.

"નિજામુલ્મુલ્ક, બહુ જ અફસોસની વાત છે કે, મને તમારા બાદશાહ પાસેથી ફક્ત બે કરોડ રૂપિયાની રકમ અપાવી, એક બચ્ચા

પ્રમાણે સમજાવીને કાઢી મૂકવાની તમે કોશિશ કરી હતી—કોશિશ નહિ, બલ્કે મારી સાથે એક જાતની ઠગાઈ રમવાનો જ ફન્દો ફેલાવ્યો હતો. જો તમારી એ સલાહને માનીને હું બેસી રહ્યો હોત, તો ગઇ કાલે જે કરોડો રૂપિયાનો ભંડાર મને મળ્યો, તે કદાપિ મળત નહિ અને મારી ભૂખ ભાગત નહિ. એ તો જાણે એક ગુનાહ થયો, પણ તમારા ખાનગી ખજાનામા કરોડો રૂપિયાની દૌલત હોવા છતાં મને તમે જે નાકિસ ભેટ આપી છે, તે મારી તમે કરેલી ખુલ્લી તૌહીન (અપમાન) ને હું મરતાં સૂધી પણ ભૂલવાનો નથી તમારા માલેક સાથે તો તમે બેવફાઈ કરી જ છે, પણ તેવી જ બેવફાઈ મારી સાથે પણ કરી કેમ? મારી તમે એટલી જ કીમત આંકી કે? આ નાદિરનો કહર કેવો છે, તે હજી તમે જાણતા નથી. આ શેરનર, મહમ્મદશાહ નથી કે તમારો નચાવ્યો નાચે અને તમારો બોલાવ્યો બોલે જો તમે અનવરુદ્દીન જેવા વફાદાર અને જાનિસાર હોત, તો હું સ્હામો તમારો સત્કાર કરત, પણ તમે બેવફા છો અને તે બેવફાઇના દંડ તરીકે તમારાથી બની શકે તેટલી મોટામાં મોટી રકમ તમારે મને આપવી જ જોઇએ જો મને સતોષ નહિ આપો, તો હજી તમારી મુઠી મારા હાથમાં છે—અત્યારે હું ચાહીશ, તો તમારી અને તમારા વશજોના ભાવી લાભની એક પળમા જ સદાને માટે પાયમાલી કરી નાખીશ તમારા જેવા બેવફાને મારા જેવો શાહ તો કદાપિ સઘરે જ નહિ અને મહમ્મદશાહને તમારા કાવત્રાં વિશે ખબર આપી, મારાથી બનતી મદદ આપીશ, તો તમે રખડી જશો અને કૂતરાના મોતે મરી જશો, માટે બેવફાઈથી એકઠી કરેલી દૌલત કાઢો, મને આપો અને આવનારી આફતથી બચી જાઓ."

"આ બન્દો તાબયે ફરમાન છે. આવતી કાલે જે બનશે તે શાહના કદમોમાં લાવી હાજર કરીશ" નિજામુલ્મુલ્કે ચોરની મા કોઠીમાં મોઢુ સતાડી રડે, એવી પોતાની હાલત થવાથી વિશેષ વાદવિવાદ કે સવાલ, જવાબ ન કરતા તરત નાદિરને સતુષ્ટ અને શાત રાખવાના ઉદ્દેશથી કબૂ-લાત આપી દીધી.

નિજામુલ્મુલ્કની આવી પૂજા થતી જોઇને પોતાના કેવા હાલ થશે, એ વિચારથી સાદતખાન કંપતો ઉભો હતો અને એટલામાં પોતાનો વારો આવેલો જોતા જ તે ભય અને ગભરાટમા પડી ગયો. નાદિર-શાહે હવે પોતાની વાણીરૂપ તોપનો મોર્ચો તેની તરફ વાળવાના હેતુથી પ્રથમ તેનાપર દૃષ્ટિપાત કર્યો અને ત્યાર પછી ગભીર મુદ્રા તથા ગભીર વાણીથી તેને સબોધીને કહ્યુ, કે,

"સાદતખાન, તમે અસલમાં ખુરાસાનના એક ઇમાનદાર અને નામેવર સૈયદ ખાન્દાનના સતાન હોવા છતાં આવા બેઇમાન, ખટપટી અને ફએલ (કોલ) ના ખોટા છો, એ જોઇને મને ઘણી જ અજાયબી થાય છે. તમો પરદેશી હોવા છતા જે બાદશાહે તમારામાં વિશ્વાસ રાખીને તમને અયોધ્યાના સૂબેદારની મોટી પદવીપર ચઢાવ્યા છે, તેની સાથે જ પોતાના નીચ લોભને ખાતર તમે બેઇમાની અને બેવફાઈ કરી છે, એ તમારો ખુદાના દરબારમાં પણ જેની મોઆફી નથી એવો અજીમ ગુનાહ થયો છે તમે જેનું નમક ખાધુ છે, તેનું જ નમકહાન તોડ્યુ છે. મોહસિન (ઉપકાર કરનાર) ને તો ભૂલી ગયા છો, પણ સાથે તેના એહસાન (ઉપકાર) ને પણ વિસારી બેઠા છો! દુનિયાનો કાયદો એ છે કે, 'મોહસિન કો જો ભૂલેભી તો એહસાંકો ન ભૂલે' પણ એ કાયદાને તમે વાયદાપર રાખીને કેવળ પોતાના મતલબ સાથે જ મતલબ રાખ્યો છે. એ ગુનાહની તમને જેટલી ભારી સજા કરવામા આવે, તેટલી થોડી જ છે. પણ ખયર એ સજા કરવાનુ કામ મારુ ન હોવાથી મારે તે વિશે બોલીને માથાફોડ કરવાની જરૂર નથી હુ ફક્ત તમારા મારી જોડે થયેલા કોલની યાદ અપાવીશ. ગઈ કાલે જ આપ બોલી ગયા હતા કે, 'બે કરોડની રકમ તો મારા જેવો એક સાધારણ માણસ પણ આપી શકે એમ છે' તે બે કરોડની વાત ફક્ત બે ચાર લાખપર જ આવીને કેમ અટકી ગઈ, એનો કાંઈ ખુલાસો તમારી પાસે છે ખરો કે? અત્યાર સુધી તમારા માટે મારા મનમાં જે સારા વિચારો હતા, તે તદન બદલાઈ ગયા છે અને તમે એક પક્કા દગાબાજ તથા જૂઠા છો, એવી મારી ખાત્રી થઇ છે. ગઈ કાલે જો બે કરોડ આપ્યા હોત, તો તેટલાથી જ વાત પતી જાત, પણ હવે તો તમારે એક કરોડ એ જૂઠાઇના દંડના પણ આપવા પડશે. જો આવતી કાલે આ વખતે ત્રણ કરોડ રૂપિયાની રકમ મારા ખજાનામાં નહિ પહોચાડો, તો તમારી પાયમાલી જોત જોતામાં કેવી રીતે અને કેમ કરી નાખવી, એ આ નાદિરશાહ સારી રીતે જાણે છે. કાંઈ પણ સવાલ જવાબ કરશો નહિ. આ મારું ફરમાન તે આખિરનુ ફરમાન છે અને એમાં જરા પણ ફેરફાર થવાનો નથી જાઓ અહીંથી, તમારું કાળું મુખ જોઇને મારી આંખ્યોને હું વધારેવાર ગુનેહગાર બનાવવા નથી માગતો."

નિજામુલ્મુલ્ક અને સાદતખાન બન્ને ત્યાથી નીચાં મુખ કરીને ચાલતા થયા અને હવે શું કરવુ, એના વિચાર માટે તેમણે કોઈ ગુપ્ત સ્થળમાં જવાનો નિશ્ચય કરીને દિલ્લીના બાહ્ય પ્રદેશ તરફ ગમન કર્યું

## પ્રકરણ ૧૪ મું.

### રાત્રે લોહસ્તંભ પાસેની મુલાકાત.

અત્યારસુધી આપણે મુગલિયા શહનશાહની નવીન દિલ્હી અથવા તો શાહજહાનાબાદમા જ ભ્રમણ કરતા હતા. પણ અત્યારે હવે આપણી વાર્તાની શૃખલાને અનુસરીને આપણે એ અર્વાચીન દિલ્હીની બહાર કેટલાક અતરે આવેલા એક પ્રાચીન સ્થાનમા ગમન કરવાનું છે. ધારો કે આપણે એ સ્થળે આવી લાગ્યા છીએ. આપણે આ ક્ષણે જે સ્થળમાં વિચરીએ છીએ ત્યાના વિસ્તીર્ણ ભૂપ્રદેશમાં અનેક જૂના અને જર્જરિત થયેલા કિલ્લા, કોટ અને ઇમારતો દૃષ્ટિગોચર થાય છે. એ સર્વ પ્રાચીન હોઇને દિલ્હીમાં જે વેળાએ આર્ય રાજાઓની સ્વતત્ર રાજસત્તા અને રાજવૈભવનો પૂર્ણ નિવાસ હતો, તે કાળનાં સ્મારક ચિહ્નો છે. અહી વિક્રમ રાજાએ ઇ૦ સ૦ ૭૮ મા પરાજિત કરેલા શક રાજાની રાજધાની હતી, એમા તો શંકા જ નથી અહીંના લોહસ્તંભને જોવાથી ઇ૦ સ૦ ૩૧૯ માં એ સ્થળે ગુપ્ત રાજાઓની રાજધાની હોવી જોઇએ, એમ જણાય છે. પરતુ ત્યાર પછી આઠમી સદીના મધ્ય પર્યન્ત એટલે કે, તુવર વંશીય અનંગપાળ રાજાના સમય પર્યન્ત દિલ્હીનગર તે રાજનગર હતુ કે નહિ, એ નિશ્ચયપૂર્વક કહી શકાતુ નથી. કુંનિગ્હામ સાહેબનો લેખ વાંચવાથી એમ જણાય છે કે, અનગપાળ રાજાનો જન્મ થતા સુધીમા તો એ રાજધાની ઉધ્વસ્ત થઇને નામશેષ થઈ ગઈ હતી અને એથી અનગપાળ રાજાએ એ નગર પાછુ વસાવ્યુ હોય, એવુ અનુમાન કરી શકાય છે જૂના ઐતિહાસિક પ્રમાણોથી એટલું સિદ્ધ થાય છે કે, દિલ્હીમાં ઘણા વર્ષ પર્યન્ત તુવરવશના રાજાઓનુ રાજ્ય હતું અને તેમની સત્તા હિમાલયથી લઇને વિંધ્યપર્વત પર્યન્ત એકસરખી ગાજતી હતી. હાલમાં કુતુબ્મીનાર અને તેની આસપાસનો જે પ્રદેશ છે, ત્યા જ એ રાજાઓની રાજનગરી હતી એમણે જે નગરી વસાવી અને ત્યારપછી ચહુઆણ વશના રાજાઓએ તેમાં જે સુધારણાઓ કરી, તેનું સંપૂર્ણ સ્વરૂપ આજે આપણા જોવામા આવતુ નથી છતા તેમની કાર્યકીર્ત્તિમાના કેટલાક સ્મારકો અદ્યાપિ દૃષ્ટિગોચર થાય છે અને તે સર્વમા લોહસ્તંભ અગ્રેસર હોવાથી અને ઇતિહાસ દૃષ્ટ્યા તેનું અત્યંત મહત્ત્વ હોવાથી તેનુ જો આપણે અહી કાઇક વિસ્તારથી અવલોકન અને વિવેચન કરીશુ તો તે અયોગ્ય તો નહિ જ ગણાય

એ લોહસ્તંભ તે ભારતવર્ષમાંની અશ્રુતપૂર્વ અને લોકોત્તર વસ્તુઓમાંની એક વસ્તુ છે એ સ્તભની પૂર્વે ભારતવર્ષમાં પિત્તળની પ્રચડ-

પ્રતિમાઓ અને પથ્થરની ન્હાની મોટી મૂર્ત્તિઓ અનેક નિર્માણ થઇ હતી; પરંતુ કેવળ લોહરસનો આવો પ્રચંડ સ્તંભ કોઇએ પણ નિર્માણ કર્યો નહોતો. અત્યારના શાસ્ત્રીય સુધારણાના ઉચ્ચતમ શિખરે પહોંચેલા યુગમા એવાં અદ્ભુત કૃત્યો સહજમાં જ થઈ શકે; પરંતુ આટલા બધા પ્રાચીન કાળમાં પણ આર્યાવર્ત્તમાં એવાં લોકોત્તર કૃત્યો થયેલાં છે, એ ખરેખર આશ્ચર્ય જ કહી શકાય એ લોહસ્તંભ આખો લોઢાના રસનો ઢાળેલો હોઇને અખંડ છે. એની એકંદર ઉંચાઈ ૨૫ ફૂટની છે અને જમીનથી તેની ઉંચાઈ ૨૨ ફૂટની છે. એ સ્તંભ જમીનમાં ઘણો જ ઉંડો ઉતારેલો હશે, એવો પૂર્વે કેટલાકોનો અભિપ્રાય હતો, પરંતુ ઇ સ ૧૮૭૨ મા પુરાણવસ્તુસશોધકોએ તેની ઉંડાઇનું સૂક્ષ્મ દૃષ્ટિથી નિરીક્ષણ કરીને તે કેવળ ત્રણ ફૂટ જેટલો જ જમીનમાં ઉતારેલો છે, એમ વ્યક્ત કર્યું છે. એ વિશે તેમનો એવો અભિપ્રાય છે કે, ભૂમિમા વૃક્ષનાં મૂળ જેવી રીતે ઉંડાં ઉતરીને તે વૃક્ષના થડને બળ આપે છે અને મજબૂત કરે છે, તે પ્રમાણે એ સ્તંભના તલ ભાગમા લોઢાની કાબીઓની કાતરો વિસ્તારીને એને મજબૂત કરવામા આવ્યો છે એ સ્તભનો વ્યાસ ૧૬ ઇંચિનો અને એનું વજન ૧૭॥ ટન, એટલે કે લગભગ ૭૦ ખાડી કરતા કાઇક વધારે હોવું જોઇએ, એવું કેટલાક શોધકોએ અનુમાન કરેલું છે. એ સ્તભ શુદ્ધ લોહનો હોઇને એનું વિશિષ્ટ ગુરુત્વ ૭–૬૬ જેટલું છે.

એ સ્તભનો મધ્યભાગ લીસો હોઇને તેપર સંસ્કૃત ભાષામાં નીચેનો લેખ કોરેલો છે.—

"यस्योद्वर्त्तयत प्रतीयमुरसा शत्रून्समे त्यागताम् ।
वगेष्वाहववर्तिनोमिलिखिता खड्गेन कीर्तिर्भुजे ॥
तीर्त्वा सप्तमुखानि येन समरे सिन्धोर्जिता वाह्लिका ।
यास्याद्याप्यधिवास्यते जलनिधिर्वीर्यानिलैर्दक्षिण. ॥ १ ॥
खिन्नस्येव विसृज्य गा नरपतेर्गामाश्रितस्येतराम् ।
मूर्त्या कर्मजितावनिं गतवतः कीर्त्यास्थितस्य क्षितौ ॥
शान्तस्येव महावने हुतभुजो यस्य प्रतापो महान् ।
अद्याप्युत्सृजति प्रणाशितरिपोर्यत्नस्य शेष क्षितिम् ॥ २ ॥
प्राप्तेन स्वभुजार्जित च सुचिर चैकाधिराज्य क्षितौ ।
चंद्राह्वने समग्रचंद्रसदृशीं वक्त्रश्रियं बिभ्रता ॥
तेनाय प्रणिधाय भूमिपतिना भावेन विष्णौ मतिम् ।
प्रांशुर्विष्णुपदे गिरौ भगवतो विष्णोर्ध्वज स्थापितः" ॥ ३ ॥

એ ત્રણ શ્લોકો, પ્રત્યેક પંક્તિમા બે ચરણ પ્રમાણે, ૭ પંક્તિમા ખોદેલા છે. એ ઉપરના શ્લોકોનો ભાવાર્થ એવો છે કે;–"આ સ્તભ, તે,

તે ખીલા (સળાઈ) ને જમીનમાં ઠોકવાનું કહ્યુ. તે પ્રમાણે રાજાએ તે ઠોકવાનો યત્ન કર્યો, પણ તે ૧૯ આંગળ કરતાં વધારે ઊંડી ઊતરી નહિ. એ ફેરવાઈ ગયેલી સ્થિતિને જોઇને નિરાશ થઈ બ્રાહ્મણે કહ્યું કે,-"હે રાજન્! હવે તારુ રાજ્ય લાબો વખત ટકવાનુ નથી; કારણ કે, તે હવે આ સળાઈ પ્રમાણે ઢીલું થઈ ગયું છે. આ સળાઈ માત્ર ઓગણીસ આંગળ જ જમીનમા ઊંડી ઊતરે છે, એટલે તારા રાજ્યનું આયુષ્ય પણ કેવળ ઓગણીસ વર્ષનું જ છે એમ તારે માની લેવુ એ પછી ચહુઆણુ રાજાઓ આવશે અને ચહુઆણ પછી તુર્કોની સત્તા વિસ્તરશે." બ્રાહ્મણનું એ ભાષણ સાંભળીને રાજાના મનમા સંતાપ થયો અને તેણે તે બ્રાહ્મણને વિદાય કરી દીધો. આ દતકથા શાહજહાનના દરબારમાંના ખડ્ગરાય નામના કોઈ કવિએ લખેલી છે. એ ખડ્ગરાયકૃત પદ્યના અંતમાં-

'કહે વ્યાસ જગજોતી । આગમુ આગમુ હો જાને, ॥
તુમાર, તૈ ચોવ્હાન હોય । પુની પુની તુર્કન' ॥ ૧ ॥

એવુ એક પદ્ય આપેલું છે અને એથી એ વ્યાસ નામનો કોઈ બ્રાહ્મણ હોવો જોઇએ, એમ સ્પષ્ટ દેખાઈ આવે છે. અસ્તુ આવા પ્રકારની દતકથા સાંભળી વ્યાસના આપેલા સુવર્ણની સળીરૂપ એ લોહસ્તંભને જોઇ પ્રેક્ષકનું હૃદય થોડીવારને માટે આશ્ચર્યમાં તલ્લીન થઈ જાય છે. હવે આપણે આપણી વાર્તાના પ્રવાહમાં આગળ વધીએ

જેમ પ્રભાવશાલિની અને ન્યાયવતી રાજસત્તાનો સંહાર થતાં રાજ્યમાં સર્વત્ર અરાજકતા અને દુર્જનોના અનાચાર તથા અત્યાચારોની પ્રબળતા થાય છે, તે પ્રમાણે, પ્રકાશમાન સૂર્યનો જગતમાંથી લોપ થતાં ભયકર અધકારમયી અને સર્વ પાપીઓને તેમના પાપકર્મમાં સાહાય્યભૂત થનારી નિશાદેવી (?) ના સામ્રાજ્યનો સર્વત્ર વિસ્તાર થયેલો જોવામાં આવતો હતો તેમાં પણ વળી લોહસ્તંભની આસપાસના ભાગમાં મનુષ્યવસતિનું નામ નિશાન પણ ન હોવાથી અને અરણ્યનો પ્રસાર હોવાથી એ સ્થાનમા રાત્રિની ભયંકરતા મનુષ્યોથી ઉભરાઈ જતા નગર કરતાં વિશેષ દેખાય, એ સર્વથા સ્વાભાવિક જ હતુ. આકાશસદનમા નક્ષત્રોનો મદ મંદ પ્રકાશ વિસ્તરેલો જોવામાં આવતો હતો, પરંતુ તેમનામાં એ અંધકારનો પ્રતિકાર કરવાની શક્તિ ન હોતી 'એક ચંદ્ર અધકારને હણે છે, અને અસંખ્ય તારાઓ એ કાર્ય કરી શકતા નથી' એ ઉક્તિની સત્યતાનો પ્રત્યક્ષ પરિચય થતો હતો. રાત્રિના એવા અંધકારવ્યાપ્ત સમયમાં લોહસ્તભની નીચે જ શ્વેતવસ્ત્રધારિણી કોઈ બે આકૃતિઓ ઊભેલી દેખાતી હતી. પણ તે આકૃતિઓ પ્રમદાની છે કે પુરુષની એની કલ્પના કરી શકાતી ન હોતી. ચાલો, ત્યારે વાચકો, આપણે કાળ અને

સ્થળની મર્યાદાને ભેદીને તેમની પાસે જઇએ અને તેમનો પરિચય કરી લઇએ. જુઓ, આપણે હવે એમની પાસે આવી પહોંચ્યા છીએ અને તેથી બરાબર જોઈ શકીએ છીએ કે, મસ્તકથી ચરણપર્યન્ત શ્વેત વસ્ત્રથી આચ્છાદિત એ બે કોઈ સ્ત્રીની આકૃતિઓ જ છે; પરંતુ ખેદનો વિષય એટલો જ છે કે, તેઓ નકાબપોશ હોવાથી આપણે તેમના મુખદર્શનનો લાભ લઈ શકતા નથી. હશે, એ લાભ ન મળ્યો તો આપણે તેમના પરસ્પર સંભાષણના શ્રવણથી જ સંતોષ માનીશુ.

"શું, હજી નિયત કરેલો સમય થયો નથી? એ કેમ ન આવ્યા? તેં એમને મારો રુક્કો અને પયગામ તો બરાબર પહોંચાડ્યો હતો ને?"

"મારા કામમા કોઇવાર ભૂલ આવી છે ખરી કે? એક તો મારા કામમાં સુસ્તાઈ કરવાનો મારો સ્વભાવ જ નથી અને આ તો વળી તમારુ કામ હતું, એટલે હું બેદરકારી રાખુ એ બને જ કેવી રીતે વારુ? મારા ધારવા પ્રમાણે હજી વખત થયો નથી. જે વખત જાય છે, તેમા તે આવવા જ જોઇએ. એમના કોલમા મારો પૂરો ભરોંસો છે."

"તારો ભરોંસો છે અને શું મારો ભરોંસો નથી? છે જ, પરંતુ વ્યથિત મન ઇચ્છિત વસ્તુને મેળવવા માટે જ્યારે આતુર થાય છે, ત્યારે એક પળનો વિલંબ પણ તે મનને શંકાશીલ બનાવી નાખે છે અને તેથી તે સંભવિત કે અસંભવિત અનેક પ્રકારના તર્ક વિતર્ક કરવા મંડી જાય છે. મારી પણ અત્યારે એવી જ અવસ્થા હોવાથી જો મારા મનમા શંકા આવે તો તેમાં મારો કાંઈ પણ દોષ નથી."

"તમારુ આ કથન અક્ષરે અક્ષર સત્ય છે."

એ બે સ્ત્રીઓનું એ પ્રમાણેનું સંભાષણ ચાલ્યા કરતુ હતુ, એટલામા થોડીવાર પછી રીછના ચામડાના ડગલાથી ઢંકાયલો અને તેથી સર્વથા રીછ જેવો દેખાતો એક પુરુષ ત્યા આવી લાગ્યો. જો તેના માથાપર દુપટ્ટો ન હોત, તો અવશ્ય દૂરથી કોઈ તેને રીંછ જ માની લેત એ ડગલાને કમરપર દોરીવડે બાંધી લેવામાં આવેલો હોવાથી તેની પાસે કાંઈ પણ શસ્ત્રાસ્ત્ર હોવાનું બહારથી તો દેખાતુ ન હોતું. પણ એ સમય એવો ચાલતો હતો કે, આવા રાત્રિના કાળમા અને નિર્જન સ્થાનમા એવો કોઈ પુરુષ શસ્ત્રાસ્ત્ર આદિ સંરક્ષણના સાધનો વિના આવે, એમ માનવું અશક્ય હતુ અને તેથી તેણે છૂપી રીતે તે સાધનોને પોતા પાસે રાખેલાં હોવાં જ જોઇએ, એવી કલ્પના કરવામા કશો પણ પ્રત્યવાય આવે તેમ નથી જ. એ પુરુષ એકદમ કોઈપણ પ્રકારના સંકોચ વિના લોહસ્તંભ પાસે ચાલ્યો આવ્યો અને ત્યા ઉભેલી બે અબળાઓને જોઇને વિનય તથા ગંભીરતાથી

સવાલ કર્યો કે,–" બાનુઓ, આપ કોણ છો અને આટલી મોડી રાત્રે આવા ભયંકર સ્થાનમાં શા કાર્ય માટે આવ્યા છો ?"

"બહાદુર અનવરુદ્દીન ! આપને પોતાના કૌલ પ્રમાણે આવેલા જોઇને અમને ઘણો જ આનંદ થયો છે. અમે આપની જ વાટ જોતા ઊભા હતા " એક બાનુએ અનવરુદ્દીનને તરત ઓળખીને પોતાના મધુર કંઠમાંથી નીકળતા કોકિલા સમાન સ્વરથી કહ્યુ.

"ત્યારે રુક્કો લખનાર અને મને મસ્લેહત કરવાને આ સ્થળે બોલાવનાર નામેવર બાનુ આપ જ છો કે ?" અનવરુદ્દીને પૂછ્યુ.

"જી હા–એ પોતે જ." બીજી અબળાએ વચ્ચે જવાબ આપ્યો.

અનવરુદ્દીને તે બીજી અબળાના અવાજથી તેને રુક્કો લઇને દીવાને-આમના દ્વારપર આવી લાગેલી લલના તરીકે તત્કાળ ઓળખી લીધી અને હવે પછી ભેદનો શો પડદો ઉઘડે છે, એના વિચારમા પડવાથી તે પોતે વધારે કાંઇપણ બોલ્યો નહિ

તેને આવી રીતે મૌન્ય ધારણ કરી ઉભેલો જોઇને થોડીવાર પછી પ્રથમ પ્રમદાએ પોતાની પીયૂષવાહિની જિહ્વાથી પ્રાર્થના કરી કે,–"દિલશેર અનવરુદ્દીન, અત્યારે આવી રીતે મેં આપને અહીં બોલાવીને શા માટે તકલીફ આપી છે અને આપની સાથે મારે શી ગુપ્ત મસ્લેહત કરવાની છે, એની, હુ ધારુ છું કે, આપના મનમાં તો કશી કલ્પના નહિ જ આવી હોય કેમ ખરુ કે નહિ ?"

"જી–આપની એ ધારણા ખરી છે, હું કાંઈ પણ કલ્પના કરી શકયો નથી." અનવરુદ્દીને કહ્યું.

"ગુસ્તાખી મોઆફ હુ આપને સવાલ કરું છુ કે, મુગલિયા ખાન્દાનની આબરુને આપ પોતાની આબરુ સમજો છો ખરા કે ? નમકહલાલી અને જાનિસારીનો અર્થ કેટલો બધો સૂક્ષ્મ છે, એ આપ બરાબર જાણો છો ને ? કેટલીકવાર નમકહલાલ મુસાહિબના શિરપર એવા કર્ત્તવ્યનો ભાર પણ આવી પડે છે કે, પોતાના માલિકની ભલાઇ માટે માલિકની ઇતરાજી હોવા છતાં પણ તે કર્ત્તવ્ય કરવુ પડે છે, એ તો આપ જાણતા જ હશો " પ્રથમ સ્ત્રીએ વ્યાખ્યા કરી.

"હુ નમકહલાલી અને જાનિસારીના સૂક્ષ્મ અર્થને બરાબર જાણું છુ કે નહિ અને હુ પોતે નમકહલાલ છું કે નહિ, એ મારા પોતાના મુખથી હુ કહી શકતો નથી. જો આપનો મારામાં વિશ્વાસ હોય, તો ભેદ જણાવો અને નહિ તો પાછાં પોતાને ઘેર ચાલ્યા જાઓ " અનવરુદ્દીને જરાક કરડાકીથી એ વાકયો ઉચ્ચાર્યા

"ખરું છે–'હીરા મુખસે ના કહે, લાખ હમારો મોલ !" મારો આપના વચન અને વર્તનમાં પૂરેપૂરો વિશ્વાસ છે અને તેથી આપને મારો ભેદ જણાવી દેવામાં હું કોઇ પણ પ્રકારની હાનિ સમજતી નથી માત્ર એટલું જ વિનવીને કહું છુ કે, હવે પછી મારી અને મારા ખાનદાનની આબરુની જવાબદારી આપના માથાપર છે, એ કદાપિ ભૂલશો નહિ" એમ કહીને તે પ્રથમ અબળાએ પોતાના મુખપરથી નકાબના પડદાને દૂર ખસેડી દીધો–નકાબમાંથી પ્રકટ થયેલા તે વનિતાના વદનને જોતા જાણે અભ્ર વિખરાઇ જતાં ચંદ્ર પ્રકટ થયો હોયની! એવો જ અનવરુદ્દીનને ભાસ થવા લાગ્યો. "હૂર, આપ કોણ છો અને કોની મન્જૂરેનજર છો ?"

"હું હજી કોઇની નૂરેનજર (પુત્રી) છુ–કોઇની મંજૂરેનજર (પત્ની) થવાના ભાગ્યને પ્રાપ્ત કરી શકી નથી હજી સુધી કોઇ ગયર મર્દે મારુ મુખ જોયું નથી–એ શર્મ અને હયાના પડદાને આજે મેં આપ સમક્ષ પહેલી જ વાર રુખ્સત આપી છે અને તે એક મોટી ભાવી આશાથી" તે સ્ત્રીએ માર્મિકતાથી જણાવ્યું.

"આપે અત્યારે પોતાનાં ચંદ્રમુખના દર્શન કરાવી મને જે માન આપ્યું છે, તે માટે તાકયામત હું આપનો એહસાનમદ રહીશ. પણ મારામાં આપે એવી તે શી મોટી આશા રાખી છે, એ જો હરકત ન હોય તો સત્વર જણાવવાની મેહરબાની ફરમાવશો કે ?" અનવરુદ્દીને આતુરતાથી પૂછ્યું, અને તેના ઉત્તરને સાંભળવાને ઉત્કંઠિત થઇને તે ઉભો રહ્યો.

"એ હું જણાવીશ; પણ એક શર્ત્તથી તે શર્ત્ત એ છે કે, જેવી રીતે આપના વચન અને વર્ત્તનમા મેં વિશ્વાસ રાખ્યો છે, તેવી રીતે મારા વચન અને વર્ત્તનમાં આપે વિશ્વાસ રાખવો અને આ ક્ષણે જ મારા નામ આદિને જાણી લેવાનો હઠ ન કરતાં હું કહું, તે પ્રમાણે વર્ત્તવાનુ મને વચન આપવું કેમ કબૂલ છે ?" તે યુવતીએ એક ગૂંચવાડા ભરેલો સવાલ રજૂ કર્યો

તરુણ અને વીરનર હોવા છતાં એક તરુણીના આવા સવાલથી અનવરુદ્દીન ઘડીભર વિમાસણમાં પડી ગયો અને એનો હવે શો જવાબ આપવો, એનો તેને કોઇ માર્ગ સૂઝયો નહિ તેને આવી રીતે દિગ્મૂઢ થયેલો જોઇને તે તરુણીએ પુન પ્રશ્ન કર્યો કે,–'કેમ, જવાંમર્દ, મારા આ સવાલથી ડરી ગયા કે શુ ?"

"હું ડરી ગયો નથી અને ડરવાનો પણ નથી. હુ આપની શર્તને બસરોચશ્મ મંજૂર કરું છું. જે કહેવાનુ હોય તે કહી નાખો." અનવરુદ્દીને ડરી જવાનું મેણું સાંભળી ઉશ્કેરાઈ જઇને કહ્યુ.

"મરહબા—ખુદા આપની ઉમ્ર દરાજ કરો! થોડા વખતમાં ઈરાનના લુટારા નાદિરની દિલ્હીની શાહજાદી સાથે શાદી થવાની છે. એ વાતને તો આપ જાણતા હશો જ ?" યુવતીએ કહ્યું

"એ વાતને આજે દિલ્હીમાં કોણ નથી જાણતું વારુ ?" અનવરુદ્દીન બોલ્યો.

"બસ—ત્યારે જે દિવસે એ શાદી થઈ જાય, તે દિવસે રાત્રિના આ સમયે જ અને આ સ્થળે જ આપ બે ઘોડા તૈયાર રાખીને ઉભા રહેજો અને આ વીંટીની જોડીની બીજી વીંટી લઈને જે એક અબળા તમારી પાસે આવે, તેને લઈને આપની ઇચ્છામાં આવે ત્યાં તત્કાળ પલાયન કરી જજો" એમ કહીને તે નવયૌવના લલનાએ એક હીરાજડિત મુદ્રિકા અનવરુદ્દીનના હાથમાં આપી અને તેનો તેણે માનપૂર્વક સ્વીકાર કર્યો.

"હું પણ સાથે પૈસા વગેરે રાખવાની ખટપટમાં પડશો નહિ; કારણ કે, તે અબળા પાસે ધનની વિપુલતા હોવાથી તમારે એની ચિન્તા કરવી પડે તેમ નથી જ. બોલો—આ પ્રમાણે વર્ત્તશો કે ? એ કાર્ય કર્યા પછી જ તમે જાણી શકશો કે, મુગલિયા ખાન્દાનની તમે કેવી અને કેટલી સેવા બજાવી છે અને કોની આબરુ બચાવી છે. હા કે ના ?" કામિનીએ દૃષ્ટિની સ્થિરતારૂપ જાદૂનો પ્રયોગ ચલાવીને કહ્યું

"જે વાતની આ અનવરુદ્દીન એકવાર હા પાડી ચૂકયો છે, તેની હવે જાન જતા પણ 'ના' તો પાડવાનો નથી જ. પછી એનુ પરિણામ જે થવાનુ હોય તે થાય, એની હું દરકાર રાખતો નથી." અનવરુદ્દીને પોતાનો સાહસમય નિશ્ચય જણાવી દીધો.

"આફરીન, આફરીન, અય નૌજવાન! આફરીન!!" એવી રીતે તે અબળા ધન્યવાદના ઉદ્‌ગાર કાઢતી હતી, એવામાં અચાનક તેનું આખુ શરીર કંપી ગયુ અને તે અનવરુદ્દીનને ધીમા સ્વરથી કહેવા લાગી કે,— "અહીં તમારી પીઠ પાછળથી કોઇ માણસના પસાર થઈ જવાનો મને ભાસ થયો છે મને લાગે છે કે, આટલામા જ કયાંક છૂપાઇને એણે આપણી વાતો અવસ્ય સાભળેલી હોવી જોઇએ ન કરે ખુદા ને જો એ કોઇ જનાનખાનાનો જાસૂસ હશે, તો મારી આ બધી કરી કમાણી ધૂળમાં મળી જશે-અને નફામાં રુસવાઈ અને જિલ્લત જ મળશે"

"એનો ઇલાજ હુ અત્યારે જ કરી નાખું છું." એમ કહી અનવરુદ્દીને પીઠ ફેરવી અને જેવો તે આગળ વધવા જતો હતો કે તે ક્ષણે જ પિસ્તોલની એક ગોળી તેના માથાપરથી સનનન કરતી પસાર થઈ ગઈ; તો પણ એની પરવા ન કરતા તે આગળ વધ્યો અને એક ઝાડની આડમાં ઊભેલા એક કાળા પોશાકવાળા મર્દને તેના શરીરપર ભૂખ્યા વાઘ પ્રમાણે

ધસારો કરીને તેણે જમીનપર પછાડી દીધો. તેની છાતીપર ગોઠણ માંડીને તે મહા કોપથી પૂછવા લાગ્યો કે,–"બોલ–ઓ નાપાક કૂતરા, તુ કોણ છે અને આમ બાયલા પ્રમાણે મારાપર ગોળી ચલાવવાનો તને શો સબબ છે?"

પીલતન અનવરુદ્દીનના પંજામાંથી હવે છટકી જવાનુ અશક્ય ધારીને તે પાપીએ લાજ છોડી જવાબ આપ્યો કે,–"અનવરુદ્દીન! તમને મારી નાખવાનુ મને ખાસ કશું પણ કારણ નથી; પણ મારા માલિકના હુકમની તામીલ કરવાને જ મારે અહીં આવવુ પડ્યું છે."

"ઓળખ્યો, ઓ નમકહરામ માલિકના નમકહરામ નફર, તને મેં બરાબર ઓળખ્યો. સાદતખાનના ટુકડાથી પળાયલા અને સાદતખાનના રુક્કાને નાદિરના હાથમાં પહોંચાડનારા રજીયુદ્દીન, તારી બેવફાઇના એક નહિ, પણ અનેક પૂરાવા મારી પાસે છે. હં, પણ પેલી બાનુઓ સાથે ચાલતી મારી વાતચીત તેં સાભળી છે ખરી કે? ખોટુ બોલીશ તો મુઓ જ જાણજે." અનવરુદ્દીને પાપીને ઓળખીને ભય બતાવ્યો.

"મેં તમારી બધી વાતચીત સાંભળી છે અને એ બે સ્ત્રીઓ કોણ છે, એ પણ હું સારી રીતે જાણુ છું. પણ રહમ કરીને જો તમે મારી જાન મને બક્ષશો, તો હું ઈમાનના કસમ ખાઇને કહું છું કે, આ વાતને હું ફોડીશ નહિ અને આજથી આપનો તાબેદાર ગુલામ બની રહીશ." રજીયુદ્દીને દયાની યાચના કરીને કહ્યુ.

"રજીયુદ્દીન, તારાપર મારી આખ તો હતી જ અને નાદિરશાહના ગયા પછી તને અને તારા નમકહરામ માલેકને તમારા કાવત્રાં ઊઘાડાં પાડીને જિલ્લે સુબહાની બાદશાહ સલામતના હાથે જ સજા અપાવવાનો મારો ખિયાલ હતો; પણ ખુદાની મરજી એવી જ છે કે, તારો ઇન્સાફ મારા હાથે જ થવો જોઇએ અત્યારે તે જે અમારી વાતચીત સાંભળી છે, તેપર મુગલિયા ખાન્દાનની આબરુનો સવાલ લટકેલો હોવાથી તારા જેવા એક નાપાક અને જરપરસ્ત બન્દાના વચનમાં હુ વિશ્વાસ રાખી શકતો નથી ઓ ખાકના પુતલા! જો તારો કિસ્સો પાક થાય છે!" એમ કહેતાની સાથે જ અનવરુદ્દીને પોતાની તીક્ષ્ણ કટાર તે પાપીની છાતીમાં ખોસી દીધી અને તેથી એક ભયંકર ચીત્કાર કરીને તે ગુનાહે અજીમનો કરનારો અને રજીયુદ્દીન નામને લજાવનારો જહન્નમવાસિલ થઈ ગયો. તેના ચીતકારને સાભળીને તે બે અબળાઓ ત્યાં દોડી આવી અને અનવરુદ્દીનને સલામત જોઈ હાસ્ય કરીને પ્રથમ યુવતી કહેવા લાગી કે; "અનવરદ્દીન, આ ચીત્કાર સાભળીને મારા મનમાં તો કાંઇક બુરા ખિયાલો આવી ગયા હતા, પણ આપને સહીસલામત અને દુસ્મનને જહન્નમવાસિલ થયેલો જોઇને મારો ગમ ખુશીથી બદલાઈ ગયો છે. હજાર હજાર

શુક્ર તે પાક પરવરદિગારના કે જેણે આપને દુશ્મનપર અત્યારે આવી કામયાબી આપી છે. આપણી ભાવી આશાની ફતેહમંદીની આ પહેલી નિશાની છે હુ આપને આપની ફતેહ માટે મુબારકબાદ આપીને હવે જવાની રજા લઉં છુ તકલીફ મોઆફ કરશો. ”

“ પધારો–ખુદા હાફિજ ” અનવરુદ્દીને કહ્યુ

તે અબળાઓ ત્યાથી ચાલી ગઈ અને તેમના જવા પછી અનવરુદ્દીન તે પ્રથમ યુવતી વિશે મનમાં વિચાર કરતો કહેવા લાગ્યો કે,–“ એ સૌન્દર્યવતી, બુદ્ધિમતી અને વાચાળ વનિતા કોણ હશે વારુ ? છે તો કોઈ જનાનખાનામા રહેનારી, પણ કોણ છે તે જાણી શકાતુ નથી. એના ભાષણના પ્રવાહમા એ એકવાર એમ બોલી ગઈ કે, ‘ હવે પછી મારી અને મારા ખાન્દાનની આબરુની જવાબદારી આપના માથાપર છે, એ કદાપિ ભૂલશો નહિ ’ તો શુ એ શાહજાદી પોતે તો નહિ હોય ? વળી ‘ તે અબળા વિપુલ ધન લઇને આવશે ’ એ તેના કહેવાથી પણ આ શકા જ પ્રબળ થાય છે. પણ અરે–શાહજાદીના લગ્ન તો નાદિરના શાહજાદા સાથે થવાનાં છે અને તે પલાયન કરવાનો પ્રયત્ન કરે, એ કેમ કરીને માની શકાય વારુ ? આ બધો કેવા ગૌડ બગાળનો પ્રકાર છે તે સમજવામા આવી શકતુ નથી પણ એ બાનૂની મુખમુદ્રા, પ્રભાવશાળિતા અને ગંભીર વાણીને જોતા એ દૂરનો કાઈ પણ નઠારો વિચાર કે હેતુ હોય એવી શંકા તો નથી જ આવતી. એટલા માટે જે વચન આપ્યુ છે તેનુ પાલન તો કોઈ પણ જોખમે કરવુ જ જોઇએ અત્યારે પરિણામનો વિચાર કરવાનો નથી ”

એ પ્રમાણેના મનોરાજ્યમા નિમગ્ન થઈ અનવરુદ્દીન દિલ્લીનગર અથવા શાહજહાનાબાદમાં જવા માટે યમુના નદીના તીરપરથી ચાલવા લાગ્યો. કેટલેક દૂર જવા પછી તેના મનમા અચાનક એક વિચાર આવતા દિલ્લીમા પ્રવેશ કરીને સાદતખાનના આવાસ પાસેથી પસાર થવાનો તેણે નિશ્ચય કર્યો. એ નિશ્ચય પ્રમાણે જ્યારે તે સાદતખાનના ઘરની નીચે આવી લાગ્યો, ત્યારે, ઊપરના ભાગમાં સાદતખાનના બેસવાના ઓરડામા દીપકનો પૂર્ણ પ્રકાશ તેના જોવામાં આવ્યો તેણે નીચે બેઠેલા સિપાહીને પૂછ્યુ કે,–“ શુ, સૂબેદાર સાહબ હજી જાગે છે કે ? ”

“ જી હા–અમીરઉલઉમરા નિજામુલ્મુલ્ક આવ્યા છે તેમની સાથે તેઓ કાંઈક વાતચીતમાં રોકાયલા છે ” સિપાહીએ જવાબ આપ્યો

“ મારે અત્યારે જ તેમને બાદશાહ સલામતનો એક જરૂરનો સદેશો કહેવાનો છે એટલે એઓ જાગતા બેઠા છે એ ઠીક જ થયુ. નહિ તો એમની નિદ્રાનો ભંગ કરવો પડત. ” એમ કહીને અનવરુદ્દીન વધારે

કાઈ પણ બોલ્યા વિના એકદમ ઊપર ચાલ્યો ગયો અને સિપાહીએ તે પોતે તેને સારી રીતે ઓળખતો હોવાથી અટકાવ્યો નહિ. અનવરુદ્દીન ઊપર જઈ ઓરડાની બહાર ઊભો રહ્યો અને એક અડધી ઊઘાડી બારીમાંથી જે દેખાવ તેણે જોયો, તેથી તે સર્વથા દિગ્મૂઢ અને અર્ધમૃત સમાન બની ગયો.

—

## પ્રકરણ ૧૫ મું.

## વિષપાન.

જે ઐતિહાસિક સમયમા આપણે અત્યારે વિચરીએ છીએ, તે સમયમા કેટલાક યૂરોપીયનો હિન્દુસ્તાનમા વ્યાપારી આદિના રૂપમા આવતા હોવાથી તેમની કેટલીક રીતભાતોનો હિન્દુસ્તાનમાં ધીમો પ્રવેશ થવા માડ્યો હતો અને શાહજહાનના સમયના તેવા એક ઉદાહરણનો અમે આગળ ઉલ્લેખ કરેલો છે અર્થાત્ સાદતખાનના દિલ્હીમાના ઘરનો એક ખાનગી ઓરડો પાશ્ચાત્ય દેશની કેટલીક પદ્ધતિ પ્રમાણે શ્રૃંગારેલો હતો અને તેથી ત્યા ગાદીતકીયા વગેરેના સ્થાનમાં ટેબલ અને કુરસીઓ આદિની યોજના કરેલી જોવામા આવતી હતી. અત્યારે છતમાં એક દીવો ટાંગેલો હતો અને તેની નીચેના ગોળ ટેબલની એક બાજૂએ આરામ કુરસીમા સાદતખાન શરીરને નાખી દઈને પડ્યો હતો અને બીજી સ્હામી બાજૂએ નિજામુલ્મુલ્ક એક હાથવાળી કુરસી ( આર્મ્ ચેર્ ) માં ટટાર બેઠો હતો, ગોળ ટેબલપર ઉત્તમ જરી કામનુ ટેબલ ક્લૉથ્ બિછાવેલું હતુ અને તેની ઉપર અત્યારે કાચના એક પ્રકારના લાલરગી પ્રવાહીથી ભરેલા બે ગ્લાસ પડેલા દેખાતા હતા શોકથી સાદતખાનની મુખમુદ્રા કૃષ્ણવર્ણ થઈ ગઈ હતી અને નિજામુલ્મુલ્કના મુખમડળમાં પણ ચિન્તાની એવી જ શોક-કારક છટા દૃષ્ટિગોચર થતી હતી સારાશ કે અત્યારે ત્યા શોક, ચિન્તા અને નિરાશાનુ પ્રબળ સામ્રાજ્ય વિસ્તરેલુ જોવામા આવતુ હતુ. છૂપાઈને ઊભા રહેલા અનવરુદ્દીનના મનમા પણ એ શોકનો આઘાત થોડે કે વધારે અશે થયો તો ખરો જ. કેટલાક સમય પર્યન્ત મૌન્યનુ અવલબન કર્યાં પછી નિજામુલ્મુલ્કે મૌન્યનો ભગ કરી સાદતખાનને ઉદ્દેશીને કહ્યુ કે,—“ મારા હમરાજ અને મેહરબાન દોસ્ત સાદતખાન, હવે વિલબ કરવાનો સમય નથી. વખતના જવા સાથે રાત વીતતી જાય છે અને જો આમ વિચારમા ને વિચારમાં સવાર થઈ જશે, તો આપણી રુસવાઈ અને બેઈજ્જતીને આપણે કોઈપણ રીતે અટકાવી શકવાના નથી. અબ્-બાસ–નાદિરે આપણું એટલુ બધુ ભયકર અપમાન કર્યું છે કે તેવા અપમાનને સહન કરી જીવતે મુઆ જેવા થઈ રહેવા કરતા આ ઝેરનો

પ્યાલો ગટગટાવીને આ જિંદગાનીનો છેડો લાવી દેવો, એ જ આપણા હકમાં ઘણી સારી વાત છે. સવારમાં કરેલા આપણા નિશ્ચયના અમલનો વખત અત્યારે આવી લાગ્યો છે, માટે મર્દ થાઓ, હિમત લાવો અને આ પ્રવાહી પી જાઓ ".

અહીં જણાવવું જોઇએ કે, નાદિરશાહ પાસેથી ભયંકર અપમાન પામીને નીકળ્યા પછી નિઝામુલ્મુલ્ક અને સાદતખાને એવો નિશ્ચય કર્યો હતો કે,-" આટલું અપમાન સહન કરીને શર્મ ભરેલી જિન્દગી ભોગવવા કરતા અને લોકોની નિન્દાને પાત્ર થવા કરતા મરી જવુ જ વધારે બેહતર છે " આ મરણના પ્રસ્તાવને પ્રથમ રજૂ કરનાર નિઝામુલ્મુલ્ક હતો અને અંતે પરસ્પર સમતિથી તેમણે વિષપાન કરી રાત્રે આત્મહત્યા કરવાનો નિશ્ચય કર્યો હતો એ નિશ્ચયની અત્યારે પૂર્ણતા થવાની હોવાથી વિષના બે પાત્રો તૈયાર કરવામાં આવ્યા હતા અને ટેબલપર પડેલા કાચના બે ગ્લાસો તે એ વિષપાત્રો જ હતાં નિઝામુલ્મુલ્કનો પુન ઉપર્યુક્ત પ્રસ્તાવ સાભળીને સાદતખાન એક દીર્ઘ નિશ્વાસ નાખીને કહેવા લાગ્યો કે,-" ખુરાસાનથી હુ હિન્દુસ્તાનમા આવ્યો, આટઆટલી જેહમતો ઉઠાવી, બે શુમાર દૌલત જમાવી અને આટલી નામના કમાવી તે આજે આમ પોતાના હાથે જ જહર ખાઇને મરી જવામાટે જ ને ? ખરેખર આ દુનિયાને ફાની કહેવામા આવે છે, તે કાંઈ ખોટુ તો નથી જ. ઇન્સાન ગમે તેટલી ખટપટો અને ગમે તેવા મન્સૂબા કરે, પણ છેવટે તો બધુ ખુદાની મરજી પ્રમાણે જ થાય છે. ' મર્જીયે મૌલા-અજ્હમા ઔલા !' અય દોસ્ત નિઝામુલ્મુલ્ક, જાણે કે અજાણે મારા હાથે તમારો જે કાંઈ પણ અપરાધ થયો હોય, તેની હું આ છેલ્લી ઘડીયે મોઆફી ચાહુ છુ"

"એ મોઆફી આપવા સાથે હું પણ મારા તેવા અપરાધની અંતઃકરણ પૂર્વક ક્ષમા ઇચ્છુ છું" નિઝામુલ્મુલ્કે ટુંકામાં પતાવ્યું

"અરેરે-અત્યારે આવી રીતે આત્મહત્યા કરીને મરતા મારુ જિગર ચીરાઈ જાય છે જો આપણે નમકહલાલીથી બાદશાહના પક્ષમાં રહી લડીને જંગના મયદાનમા મરી ગયા હોત, તો આપણી કેટલી બધી નામના થાત ! અત્યારે આપણે જે નિન્દાના ભયથી પ્રાણત્યાગ કરીએ છીએ, તે નિન્દા તો આપણા મરણ પછી પણ થવાની તો ખરી જ લાભ કેવળ એટલો જ છે કે, મરી જવાથી આપણે પોતે એ નિન્દાને સાંભળીશું નહિ. હશે-જેવી પરવરદિગારની મરજી !" સાદતખાને વિષપાત્રને હાથમાં ઉપાડીને ઉદ્ગાર કાઢ્યા.

નિઝામુલ્મુલ્કે પણ વિષપાત્રને હાથમા ઉપાડી લીધુ અને ગંભીરતાથી કહ્યુ કે;-"દોસ્ત સાદતખાન, આ આપણા વચ્ચેની હવે છેલ્લી વાતચીત છે;

કારણ કે, એકવાર આ પાણી આપણા ગળાથી નીચે ઊતરી ગયું કે એક પ્રહર પછી આપણો અંત થઈ જવાનો. મારો એવો ઇરાદો છે કે, હું આ વિષપાન કરીને મારે ઘેર ચાલ્યો જાઉં, એટલે મરી જવા પછી મારા લાગતા વળગતાઓ મને દફનાવવાની યોગ્ય ક્રિયા આપણા મજહબ પ્રમાણે કરી શકે. એક રીતે તો આપણે ખરેખરા ભાગ્યશાળી છીએ કે, જીવનકાળમાં જેમ આપણે સદા સાથે રહ્યા છીએ, તેમ મરણના વ્યાપારમા પણ ભાગીદાર છીએ અને મરવા પછી આપણી કબરો પણ એક જ સ્થાનમા ચણાશે”

“ખુદા કરે ને લોકો આપણી કબરપર ફૂલ ચઢાવવાને બદલે લાનતનાં ઝેરી ફૂલ ન ચઢાવે અને મરવા પછી પણ આપણી રૂહોને અજાબ ન પહોંચાવે !” એમ કહીને સાદતખાને ‘બિસ્મિલ્લાહ’ કહીને તે વિષને પોતાના ગળામા ઊતારી દીધુ અને ગ્લાસને દૂર ફેંકી આરામ કુરસીપર ઢળી પડ્યો નિઝામુલ્મુલ્ક પણ સાદતખાનના દેખતા જ વિષપાન કરીને ઉઠ્યો અને પોતાના ઘર ભણી જવાને તૈયાર થયો.

અનવરુદ્દીન જવાના માર્ગમા ઊભેલો હોવાથી તેને આવતો જોઇને એક તરફ ખસી ગયો. નિઝામુલ્મુલ્કે તેને જોયો તો ખરો, પણ ત્યા દીપકનો પ્રકાશ ન હોવાથી તેને સાદતખાનનો જ કોઈ મુસાહિબ ધારીને ઊતાવળથી તે નીચે ઉતરી ગયો અને ત્યાથી ચાલતો થયો હવે અનવરુદ્દીન ઓરડામા આવ્યો. ઓરડાનાં દ્વાર તેણે અંદરથી વાસી લીધા અને ત્યાર પછી તે સાદતખાનને ઉદ્દેશીને કહેવા લાગ્યો કે,–“ગુનાહગાર સાદતખાન, તુ ઓળખી શકે છે કે હુ કોણ છુ ?”

સાદતખાનના શરીરમા હજી વિષનુ અલ્પ પરિણામ થએલુ હોવાથી અને તે વિષ પીડાકારક નહિ કિન્તુ મંદ મરણદાયક હોવાથી સાદતખાને નેત્રો ઊઘાડ્યાં અને અનવરુદ્દીનને પોતા સમક્ષ ઊભેલો જોઇને તે આશ્ચર્યમા લીન થઇ ગયો “ઓ મારી જાનના દુશ્મન, શુ તુ હજી જીવતો છે ? રજીયુદ્દીન પોતાની પ્રતિજ્ઞા પ્રમાણે આજે તને મારી ન શક્યો ? નમકહરામ કૂતરો કોલનો ખોટો નીવડ્યો !”

“નહિ–તારો નોકર તારા કરતાં વધારે નમકહલાલ હતો તેણે મને મારવાનો દાવ તો બરાબર સાધ્યો હતો અને તે જો પોતાના દાવમાં ફાવ્યો હોત, તો અત્યારે હુ લોહસ્તંભ પાસે મરેલો જ પડ્યો હોત; પણ પાપીની નાવ કિનારાપર આવીને ડૂબે છે, એ પ્રમાણે તે મારા હાથમાં ગિરફતાર થયો અને મારી કટારનો શિકાર થયો !” અનવરુદ્દીને કહ્યુ.

“શુ–ત્યારે રજીયુદ્દીન પણ જન્નતનશીન થયો ? મારાપર પોતાની જાનને કુરબાન કરી ગયો ?” સાદતખાને પૂછ્યુ.

"જન્નતનશીન નહિ પણ એમ બોલ કે, દોજખનશીન થયો. તુ હવે દોજખમા જવાનો છે, એ વાતને જાણીને તારા નોકરને પરવરદિગારે દોજખમાં તારા નિવાસની તૈયારી કરી રાખવા માટે આગળથી જ રવાનો કરી દીધો છે." અનવરુદ્દીને તિરસ્કારપૂર્વક કહ્યુ

"શુ તુ મારું ખૂન કરવાને આવ્યો છે?" સાદતખાને, તેને પોતાના વિષપાન કરવાની ખબર નહિ જ હોય, એમ ધારીને વિલક્ષણ પ્રશ્ન કર્યો.

"એકવાર તારુ ખૂન કરવાનો તો મારો વિચાર હતો જ. જો હુ ધારત, તો જે દિવસે રજીયુદ્દીનના હાથે તેં નાદિરને રુક્કો મોકલ્યો તે દિવસે ત્યા ને ત્યા જ હુ તારું કામ તમામ કરી નાખત કારણ કે, હુ ત્યા મૌજૂદ હતો. પણ બાદશાહના હાથે રુસવા કરીને સજા અપાવવાના વિચારથી મેં તેમ ન કર્યું આજે તારી સજા વિષપાન કરીને તેં ભોગવી લીધી છે એટલે બાદશાહ અને જલ્લાદોની જીભ તથા તલવારની તકલીફ ટળી ગઈ છે. જો, નમકહરામીનો કેવો બદલો મળે છે તે જો અને જીવંતુ દોજખ ભોગવીને હવે મુએલાના દોજખમા જા!" અનવરુદ્દીને કટારની ધાર કરતાં પણ તીક્ષ્ણ અને હૃદયને ભેદી નાખનારા વાક્યો ઉચ્ચાર્યાં.

સાદતખાને હવે એનો કશો પણ જવાબ આપ્યો નહિ તેના નેત્રોમાથી અશ્રુની અખંડ ધારાનુ વહન થવા લાગ્યુ તે રુંધાયલા કંઠથી અનવરુદ્દીનને કહેવા લાગ્યો કે,–"અનવરુદ્દીન, તુ ફરિસ્તો છે અને હુ શયતાન છુ પણ મરતી વખતે હું તારી ક્ષમા માગુ છુ અને વિનતિ કરુ છુ કે, બાદશાહનાં ચરણોમાં મસ્તક નમાવીને તું મારીવતી ક્ષમા માગજે જો એ રંગીલો પણ ભોળો બાદશાહ મને ક્ષમા આપશે, તો હુ ગુનાહગાર હોવા છતા પણ જન્નતનશીન થઈશ એવી મારી પૂરી ખાત્રી છે દોસ્ત સાથે તો બધા ભલાઈ કરે છે, પણ આ દુશ્મન સાથે તુ આટલી ભલાઈ કરીશ?"

અનવરુદ્દીનનુ મન પીગળી ગયુ–તેના મનમા દયાનો ઉદ્ભવ થયો અને તે કહેવા લાગ્યો કે,–"હુ નિખાલસ દિલથી મોઆફી આપુ છું અને પ્રાર્થના કરુ છુ કે, પાક પરવરદિગાર પણ તારા ગુનાહોને બક્ષે બાદશાહને પણ હું વિનવીશ અને અવશ્ય મોઆફી અપાવીશ"

"બસ હવે મારા હૃદયનો ભાર ઓછો થયો હવે હુ આરામથી મરીશ" સાદતખાન એટલુ જ બોલી શકયો. વિષનુ ક્ષણે ક્ષણે તેના શરીરમા વિશેષ પરિણામ થતુ જતુ હોવાથી તેની આંખ્યો બધ થવા લાગી, અને તેથી 'હવે અહીં વધારેવાર થોભતુ સારુ નથી' એમ ધારીને 'અલ્વિદા'

કહી અનવરુદ્દીન ત્યાંથી ચાલ્યો ગયો. રાત્રિના તૃતીય પ્રહરના અંતમાં સઆદતખાનના પ્રાણ આ નશ્વર સંસારમાંથી પ્રયાણ કરી ગયા.

* * * * * *

પ્રભાતમાં જ સાદતખાનના અચાનક મૃત્યુના સમાચારનો દિલ્હીનગરમાં પ્રસાર થઈ ગયો અને લોકો એ મરણ વિશે અનેક પ્રકારના ભિન્નભિન્ન તર્કવિતર્ક ચલાવવા લાગ્યા. અનવરુદ્દીને પ્રભાતમાં જ બાદશાહને જઈને રાત્રિની ઘટનાનો બધો વૃત્તાંત કહી સંભળાવ્યો હતો અને બાદશાહે સાદતખાનના અપરાધની ક્ષમા પણ આપી હતી, એટલે બાદશાહના મનમાં તો આશ્ચર્ય જેવું કાંઈ થયું જ નહિ અનવરુદ્દીને નિઝામુલ્મુલ્કના વિષપાન કરવાની વાત પણ શહનશાહને કહી હતી, પરંતુ પ્રહર દિવસ થવા છતાં જ્યારે તેના મરણની કાંઈ પણ વાર્તા સાંભળવામાં ન આવી, ત્યારે શહનશાહને કાંઇક અજાયબી થવા લાગી. નિઝામુલ્મુલ્કના મરણના સમાચાર ન આવવામાં ખરું રહસ્ય તો એ હતું કે, ગત રાત્રિએ વિષની યોજના અને તૈયારીનું કાર્ય નિઝામુલ્મુલ્કે કર્યું હતું અને તે વેળાએ ચાલાકી વાપરીને સાદતખાનના પાત્રમાં વિષ નાખી પોતાના પાત્રમાં કેવળ વિષ નાખવાનું મિષ જ કર્યું હતું અર્થાત્ સાદતખાને સત્ય વિષપાન કરીને આ જગતમાંથી સદાને માટે પ્રયાણ કર્યું અને નિઝામુલ્મુલ્ક કપટવિદ્યાના પ્રયોગમાં વિજય મેળવી કેટલીક ભાવિ રાજકીય ખટપટો કરવામાટે જીવતો જ રહ્યો. નિઝામુલ્મુલ્ક નાદિરને આગલે દિવસે કરેલા વાયદા પ્રમાણે બે કરોડની રકમ આપી આવ્યો અને તેના કોપથી મુક્ત થયો બપોર પછી સાદતખાનનો જનાજો ઊપડ્યો. બાદશાહ પોતે એ પ્રસંગે આવેલો હોવાથી બધા અમીર ઉમરા અને સારા સારા નાગરિકો પણ આવ્યા હતા અને તેથી સાદતખાનના મૃતશરીરનું સારું માન અને ગૌરવ જળવાયું જે વેળાએ તેની લાશને કબરમાં—ભૂમિના ગર્ભમાં—ઊતારવામાં આવી, તે વેળાએ તે પોતાનો સર્વનાશક ગુપ્ત શત્રુ હોવા છતાં પણ બાદશાહનાં નેત્રોમાંથી અશ્રુના બિન્દુ ટપકવા માંડ્યાં અને બીજા કેટલાકોની પણ એજ અવસ્થા થઈ. નિઝામુલ્મુલ્ક પણ એ પ્રસંગે આવ્યો હતો, પણ તેના પાષાણ હૃદયે તેના નેત્રો સાથે અશ્રુનો મેળાપ થવા દીધો નહિ. અમાનુષતાનું એથી વિશેષ બીજું સબળ પ્રમાણ શું જોઇએ વારુ?

કબ્રસ્તાનમાંથી પાછા ફરેલા અને સ્મશાન વૈરાગ્યની સત્તામાં આવેલા લોકોના મુખમાંથી સંસારની નશ્વરતાના જ ઉદ્‍ગારો નીકળતા હતા. એક અમીરે બીજાને ઉદ્દેશીને કહ્યું કે,—"અત્યારે મને એક શાયરના આ વિચારો યાદ આવે છે,

"હરતરફ ફિતરત હી ફિતરત હય યહા છાઈ હુઈ,
ઢૂંઢની ફિરતી હય ઘર તેરા, કઝા આઈ હુઈ,
દેખના હોગા તુઝે જારી નતીજા જોરકા,
તખ્તપર ભૂલા હય ક્યા? કરલે ઠિકાના ગોરકા!"*

"ખરેખર દુનિયાના લોકોનો સ્વભાવ ઘણો જ વિચિત્ર છે. તેઓ ચદરોજા હસ્તીને હમેશાની માને છે અને પોતાની આસપાસ પડેલા મૌતના ફન્દાને જોઇ શકતા નથી, એટલો બધો તેમને અંધાપો આવી ગયેલો હોય છે. અફસોસ!" બીજાએ કહ્યુ.

"અને એથી એજ શાયરે એવા લોકોને ઉદ્દેશીને કહ્યુ છે કે,

"નખ્વતસે દેખતે હો ફલકકો ખડે હુવે,
જેરે કદમ ફનાકે હયે ફન્દે પડે હુવે!"†

પ્રથમ અમીરે પાછો શેર લલકાર્યો. એ પ્રમાણે વાતચીત કરતા કબ્રસ્તાનમાંથી પ્રેતયાત્રાએ આવેલા લોકો ધીમે ધીમે વિખરાઈ ગયા. શૂન્ય કબ્રસ્તાનની શૂન્ય ભૂમિ **સાદતખાન**ની લાશને પોતાના ગર્ભમાં ઊતારી પુન. શૂન્યતા દર્શાવવા લાગી

આ વિશ્વનાટકમાંના **સાદતખાન**રૂપ પાત્રની ભૂમિકાનો એવી રીતે અંત આવ્યો અને તેના જીવનપર મૃત્તિકારૂપ અતિમ જવનિકા પડી ગઈ એ **સાદતખાન** વિશે **સર્ હેન્રી લૉરેન્સે** પોતાનો એવો અભિપ્રાય વ્યક્ત કરેલો છે કે,–"તેણે પુષ્કળ સપત્તિ મેળવી હતી, પરતુ કોઈપર અત્યાચાર કર્યો ન હોતો વિરુદ્ધપક્ષે તેણે દીન જનોનું યોગ્ય પાલન પોષણ કર્યું હતુ અને કેવળ ધનવાનો પાસેથી જ દ્રવ્ય મેળવ્યુ હતુ તેણે પ્રમત્ત થયેલા જમીનદાર લોકોની સત્તાને ઓછી કરીને પોતાના એકછત્ર અધિકારનો પ્રસાર કર્યો હતો. પરતુ **સાદતખાન**મા સારાસાર વિચારનો લેશ માત્ર પણ સચાર નહોતો પોતાના કુટુબનો ઉત્કર્ષ કરવો, એ જ તેનો એક માત્ર ઇષ્ટ ઉદ્દેશ હોવાથી પોતાના તે ઉદ્દેશને સિદ્ધ કરવાના ઉન્માદમાં તણાઇને કૃતજ્ઞતા, રાજનિષ્ઠા અને દેશાભિમાન આદિ ગુણોનો તેણે જરાપણ વિચાર કર્યો નહોતો કેવળ પોતાનો પ્રાત સુરક્ષિત રહે એટલે થયુ જો

---

* "પ્રત્યેક દિશામા કેવળ પ્રપચ અને પ્રપચ જ છવાયલો છે; આવલા કઝા (મરણ) તારા ઘરને શોધતી ફર્યા કરે છે તારે અન્યાય અને અત્યાચારનુ પરિણામ તો ભોગવવું જ પડશે અર્થાત્ તુ તખ્તપર કેમ ભૂલ્યો (મોહ્યો) છે? એથી પ્રથમ તારી કબરનુ ઠેકાણુ કરી લે!" **અબ્બાસઅલી.**

† "આકાશને તમે ઊભા ઊભા ગર્વથી જોયા કરો છો, પણ તમારા પગની નીચે ફનાના ફન્દા પડેલા છે, (તેમને તો તમે જોતા જ નથી!)

અબ્બાસઅલી'

પોતાનો એ સ્વાર્થ જળવાય, તો મરાઠાઓ કે ઇરાનીઓ આવીને દિલ્હીના સામ્રાજ્યનો નાશ કરી નાખે, તોય તેની તેને કશી પણ દરકાર કે ચિન્તા હતી નહિ. દિલ્હીને બાદશાહ નિર્બળ હોવાથી તેણે તેની જોડે નમ્ર વર્તન રાખ્યુ નહોતુ અને તેથી તેને 'વાવે તેવુ લણે' એ ન્યાય અનુસાર પોતે જે કુકૃત્યો કર્યાં હતાં તેના યોગ્ય (કટુ) ફળ મળ્યા જ પોતાની કર્તૃત્વશક્તિ અને સુવ્યવસ્થિત રાજ્યપદ્ધતિના યોગે તેને સ્વતંત્ર રાજ્ય પ્રાપ્ત થયુ હતુ, પરતુ પોતાની અપ્રામાણિકતા (નમકહરામી) ના પરિણામે તેને અકાલિક અને અપકીર્ત્તિકારક મરણ પ્રાપ્ત થયુ તાત્પર્ય કે, 'જેઓ બીજાને પોતાના કપટજાળમા તાણવાનો યત્ન કરે છે, તેઓ પોતે જ તેમાં ફસાય છે' એ નિયમનો સાદતખાન અપવાદ નહોતો"

સર હેન્રી લૉરેન્સે સાદતખાનવિશે કાઢેલા એ ઉદ્ગારો સર્વથા યથાર્થ છે અને એનો આપણે પોતે પણ પ્રત્યક્ષ અનુભવ મેળવ્યો છે એટલે હવે એવિશે વિશેષ વિવેચન કિંવા વિસ્તાર કરવાની આવશ્યકતા નથી. સાદતખાનના અંતસાથે તેની સાથે સબધ ધરાવનારી ઘટનાઓનો પણ અત આવી ગયેલો હોવાથી ચાલો ત્યારે હવે આપણે માનવ સ્વભાવને અનુસરીને અન્ય ઘટનાઓનુ અવલોકન કરીએ



## પ્રકરણ ૧૬ મું.

## વિનાશનું બીજ.

સાદતખાનના સ્વર્ગવાસપછી કેટલાક દિવસ નિર્વિઘ્ન અને સમાધાનપૂર્વક વીતી ગયા. કેવળ અસતોષ થોડા ઘણા પ્રમાણમાં નાદિરશાહના અત પુરમાં જ ચાલતો હતો, એટલે કે, સિતારાનો સિતારો નાદિરની કૃપાના પરિણામે તેજસ્વી અને પ્રભાવશાળી થયેલો હોવાથી શીરાજીખાનમ તેનો બહુજ દ્વેષ કરતી હતી અને ઇર્ષાના અગ્નિથી બળતી તે તેના નાશમાટેની અનેક છૂપી ખટપટો કર્યા કરતી હતી પરંતુ દૃઢચિત્ત નાદિરનો તેનામા અવિચળ અનુરાગ હોવાથી અને જનાનખાના સરક્ષકોનો ઉચ્ચ અધિકારી ખ્વાજાસરા આગાબાશી તેનો એકનિષ્ઠ અને અનન્ય ભક્ત બની રહેલો હોવાથી શીરાજીની ખટપટોનું સિતારાના સબધમા કાંઈ પણ હાનિકારક પરિણામ અત્યારલગી થયુ નહોતુ અને હવે પછી થશે કે નહિ એની પણ શકા જ દેખાતી હતી એક શીરાજીખાનમવિના 'અદરૂન' (અત પુર)મા સિતારા સાથે બીજું કોઈ પણ દ્વેષભાવ ધરાવતુ નહોતુ કારણ કે, 'સિતારાખાનમને જનાનખાનામાની બધી વ્યક્તિઓએ શાહની ખાસ માનીતી ખાનમ માનીને તેની પદવીને છાજતુ માન આપવુ, તેની

આજ્ઞાનો આદર કરવો અને ભૂલેચૂકે પણ તેને અપમાન પહોંચાડવાની કોશિશ કરવી નહિ' આવું શાહનું ફરમાન આગાબાશીએ અંતઃપુરમાં સર્વત્ર સંભળાવી દીધેલું હોવાથી અંતઃપુરમાંની બધી રમણીઓ અને બધા ખાજાસરાઓ તેની સાથે ઉચિત બહુ જ માન, માયાળુતા અને સભ્યતાથી વર્તતા હતાં.

આગાબાશી એક ખાજાસરા હોવા છતાં ગુણનો ગ્રાહક અને વીરતાનો ઉપાસક હતો અને તેથી પ્રથમ રાત્રિયે તે સિતારાપર તેના સાહસને જોઈ ચીડાયલો હોવા છતાં શાહે તેની સાથે લગ્ન કર્યા પછી એ માનીતી નવીન ખાનમનો પડતો બોલ ઝીલવાને તે પોતાનો પરમ ધર્મ સમજવા લાગ્યો હતો. પ્રથમ તો થોડો વખત તે કેવળ બાહ્ય સભ્યતા જ બતાવતો હતો, પરંતુ સિતારાના, વીરતા, ઉદારતા અને સત્યનિષ્ઠા આદિ ગુણોનો જેમ જેમ તેને વિશેષ પરિચય થતો ગયો, તેમ તેમ તેની તે બાહ્ય સભ્યતાએ આંતરિક માનનું સ્વરૂપ ધારણ કર્યું. સિતારામાટે તેના મનમાં એક પ્રકારના પૂજ્યભાવ અને સ્નેહનો ઉદ્ભવ થવાથી તે તેનો એક વિશ્વાસપાત્ર અને એકનિષ્ઠ અંગરક્ષક બની ગયો.

પરસ્પર આવી સારી લાગણી થઈ જવાથી જ્યારે પણ નાદિરશાહ પોતાના સલાહ મસ્લેહતના કામમાં અન્યત્ર રોકાયલો રહેતો હતો અથવા તો બહાર જતો હતો તે વેળાએ આગાબાશીને પોતા પાસે બોલાવીને સિતારા ઇરાનની વાતો પૂછી જે દેશમાં પોતાનો ભાવિ નિવાસ લખાયલો હતો તે દેશનું બની શકે તેટલું પૂર્વજ્ઞાન મેળવવાનો યત્ન કરતી હતી અને આગાબાશી તેની પાસેથી હિન્દુસ્તાન વિશેનું કેટલુંક જ્ઞાન મેળવતો હતો તેમાં પણ સિતારાના મુખથી તે જ્યારે મેવાડના રાજપૂતોની વીરતાની વાર્ત્તાઓ સાંભળતો હતો, ત્યારે તેના હર્ષ અને આનંદનો અવધિ થતો હતો

આજે સિતારા 'અયશમહલ'ના એક 'બાલાખાના'માં સંધ્યાકાલીન આકાશના વિવિધ રંગોનું અવલોકન કરતી અને પોતાને અચાનક પ્રાપ્ત થએલાં સુખોનો વિચાર કરતી બેઠી હતી તેમજ વચ્ચે વચ્ચે પાસે બેઠેલા આગાબાશી સાથે વાર્ત્તા વિનોદ પણ કરતી જતી હતી એટલામાં દૂરના અંતરપરથી અકસ્માત્ બંદૂકની ગોળીઓ, છૂટવાના ધ્વનિ અને ત્યારપછી તત્કાળ થએલા લોકોના કોલાહલ અને હંગામને સાંભળતાં તે કંપી ગઈ અને તેનું હૃદય ધડકવા લાગ્યું, કારણ કે, દિલ્લીની પ્રજાના સ્વભાવને તે સારી રીતે જાણતી હતી સંધ્યાકાળના ધુમ્મસનો વાતાવરણમાં વિસ્તાર થએલો હોવાથી અને નગર તેવડે આચ્છાદિત થએલું હોવાથી તે નેત્રોના સાહાય્યથી વિશેષ પ્રત્યક્ષ કાંઈ પણ જોઈ શકી નહિ મનમાં એક પ્રકારની અસ્વસ્થતા થવાથી તેણે આગાબાશીને કહ્યું કે;—"આગા, મને શંકા

થાય છે કે, અત્યારે દિલ્લીમા કાંઇ પણ વિક્ષોભ થએલો છે; માટે સત્વર જા અને જઇને તપાસ કરી આવ કે આ બધો શો કોલાહલ અને એનું કારણ શું છે?"

"માનવતા ખાનમ, એ કાંઈ પણ નથી," આગાબાશીએ કહ્યું "વિના કારણ તમે તમારા હૃદયને વ્યથિત ન કરો."

આમ કહેવા છતાં પણ તે ખાનમની આજ્ઞાને માન આપીને તરત ત્યાંથી ચાલતો થયો અને લગભગ અર્ધ પ્રહર પર્યન્ત પાછો ફર્યો નહિ તે જે વેળાએ ગેરહાજર હતો તેટલા સમયમાં વળી વધારે કોલાહલને નાદ સિતારાના સાંભળવામાં આવ્યો અને તેથી તે પોતાની વધતી જતી ઉત્કંઠા સાથે આગાબાશીના આવવાની અને એ કોલાહલના કારણને જાણવાની વેળાની કાકદૃષ્ટિથી માર્ગપ્રતીક્ષા કરવા લાગી આગાબાશી જ્યારે પાછો ફર્યો, ત્યારે તેની મુખમુદ્રા ઘણી જ ગભીર થયેલી હતી. સિતારાએ પૂછ્યું;–"કેમ, શા સમાચાર છે?"

"નાદિરશાહના પ્યારાં ખાનમ, આ કોલાહલ શાહના સાંભળવામાં પણ આવ્યો હતો અને તેથી તેમણે એની ખબર કાઢવાને જે એક માણસને મોકલ્યો હતો, તે તલવારના વારથી લોહી લુહાણ થઇને પાછો આવ્યો છે. એ દૂતે એવા સમાચાર સભળાવ્યા છે કે, તેને બળવાખોરોના એક ક્રુડે રસ્તામા પકડીને અટકાવ્યો હતો અને તેમના હાથમાંથી તે ઘણી જ મુશ્કેલીએ જાન બચાવીને છટકી આવ્યો હતો તેના વિશેષ કથનથી એમ જણાય છે કે, મોગલ શહનશાહ બહુ જ ગભરાટમાં પડી ગયો છે અને તેણે પણ એની ખબર મેળવવાને ચારે તરફ માણસોને દોડાવ્યા છે. તેમનામાંના કેટલાકો એવી ખબર લાવ્યા છે કે, દાણાબજારમાં બળવો જાગ્યો છે અને દિલ્લીના લોકો બહુ જ ઉશ્કેરાઇ ગયા છે. કેટલાક કજલબાશો અને દિલ્લીના લોકો વચ્ચે કેટલીક ઝપાઝપી થએલી છે."

આગાબાશી સિતારાને આ સમાચાર સભળાવતો હતો, એ વેળાએ જ એક કે બે તોપના ગોળા અને બદૂકની કેટલીક ગોળીઓ કિલ્લાપરથી છોડવામાં આવી અને તેનો અવાજ બન્નેના સાંભળવામા આવ્યો. નીચે નગરમાર્ગમા પુન એકવાર ભયાનક કોલાહલ થયો, પરંતુ સત્વર જ તે મૃતપ્રાય થઇ ગયો

રાત્રિના પતન પછી ગોળીબહાર અને મારામારીના કોલાહલનો અંત આવેલો દેખાયો અને સિતારાએ ધાર્યું કે, 'હવે આ અસ્વસ્થતાનો ખરેખર જ અત આવી ગયો છે,' પરંતુ જ્યારે નાદિર તેની પાસે આવ્યો–નિત્ય કરતાં મોડો આવ્યો–ત્યારે તેણે એમ જાણી લીધુ કે, વખતના જવા સાથે મામલો વધારે અને વધારે જ બગડતો જતો હતો.

નાદિરે 'અન્દરૂન' માં પ્રવેશ કર્યો તે પહેલાં તેને અંતિમ આજ્ઞાઓ આપતો અને 'જો મારા માણસોનું કાંઇ પણ નુકસાન થશે, તો હું ખોફ્-નાક ઇન્તકામ લઇશ!' એવી પ્રતિજ્ઞા કરતો સિતારાએ સાંભળ્યો હતો. નાદિરના બોલવાનો આજનો સ્વર તે રાજપૂત રમણીને સર્વથા નવીન જ દેખાયો; કારણ કે, આજે તેમા માનુષી પ્રેમની નહિ, કિંતુ એક હિંસ્ર પશુના કંઠ સમાન કર્કશતા જ વ્યાપેલી હતી.

એક ઝટકો મારીને નાદિરે જનાનખાનાના પડદાને બાજૂએ હટાવી દીધો અને ક્ષણ બે ક્ષણ પર્યન્ત સિતારાને એકીટસે જોતો ઊભો રહ્યો. આમ તેની દૃષ્ટિ સિતારાના મુખમંડળમા હતી, પરંતુ તેના વિચારો કોઈ અન્ય સ્થાનમા ભ્રમણ કરતા હતા. જ્યારે સિતારાએ નાદિરના મુખમંડળમા દૃષ્ટિપાત કર્યો, ત્યારે તેમા તેને કૃષ્ણ છાયા અને ભયંકરતાનો વિસ્તાર પ્રત્યક્ષ દેખાયો. નાદિરના ગાલ તેમા લોહી તરી આવવાથી લાલચોળ થએલા હતા અને તેનાં નેત્રો કોપના રક્તવર્ણ પ્રકાશનો વિસ્તાર કરતા હતાં. પરંતુ સિતારાના દર્શનથી તેનો કોપાનળ શાંત થતો દેખાયો અને જેવો તે સિતારાની પાસે આવ્યો કે તરત તેની ભયાનકતાનો લોપ થઈ ગયો. સિતારા મૌન્ય ધારી મસ્તક નમાવીને તેની આગળ ઊભી રહી અને કાંઇક પૂછવાનો વિચાર કરતી હતી એટલામાં તેને વધારેવાર ઉત્કંઠામા ન રાખવાના વિચારથી નાદિર પોતે જ બોલી ઉઠયો કે,–

"જાનેમન્, તારે ભયભીત થવુ નહિ, કારણ કે, ભય રાખવા જેવું કાંઈ પણ બન્યુ નથી દિલ્લી શહરના કેટલાક લુચ્ચા અને બદમાશો સાથે આપણા કજલબાશોનો કાંઇક ઝગડો થયો છે અને મારા સાંભળવા પ્રમાણે એક કે બે કજલબાશ સિપાહો કાંઇક ભયમા આવી પડ્યા છે; પરંતુ તેઓ પોતાનો બચાવ કરવાને શક્તિમાન્ હોવાથી વધારે ચિન્તા કે ફિકર કરવા જેવું કાંઈ નથી, બદમાશોના ઝુંડ અમથા અમથા રસ્તામા પોકાર અને ગડબડ મચાવ્યા કરે છે. પણ અત્યારે બધુ શાંત હોવાથી આવા અંધકારના સમયમાં દિલ્લીના સાંકડા રસ્તાઓમા આપણા લશ્કરને તેમને દબાવી દેવા માટે મોકલવાની મારી ઇચ્છા નથી સવારમા હું પોતે બહાર નીકળીને આ બધી અવ્યવસ્થાને બરાબર વ્યવસ્થામા લાવી મૂકીશ. આપણા મનની શાંતિને ખોઈ દેવાની આપણને કશીપણ આવશ્યકતા નથી."

નાદિર મુખથી આમ બોલતો હોવા છતા મનમાં તો ક્ષુબ્ધ હતો જ અને એ મનની પ્રસ્તાવનારૂપ તેની મુખમુદ્રા સ્પષ્ટ કહી દેતી હતી. તેણે દ્રાક્ષાસવ લાવવાની આજ્ઞા કરી અને અનુચરે તે લાવી આપતા તે શીરાજના દ્રાક્ષાસવના એક પછી એક કેટલાક પ્યાલા પી ગયો એ પ્રમાણે મનની વ્યથાને થોડા વખતને માટે વિસરાવનાર ઔષધનુ સેવન કરીને નાદિર

શય્યામા પડ્યો અને સિતારા તેના પગ અને શરીરના અન્ય અવયવોને દાબતી,અને પોતાના હસ્ત સ્પર્શનુ તેના શરીર અને મનમા શુ પરિણામ થાય છે તેનુ સૂક્ષ્મતાથી અવલોકન કરતી બેઠી ધીમે ધીમે સિતારાના કોમળ હસ્તના સ્પર્શ અને મૃદુ વચનના શ્રવણથી તેનો કોપ ધીમો પડતો ગયો પરતુ પૂર્ણ નિદ્રાધીન થવાપૂર્વે અર્ધનિદ્રિત અવસ્થામા તે કાઇક એવા શબ્દો બબડી ગયો કે જે બીજે દિવસે થનારી દિલ્લીની હાનિને સૂચવનારા હતા, એવું સિતારાએ અનુમાન કર્યું અને તેથી તે દયામયી બાળા શોકાતુર થઈ ગઈ.

તે રાત્રે નાદિરની ગાઢ નિદ્રા પણ કેટલેક અશે અશાંતિકારક નીવડી તે નિદ્રામા બડબડાટ કરતો અને પોતાના 'પરશુ'ને વારવાર હસ્તસ્પર્શ કર્યા કરતો હતો. કિલ્લાની દીવાલપરના પહેરેગીરો રાત્રે એકવાર ક્ષણિક ભયમા આવી પડ્યા હતા અને કેટલીક ગોળીઓ પણ છોડવામાં આવી હતી આ કોલાહલ સાભળીને નાદિર એકાએક પ્રકાશિત મુખમડળ અને ક્રોધિષ્ટ દૃષ્ટિથી જાગીને બેઠો થઈ ગયો, પરતુ પુન બધુ શાત થઇ ગએલુ હોવાથી તે પાછો સૂઈ ગયો પરતુ સિતારા માટે તો એ રાત્રિ ખરેખર એક અશાતિની મૂર્ત્તિ સમાન અને આતુરતા ભરેલી જ થઈ પડી. આખી રાત તેણે જાગરણમાં વીતાડી અને ઉષાનો મદ પ્રકાશ થતા તો તે શય્યામાથી ઊઠીને નાદિરના મુખનુ અવલોકન કરવા લાગી નાદિર પણ ત્યાર પછી સત્વર જ જાગૃત થયો અને રાત્રે અશાત નિદ્રા થએલી હોવાથી ઊઠતાની સાથેજ તેણે શાંતિ વિનાશક બદમાશોને અભિશાપ આપ્યો.

નાદિરે મહાલય-'અન્દરૂન' ને ત્યાગી બહાર નીકળવાની તૈયારી કરવા પહેલા પોતાના ક્ષુબ્ધ મનપર અધિકાર મેળવ્યો, પોતાના નિત્યના સ્વભાવને ધારણ કરી લીધો, સિતારાની આતુરતાને જોઇ હાસ્ય કર્યુ અને તેના મનનુ સમાધાન કરવાનો બનતો યત્ન કર્યો. તેણે સિતારાના મુખને પોતાના હસ્તમા ઝાલીને તેના નેત્રોમા દૃષ્ટિપાત કર્યો અને કહ્યુ કે,— "એક બહાદુર રાજપૂત રમણી કદાપિ ભયભીત હોઈ શકે ખરી કે? મારા સાભળવા પ્રમાણે, રાઠોડો હિન્દુસ્તાનમાના બધા લોકો કરતા વધારે બહાદુર લડવૈયા હતા!"

નાદિરના આ વચનથી સિતારાના હૃદયમાં ગભીરતાનો આવિર્ભાવ થયો અને તે વિનય તથા ગાભીર્યથી કહેવા લાગી કે,—" મારા હૃદયમા ભયનો લેશ માત્ર પણ પ્રવેશ થયો નથી અને થવાનો પણ નથી. કારણ કે, ઈરાનના પીલતન અને રસ્તમે સાની શહનશાહ નાદિરશાહ આગળ દિલ્લીના એ બદમાશો અને ભામટાઓ શી બિસાતમા છે, એ તો એક ન્હાનુ બાળક પણ જાણી શકે એમ છે છતા પણ મારા સરતાજ,

મારી એટલી જ નમ્ર પ્રાર્થના છે કે, બને તેટલી સભાળ રાખજો. કારણ કે, દિલ્હીના રસ્તા બહુ સાકડા છે અને કદાચિત્ બંદૂકવાળા બદમાશો આસપાસના ઘરોમા છૂપાઇને બેઠા હશે."

**નાદિરે** પુન હાસ્ય કર્યું અને કહ્યુ કે,–"પરવરદિગાર મારી હિફાજત કરશે. જગમા જખ્મી થવાની બદ્‌કિસ્મતી ખુદાતાલાએ મને આપી જ નથી, અને તેથી મારી સલામતીની તારે જરાય ફિકર કરવાની નથી"

"આમીન" **સિતારા**એ કહ્યુ "મારા શિરચ્છત્ર, આપ બહુ જ નિર્ભય અને સાહસી છો." અચાનક તેના મનમાં પોતાના સ્વદેશ બાધવોનો વિચાર આવતા તે એ વિશેની પ્રાર્થના કરતી બોલી કે,–"મારા સોહાગ, તમે રહમદિલ થશો કે? જો કે, દિલ્હીમાં કેટલાક બદમાશો છે ખરા, પણ રૈયતનો મોટો ભાગ હિન્દુઓનો છે અને તે હિન્દુઓ કદાપિ કોઇની છેડતી કરે તેવા નથી, એનો વિચાર અવશ્ય રાખશો જ, એવી આ કનીજની પ્રાર્થના છે."

**નાદિર**ના મુખમડળે કાઇક કઠિનતા ધારી અને તેણે અધીરતાથી ઉત્તર આપ્યું કે,–"મારાથી બની શકશે ત્યા સૂધી નિરપરાધીને હુ કદાપિ દંડવાનો નથી એ માટેનું હુ તને વચન આપુ છુ, માટે તુ અસ્વસ્થતાને ત્યાગીને સ્વસ્થ થા પરતુ મારે બદમાશ બળવાખોરોને તો લાયક સજા જરૂર આપવી જ જોઇએ"

એટલા છેલ્લા શબ્દો બોલી **સિતારા**ને બોલવાનો સમય ન આપતા **નાદિર** તે ક્ષણે જ ત્યાથી ચાલ્યો ગયો

અયશમહલની એક બારી, કે જેમાથી દિલ્હીનગર અને કિલ્લાની દીવાલની નીચેના ભાગનુ બધુ દશ્ય દૃષ્ટિગોચર થતુ હતુ, તે બારીમા ઊભી રહીને **સિતારા**એ ઇરાની સૈન્યને વિચરતુ જોયુ કેટલાક સૈનિકો અશ્વોપરથી ઊતરીને લોકોને હટાવતા અને માર્ગને જવામાટે ખુલ્લો બનાવતા હતા એ પછી અશ્વારોહી સૈનિકો આવ્યા અને હારબધ પસાર થઈ ગયા. એવી રીતે હજારો સૈનિકોના પસાર થઈ જવાપછી **નાદિર** પોતાના અગરક્ષકો સાથે આવી લાગ્યો **સિતારા**એ તેનુ વ્યથિત હૃદયથી અવલોકન કર્યું અને ક્ષણ માત્રમા જ તે અદૃશ્ય થઈ જવાથી તે તેને પુન જોઈ શકી નહિ.

એ પછી થોડીવાર સૂધી સર્વત્ર શાતિનો પ્રસાર જોવાથી **સિતારા**ના મનમા શુભ પરિણામની આશા ઉદ્‌ભવી, પરતુ હજી પ્રભાતકાળ બાલ્યાવસ્થામા જ હતો, એટલામા તો તેણે એક ગોળાનો અવાજ સાભળ્યો અને ત્યાર પછી તરત એક બીજા પછી કેટલાક ગોળાઓ છૂટવાનો ભયકર ધ્વનિ સંભળાયો વાતાવરણ દારુગોળાના ધૂમાડાથી ભરાઈ ગયુ, એ દિલ્હીના બદમાશોએ ઇરાનીઓપર ચલાવેલા ગોળાનો જ અવાજ હતો.

એ અશાંતિ ઉત્પન્ન થવાનું મૂળ કારણ એ હતું કે, બાદશાહના એક બે પદવીધર અને ઈરાનીઓના દ્વેષ્ટા અમીરોએ રાત્રે દિલ્હીમાં નાદિરના મરી જવાની ખબર ફેલાવી અને કેટલાક બદમાશોને ઉશ્કેરી પોતાના પક્ષમાં લઈને દિલ્હીનગરમાં છાવણી નાખી રહેલા ઈરાની સૈનિકોપર ગાંડાઓ પ્રમાણે ધસી ગયા અને તેમની ભયંકર કત્લ કરીને બાદશાહી હાથીખાનામાં જઈ તેમણે હાથીઓના મહાવતનો નિર્દયતાથી વધ કરી નાખ્યો. આ વાત જાણવામાં આવતાં રાત્રે કેવળ હલ્લો કરનારને જ મારવાનો નાદિરે હુકમ આપ્યો હતો અને સવારમાં પોતે નીકળશે, એટલે તેને જીવતો જોઈ લોકો પોતાની મેળે જ શાંત થઈ જશે એવી તેની ધારણા હતી અને તેથી જ તે સવારમાં જ ઉપર જણાવ્યા પ્રમાણે દિલ્હીનગરમાં ભ્રમવાને નીકળ્યો હતો, પણ કદાચિત્ વધારે ભયંકર પ્રસંગ આવે તો તેને ટાળવા માટે સૈન્યને સાથે રાખવાની તેણે દક્ષતા વાપરી હતી. અર્થાત્ બની શકે ત્યાં સૂધી કોઈ પણ નિરપરાધીને હાનિ ન પહોંચાડવી અને યુદ્ધ કિંવા મનુષ્યવધનો ભયંકર પ્રસંગ ન લાવવો, એવો જ નાદિરનો દૃઢ વિચાર હતો. અશ્વવારૂઢ નાદિરે માર્ગમાં વિચરતાં સ્થળે સ્થળે રાત્રિની ઝપાઝપીનાં પરિણામો જોયાં. તેના ઘણા સૈનિકો રાત્રિના અંધકારમાં કપાઈ ગયા હતા અને અનેક કજલબાશોની લાશો ઘણી જ ખરાબ હાલતમાં રસ્તામાં આમ તેમ રખડતી રઝળતી પડેલી હતી. એ પરિસ્થિતિને જોઈને તેના મનમાં અનિવાર્ય કોપનો આવિર્ભાવ થયો, તોપણ પોતાના તે કોપને દબાવીને તેણે ગંભીરતાનું જ અવલંબન કર્યું. પોતાના કેટલાક સૈનિકોના નાશનો દિલ્હીના સર્વ નિવાસીઓ પાસેથી એક સરખો બદલો લેવાનું અને અપરાધીઓ સાથે નિરપરાધીઓને પણ રેંસી નાખવાનું તેણે યોગ્ય ન ધાર્યું. નાદિરનો હુકમ મળેલો ન હોવાથી ઈરાની સૈનિકો પોતાનું ખરું સ્વરૂપ પ્રકટ કરતા ન હોતા. એવી રીતે ઈરાનીઓને શાંત જોઈ તેમની શાંતિનો બીજો જ અર્થ ઉપજાવીને દિલ્હીના બળવાખોરો વધારે જોરમાં આવતા ગયા. નાદિરે પોતાના દૂતોદ્વારા લોકોને સમજાવવાનો ઘણો ઘણો યત્ન કર્યો, પણ દિલ્હીના દુર્ભાગ્યની પ્રબળતાથી તેનો તે ઉપદેશ માન્ય ન થયો અને ઈરાનીઓનો વિશેષ નાશ થવા લાગ્યો. બદમાશોને ફાવતા જોઈને હવે દિલ્હીના ઘણાક સાધારણ લોકો પણ તેમની ચાલતી ગાડીમાં બેસી ગયા અને ઈરાનીઓની જેમ ફાવે તેમ પાયમાલી કરવા લાગ્યા. એ ઝગડાની મૂળ આગ લગાડનારાઓની નાદિરને બાતમી મળેલી હોવાથી તેમનાપર આક્રમણ કરવાને તેમના થાણા તરફ તે જતો હતો, પણ તેના ત્યાં પહોંચ્યા પહેલાં માર્ગમાં જ અચાનક એક ઘરમાંથી તેનાપર ગોળી ચલાવવામાં આવી, પણ તે નાદિરને ન લાગતાં તેના એક અંગરક્ષક

અધિકારીને લાગી, અને તે ત્યાંનો ત્યાં જ સ્વર્ગમાં સિધાવી ગયો. જ્યારે પોતાના નાશનો આવો પ્રયત્ન થયેલો તેણે જોયો, એટલે તેની ધીરતા અને શાંતિનો અંત આવી ગયો અધૂરામાં પૂરુ એ ક્ષણે જ થોડા અંતરપર દિલ્લીના લોકોના એક સમુદાયે ઇરાનીઓપર જબરો હલ્લો કર્યો અને કેટલાકોને ચીભડાની પેઠે ચપાચપ કાપી નાખ્યા. **નાદિરે** આ બધા દેખાવથી છેડાઇને ઉદ્ગાર કાઢ્યા કે;-"યા પાક પરવરદિગાર, મારી તો એ જ મરજી હતી કે, ખૂનાખુની ન થાય તો વધારે સારું; પણ તારી મરજી એથી જૂદી જ દેખાય છે. હવે ભયંકર આજ્ઞા આપ્યા વિના મારો છૂટકો નથી." તત્કાળ તેણે પોતાના સૈનિકોને પોતાની આસપાસ એકઠા કરીને ગંભીર અને ભયકર વાણીથી ભયકર આજ્ઞા આપતા કહ્યુ કે,—

"મારા બહાદુર કજલબાશો, ખુદાતાલાની એવી જ મરજી દેખાય છે કે, તમારી તલવારો અને બંદૂકોથી દિલ્લીના કમનસીબ લોકોનો આજે નાશ થવો જ જોઇએ. ખુદાની એ મરજીને વશ થઈ હુ તમને હુકમ આપુ છું કે, જાઓ-શમશીરને મ્યાનમાથી બહાર કાઢો અને તેમને દિલ્લીના લોકોનુ લોહી પીવડાવી તૃપ્ત કરો. જિગરમા ઇન્તકામ ધરો જે કોઈ દુશ્મન સ્હામો આવે તેનું કામ તમામ કરો, સારાંશ કે, કત્લેઆમ કરો!"

પોતાની તલવારોને ચલાવવા માટે તલપાપડ થઇ રહેલા અને કીનાની આગથી બળતા ઇરાની સિપાહી બચ્ચા જે હુકમની વાટ જોતા હતા, તે **નાદિરનો** હુકમ અતે તેમને મળ્યો અને તેથી તેઓ '**નાદિરનો** જય થાઓ-**નાદિરનો** વિજય થાઓ!' એવા પોકારો કરતા જંગલમા માસના શોધમાં ભટકતા ભૂખ્યા વાઘ પ્રમાણે દિલ્લીના ખૂણે ખૂણામાં ફરી વળ્યા. **નાદિરશાહ** પોતાના એ હુકમની કેવીક તામીલ થાય છે, તે જોવા અને જાણવા માટે પાછો મહાલયમાં જવાને બદલે પોતે જ્યા **કત્લે આમનો** હુકમ આપ્યો હતો, ત્યા જ પાસે આવેલા કોટવાલ ચબૂતરાપર જઇને બેઠો અને તેના અગરક્ષકો તેની આસપાસમાં હિફાજત માટે બદૂકો ભરી તૈયાર રાખીને ઊભા રહ્યા. એ **નાદિરના** હુકમનુ પરિણામ આપણે હવે પછીના પ્રકરણમા જોઇશુ.



## પ્રકરણ ૧૭ મું.

### કત્લેઆમ!

ક્ષુધાતુર વ્યાઘ્રને ભક્ષની આવશ્યક્તા હોય છે અને દુષ્કાળપીડિતો જેવી રીતે અન્નની જ આતુરતાથી માર્ગપ્રતીક્ષા કર્યા કરે છે, તેવી રીતે પોતાની તલવારોને રક્તપાનથી તૃપ્ત કરવા માટે આતુર થયેલા પાષાણ

હૃદયના અને દયાહીન કજલબાશ અને ઇરાની લશ્કરમાંના બીજા અફ્ગાન, તુર્કોમાન આદિ સિપાહીઓને નાદિરનો 'કત્લેઆમ' માટેનો હુકમ મળીતાં, તેઓ હર્ષથી ઉભરાઈ ગયા અને ઇતિહાસનાં પૃષ્ઠોમા પોતાની 'અત્યાચારી' અને 'ખુની' તરીકેની અમર નામના મૂકી જવાનું કૃષ્ણ કૃત્ય કરવા માટે દિલ્લી નગરમાં સર્વત્ર પ્રસરી ગયા. દિલ્લીના જે લોકો થોડા વખત પહેલાં ઇરાનીઓપર ફાવી ગયા હતા અને તેમનામાંના કેટલાકોનો વધ કરી નાખ્યો હતો, તેજ દિલ્લીના લોકો હવે ઇરાનીઓની તલવાર અને બંદૂકોના શિકાર થવા લાગ્યા અને ટપોટપ આ લોકને છોડી પરલોકમા પ્રયાણ કરવા લાગ્યા. ઇ. સ. ૧૭૩૯ ના માર્ચ માસની ૧૧ મી તારીખનો એ દિવસ અદ્યાપિ ભારતવાસીઓના સ્મરણમાંથી નીકળી જઇ શકયો નથી.

ઇરાની સૈનિકોએ પોતાના એ 'કત્લેઆમ' નામક ક્રૂરતા અને નિર્દયતા ભરેલા વ્યાપારનો પ્રથમ શરાફ બજારથી આરંભ કર્યો કે જે બજાર કિલ્લાની પાસે જ આવેલો છે અને તેનો ત્યાથી ત્રણ ગાઉના અતરપર આવેલી 'ઇદગાહ' સુધી વિસ્તાર થયો દરેક બજાર, દરેક પીઠ અને દરેક દુકાન, ખાનમ બજાર, જુમ્મા મસ્જિદની આસપાસના ભાગો, રુ બજાર તથા ઝવેરી બજાર આદિ સર્વ સ્થાનોને ઇરાનીઓએ લૂટીને ખાલીખમ બનાવી દીધાં અનેક સ્થળોમાં તેમણે અગ્નિની ભયકર જ્વાળા પ્રદીપ્ત કરી દીધી. તેમ જ ઘરોનાં આંગણામા, ઘરોમાં, ન્હાના માર્ગોમાં, રાજમાર્ગોમાં, દુકાનોમા અને અન્યત્ર જે કોઈ પણ દિલ્લીવાસી તેમના જોવામાં આવે, પછી તે બાળક હોય, યુવક હોય કે વૃદ્ધ અને સ્ત્રી હોય, પુરુષ હોય કે વ્યંડળ–ને સર્વને તેઓ એકજ ન્યાય અને એકજ પ્રકારથી તલવારની ધારને સ્વાધીન કરવા લાગ્યા. હજારો દિલ્લીવાસીઓના લોહીની નદી વહેડાવ્યા ઉપરાત ઘણીક અબળાઓને તેમણે ગુલામડીઓ તરિકે પકડીને કેદ પણ કરી લીધી

લુત્ફઅલીખાન કે જેને સાદલ્લાખાનના ચોક અને દિલ્લી દરવાજા પાસેનાં સ્થાનોમા લૂટ અને કત્લ કરવાનો અધિકાર આપવામાં આવ્યો હતો, તે જે વેળાએ સરબુલન્દ ખાનના ઘર સૂધી આગળ વધી આવ્યો, તે વેળાએ સરબુલન્દખાન બહુ જ ભયભીત થતો અને કપતા શરીરે લુત્ફઅલીખાનને મળવાને આવ્યો અને બહુ જ આર્જવતાથી કહેવા લાગ્યો કે; "સરદારેવાલા, આ વિભાગમાં વસનારા માણસોએ ઇરાનીઓની જરાપણ છેડતી કરી નથી અને એ ઉપરાંત અમે બધા આપના હમ્મજહબ (એકધર્મીય) છીએ, એટલા માટે જો અમારાપર રહમ કરશો, તો ખુદા આપપર રહમ કરશે."

તે લૂટ અને કત્લનો અધિકારી કાંઇક વિચારમા પડી ગયો અને

થોડા વખતને માટે. પોતાના સૈનિકોને તેણે ત્યા જ થોભાવી રાખ્યા. થોડીવાર પછી તે બોલ્યો કે,–"સરબુલન્દખાન, તમે અને અહીં રહેનારા બીજા લોકો અમારા હમ્મજહબ હોવાથી હુ તમો બધાને જિન્દગી બક્ષીશ, પણ એના બદલામા નાણાંની એક સારી રકમ તો તમારે આ કજલબાશોને સતુષ્ટ કરવા માટે આપવી જ પડશે કેમ કબૂલ છે?"

જીવ કરતાં ધન કદાપિ વિશેષ હોતુ નથી કંજૂસમા કંજૂસ માણસ પણ જ્યારે જીવપર બની આવે છે, ત્યારે લાખોની રકમ જીવ બચાવવા માટે કાઢી આપે છે, એટલે સરબુલન્દખાન અને બીજાઓ એ શર્ત્તને કબૂલ કરે, એમા નવાઇ જેવુ કાઇ પણ ન હોતુ તેણે આર્જવતાથી જ ઉત્તર આપ્યુ કે,–"બસરોચશ્મ મને આ શર્ત્ત કબૂલ છે"

તરત એક હજાર સોના મોહોરોની થેલી લુત્ફઅલીખાનને આપવામા આવી અને એવી રીતે એ લોકો મોતના પંજામાથી સસ્તામા છૂટી ગયા પરંતુ અન્યત્ર શો દેખાવ હતો? 'યા પરવરદિગાર!' 'યા ખુદા' 'ઓ મેરે અલ્લાહ!' 'હે ભગવાન્' 'હે રામ!' 'ઓ રાક્ષસો આવ્યા અને આપણે હવે મુઆ!' 'શયતાન આ પહોંચે, અબ ઇન્કે હાથોંસે છૂટના દુશ્વાર હય, જિન્દગીકી ઊમીદ બેકાર હય!' એવા અનેક પ્રકારના નિરાશાજનક ઉદ્ગારો સંભળાતા હતા, કપાતા લોકોના ચીત્કારો તો કાનોને બ્હેરા જ બનાવી દેતા હતા, લૂટનો તો શુમાર જ રહ્યો ન હોતો અને અગ્નિની જવાળાથી ભસ્મીભૂત થતા દિલ્લીના ભવ્ય ભવનોને જોઇ છાતી ફાટી જતી હતી!!

'કોઇનુ ઘર બળે અને કોઇને તાપણુ થાય' એ કહેવત પ્રમાણે દિલ્લીના લોકોના હૃદયમા જ્યારે જીવતાં જીવત નરકની યાતના થતી હતી, ત્યારે મદોન્મત અને દયારહિત ઇરાની સિપાહીઓના હૃદયમા સ્વર્ગના આનન્દનો ઉદ્ભવ થતો દેખાતો હતો એક સિપાહીએ એક બળતા ઘર તરફ નજર કરી હસીને પોતાના બીજા સાથીને કહ્યુ કે,–"કેમ દોસ્ત, આવી મૌજ તેં કોઈ દિવસ જોઈ હતી કે? જો–આ મહલ જેવુ ઘર કેવી ખૂબીથી બળ્યા કરે છે! ખરેખર આપણા મુલ્કમાના ઘરો આવી ખૂબીથી નથી બળતા–હિન્દુસ્તાનની બધી જ વાત ન્યારી છે."

"અરે પણ જો તો ખરો–એ બળતા ઘરની પેલી ખૂણાપરની બારીમાંથી કોઈ માણસ નીચે ઉતરીને બચવાની કોશીશ કરે છે, તે" બીજાએ આગળી ચીંધીને કહ્યુ.

"નહિ–એ નાપાકનો કદાપિ બચાવ થવાનો નથી. ચાલો, આગે એનાપર દયા કરીને એની ખાક ન કરી હોય, તો આપણે એનો નિકાલ લાવી નાખીએ" પહેલાએ કહ્યુ અને તે બન્ને તે બારીની નીચે આવીને ઉભા રહ્યા

થોડા ઘણાં ઘરેણા હતા તે અને તેના મૂલ્યવાન્ વસ્ત્રો પણ તેણે કાઢી લીધાં અને તે બિચારીને માદરજાદ હાલતમા મૂકી તે ત્યાથી ચાલતો થયો. પરંતુ બીજો કાંઇક નરમ દિલનો હોવાથી તેણે ત્યાં પાસે જ કપાઈ પડેલા એક મર્દનો કૈટો ઊતારી તે બાળાના મૃત શરીરને તેવડે ઢાકી દીધુ અને કાઇક શોકાતુર મુદ્રા કરીને ત્યાથી ધીમે પગલે ચાલ્યો ગયો

બીજું જે એક દૃશ્ય જોવામાં આવ્યું, તે એના કરતા પણ વળી વધારે ભયંકર અને કરૂણાજનક હતુ. ઇદગાહ પાસેના એક ઘરમાં એક સ્ત્રી પોતાના એક અર્ભકને ખોળામાં લઈ ધવડાવતી બેઠી હતી અને બીજાં તેનાં બે ત્રણ બાળકો પાસે રમતા બેઠા હતા. 'કત્લેઆમ'નો આવી ભયકરતાથી આરંભ થયો છે, એની તેને ખબર ન હોવાથી અને પોતે સાધારણ સ્થિતિની હિન્દુ સ્ત્રી હોવાથી પર્દાનશીનીની અનાવશ્યકતાને લીધે તેના ઘરના દરવાજા ખુલ્લા પડેલા હતા. અચાનક પાંચ સાત કજ્જલબાશો ઘરમા ઘુસી આવ્યા અને આવતાંની સાથે જ ઘરમાંથી જે મળ્યુ તે લૂટી લઈ એક પછી એક છોકરાને રેંસવાનો તેમણે સપાટો ચલાવ્યો. બિચારી નિરાધાર માતાએ ઘણીએ વિનવણી કરી, પણ કજ્જલબાશોએ, કહો કે બદમાશોએ તે તરફ જરા પણ ધ્યાન આપ્યુ નહિ અને અંતે જ્યારે તેના ખોળામાંથી તેના દૂધ પીતા બાળકને છીનવી લેવામા આવ્યુ, તે વેળાએ તે માતાની આંખોમાંથી કોપની ચીગારીઓ નીકળવા લાગી. બદમાશોએ તે બચ્ચાને પગેથી ઝાલી એક પત્થરપર ધોબી કપડાં પછાડે છે, તેવી રીતે પછાડી તેના માથાનો ચૂરો કરી નાખ્યો આ દૃશ્ય જોઈ માતા એક કજ્જલબાશપર હલ્લો કરી તેની કટાર કાઢી લઇ તે બાળકના ખૂનીપર ટૂટી પડી અને તેને ત્યાં જ જહન્નમવાસિલ કરી નાખ્યો. કહેવાની જરૂર નથી કે, એથી વધારે ચીડાઇને બદમાશોએ તેને પણ ત્યાં જ ઠાર કરી નાખી

કેટલેક સ્થળે જવાન ઔરતોને મારી નાખવાનો ઇરાનના હવસપરસ્ત સિપાહીઓએ એક બીજો જ ધિક્કારવા યોગ્ય માર્ગ સ્વીકાર્યો હતો અને તે એ કે, ઘરોમા પ્રવેશ કરી જેટલી જવાન ઔરતો અને બાર ચૌદ વર્ષની કુમારિકાઓ હોય, તેમને જૂદી કાઢી પ્રથમ તેઓ બધા પુરુષોને મારી નાખતા હતા અને ત્યાર પછી વૃદ્ધ તથા બાળકોનો અંત લાવી, ઘરમાંની માલ મત્તા લૂટી લઈ, તે જવાન ઔરતો અને બાળાઓપર એક પછી એક વ્યભિચારમય અત્યાચાર કરીને તેમને મરવાની હાલતમા લાવી મૂકતા હતા. કેટલીક કોમળાંગીઓ તો એવા અત્યાચારના આરંભમા જ મરી જતી હતી, પણ જો કોઇ છેલ્લી ઘડી સુધી જીવતી બચે, તો તેને તલવારની ધારના સ્પર્શથી ખતમ કરીને તે પાપીઓ અન્યત્ર ચાલ્યા જતા હતા. એક ઘરમા થયેલા એવા પ્રકારના નીચતા ભરેલા અત્યાચારની ઘાત

અચાનક એક શરીફ ખાન્દાનના નબીરાના સાંભળવામાં આવતા આબરૂ જવાના ભયથી અને નિર્લજ્જ મરણના વિચારથી તે અર્ધમૃત સમાન બની ગયો. લુટારા અત્યાચારી સિપાહીઓ તેના ઘરની નજદીકમાં આવી લાગ્યા હતા, એટલે મનમાં એક પ્રકારનો નિશ્ચય કરી તે ઘરમાં આવ્યો અને બધા દરવાજા બધ કરી પોતાના ખાન્દાનમાની સઘળી ઔરતોને એકઠી કરીને ગભીર મુદ્રાથી તે તેમને ઉદ્દેશીને ગદ્ગદિત સ્વરે કહેવા લાગ્યો કે;—

"મારા ખાન્દાનની આબરૂ, કજ્જલઆશોએ આજે ઔરતોની અબ-રૂપર પણ હલ્લો કરવા માંડયો છે અને તેથી કદાચિત્ આપણને પણ એ જિલ્લતને જોવાનો વખત આવે તો તેમાં અજાયબી જેવુ કાઇ પણ નથી મરવાનુ તો જાણે આપણા નસીબમાં આજે લખાયલુ જ છે, તો પછી એ બદમાશોના હાથે બેઆબરૂ થઇને મરવુ, એના કરતાં બાઆબરૂ રહી આપણા હાથે જ મરી જવુ શુ ખોટુ છે? આ મકાનને મારા હાથે જ આગ લગાડીને તમો બધાને પ્રથમ બાળી નાખી પછી મારા હાથે જ આત્મહત્યા કરી મારો મરવાનો વિચાર છે બોલો, તમારી શી ઇચ્છા છે?"

"આબરૂ આગળ મરવું કંઈ પણ બિસાતમાં નથી. ખુશીથી ઘરને આગ લગાડો અને ખાન્દાનની આબરૂને બચાવો!" સર્વ સ્ત્રીઓએ એક મતથી ઉત્તર આપ્યુ

એક પળના પણ વિલંબવિના તે મર્દાને મર્દે પોતાના હાથે જ પોતાના ઘરને આગ લગાડી દીધી અને તે ખાન્દાનની લગભગ વીસ અબળાઓ તે મકાન, તેમાની સંપત્તિ અને અન્ય વસ્તુઓ સાથે બળીને ભસ્મીભૂત થઈ ગઈ પરતુ બનાવ એવો બન્યો કે, બદમાશો એ ઘર તરફ આવવાતું ભૂલી જ ગયા અને બીજી તરફ ચાલતા થયા પોતાનો સર્વ નાશ તો થઇ જ ચૂક્યો હતો, એટલે તે આ બનાવથી ચીડાયો અને પોતે જ તે લુટારાઓ પાસે જઇને કહેવા લાગ્યો કે,—"અરે બેવકૂફો, આ મારા માલો દૌલતથી ભરેલા ઘરને લૂટયાવિના કેમ આગળ ચાલ્યા જાઓ છો? આવો અને તમારી તમન્નાને પૂરી કરો" લુટારા બદમાશો તેની સાથે આવ્યા. એ વેળાએ બહુધા મકાનનો અડધો ભાગ અને સ્ત્રીઓ બળી ગયા હતાં, તે પણ બાકીના ભાગમાથી જેટલો માલ હાથ લાગ્યો, તેટલો લૂટીને તે આલીખાન્દાન મર્દને માર્યાવિના જ તેઓ ત્યાથી ચાલતા થયા અથવા કહો કે, લૂટની ખુશીમા તેને મારવાનુ તેઓ ભૂલી ગયા આમ થતા નિરાશાથી તે એટલો બધો ઉશ્કેરાઈ ગયો કે, હવે તેમની તલવારના વારથી મરવાની પોતાની આશાને ત્યાગીને તે પોતાના બળતા મકાનમાં આવ્યો, ખુદાનુ નામ લઇને પોતાની તીક્ષ્ણ ધારવાળી કટારને પોતાના હાથે જ પોતાના

પેટમાં ભોકી દીધી અને ત્યાં જ નિર્જીવ થઇ જીવન વિસર્જન કરી જે ચિતામાં સ્ત્રીઓ બળી ગઈ હતી તે જ ચિતામાં બળીને ભસ્મીભૂત થઇ ગયો.

એવી રીતે પોતાની પ્રતિષ્ઠાને પ્રાણ અને ધન કરતા વિશેષ મૂલ્યવતી માનનારા અનેક પુરષો પોતાના સ્ત્રીમંડળનો પોતાના હાથે જ નાશ કરી પોતે પણ આત્મહત્યા કરીને મરી જવાના માર્ગનુ અવલબન કરવા લાગ્યા. કેટલીક સ્ત્રીઓએ પોતાની પ્રાણ કરતા પણ પ્રિયતમા પ્રતિષ્ઠા અથવા શીલતાના સંરક્ષણ માટે તળાવ અને કૂવા પૂર્યા અને અન્ય પ્રકારે પણ દિલ્લીના લોકોની અસીમ પ્રાણહાનિ થઈ

સ્હવારમાં લગભગ આઠ વાગે 'કત્લેઆમ'નો આરભ થયો હતો અને અત્યારે સાંઝના લગભગ ત્રણ સ્હાડા ત્રણ વાગ્યાનો અમલ થવા આવ્યો હતો મનુષ્યવધનો વ્યાપાર તો સર્વત્ર સમાનશીલતાથી જ ચાલુ હતો. પરતુ આપણે અત્યારે એક વિશિષ્ટ દશ્યનું જ અવલોકન કરવાનુ છે. એક પર્ણકુટી જેવા દેખાતા ગરીબ લોકોના મહલ્લામાંના ઘરમાં લગભગ ત્રીસેક વર્ષના વયની એક સ્ત્રી રેંટીયાને ફેરવતી સૂતર કાતતી બેઠી હતી. તેના ખોળામા ત્રણથી ચાર વર્ષનો એક છોકરો જોવામા આવતો હતો અને તેનો ધણી તથા તેની બે આઠ આઠ દશ દશ વર્ષની છોકરીઓ ઘરના આગણામા એક ખૂણામા લાકડા તથા છાણા ખડકતાં ઊભા હતાં. એ મહલ્લો ગરીબાબાદના નામની પ્રસિદ્ધ હોવાથી અને એ સ્થળે કાંઈ માલ મળવાનો સંભવ ન હોવાથી અત્યાર સૂધી લુટારા સિપાહીઓ એ તરફ આવ્યા નહોતા અને તેથી 'એ વાદળ દૂરથી જ વિખરાઇ જશે' એવી એ મહલ્લાવાળાઓની સોળેસોળ આના ખાત્રી હતી પણ અતે તેમની એ ધારણા ભૂલ ભરેલી નીકળી, કારણ કે, અચાનક ત્રણ વાગે લુટારા સિપાહીઓ ત્યા પણ આવી લાગ્યા અને જે મળે તે લૂટી ગરીબાબાદમાના ગરીબોની કત્લ ચલાવવામા પ્રવૃત્ત થયા. અતે ઊપર કહેલા ઘરનો વારો પણ આવ્યો. બે છોકરીઓ અને તેમના બાપને તો તેમણે આગણામા જ ઠાર કરી નાખ્યા અને ઘરમાં જઈ બિચારી અબળાનું પણ કામ તમામ કર્યું. એ પછી છેલ્લો વારો ચાર વર્ષના છોકરાનો આવ્યો એક સિપાહીએ તેને હાથ ઝાલીને ઊંચો કર્યો અને બીજા હાથે તેનાપર તલવાર ઊગામી, એટલામા બહારથી નાદિરના અગરક્ષકોનો અવાજ સભળાયો કે,–"સુલ્તાનેવક્ત નાદિરશાહનો હુકમ થયો છે કે, 'કત્લેઆમ' બધ કરો, તેમ જ આ પળ પછી કોઈ પણ માણસને મારશો નહિ." લાચારીએ તે છોકરાને માર્યા વિના જ તે સિપાહીએ છોડી દીધો. પણ એમ કરતા તેની આંખ્યોમાંથી એકાએક આસુ ખરી પડ્યા એ આંસુ ટપકવાનું કારણ શું હતુ, તે આપણે હવે પછીના પ્રકરણમાં જોઈશુ.

હવે ‘ કત્લેઆમ ’ ને બંધ કરવા માટેનો અચાનક નાદિરનો હુકમ કેવી રીતે આવ્યો હતો, તેનું અહીં વચ્ચે આપણે કિંચિત્ પૂર્વાવલોકન કરીશું. ‘ કત્લે આમ ’ નો હુકમ આપ્યા પછી પોતાના તે હુકમનો અમલ કેવોક થાય છે, તે જોવા માટે નાદિરશાહ કોટવાલચાવડીમાં બેઠો હતો, એ તો આપણે ઉપર જોઈ આવ્યા છીએ જ. લગભગ બાર વાગ્યા સુધી એ ભયંકર અને કરુણોત્પાદક દશ્યનુ અવલોકન કરી અંતે કટાળો આવવાથી નાદિર પાછો કિલ્લામાંના પોતાના ઉતારામાં ચાલ્યો ગયો હતો અને ત્યા અનેક પ્રકારના વિચાર કરતો બેઠો હતો મામલો આટલી હદ સુધીની ખરાબીપર પહોંચી જશે, એવો પ્રથમ દિલ્લીના બાદશાહ મહમ્મદશાહનો તર્ક ન હોતો. પરતુ મધ્યાહ્ન થતામા તો નગરમાં ચારે તરફ હાહાકાર વ્યાપી ગયો અને ‘ ત્રાહિ ત્રાહિ ’ ના પોકારો સાંભળવામાં આવ્યા તે વેળાએ મહમ્મદશાહનુ કોમળ હૃદય દ્રવી ગયુ પ્રજાના દુખે તેના માન અને ગર્વનુ તેને વિસ્મરણ કરાવી દીધુ અને તે નિજામુલ્મુલ્ક તથા અનવરદ્દીનને સાથે લઇને લગભગ બે વાગ્યાના સુમારે નાદિરશાહ પાસે આવી લાગ્યો. નાદિરશાહ કાંઈ પણ બોલે, તે પહેલાં તો ગોઠણ મડીએ પડી નેત્રોમાંથી અશ્રુની અસ્ખલિત ધારા વર્ષાવીને ગદ્ગદિત વાણીથી મહમ્મદશાહ તેને ઉદ્દેશીને કહેવા લાગ્યો કે,–“ઓ ઇરાનના નામવર સુલતાન, આ તારા ગરીબ દોસ્તપર તેં આ શો ગજબ અને જુલ્મ કરવા માડ્યો છે! મેં તારા નામપર કરોડો રૂપિયાની કુરબાની કરી નાખી, મારા ગર્વને ત્યાગી દીધો અને મુગલિયા ખાન્દાનના અભિમાનને તિલાંજલિ આપીને તારા શાહજાદા સાથે મારી શાહજાદીની શાદી કરવાની તૈયારી કરી, તે એકલા મારા પોતાના ભલાને ખાતર નહિ; પણ મારી રાજનિષ્ઠ અને ગરીબડી રૈયતની સલામતી અને રૈયતના ભલા માટે જ ! એટલે અત્યારે મારી રૈયતની આમ બકરાં પ્રમાણે કત્લ થતી જોઇને મારી છાતી ફાટી જાય છે અને જિગર ચીરાઈ જાય છે ! ઓ શાહ, જે થોડા ઘણા બદમાશોએ આ વિનાશનું બીજ વાવ્યુ હતુ, તેઓ તો તારા ભયંકર હુકમની ખબર મળતા જ સુરક્ષિત સ્થાનમાં જઈ ભરાઈ બેઠા છે અને વિનાકારણ બિચારા વ્યાપારીઓ, દુકાનદારો અને શાંતિપ્રિય નાગરિકોના પ્રાણ અને ધનમાલનો વિનાશ થઈ ગયો છે. રહમ કર, ગુસ્સો હરામ છે એટલે એ ગુસ્સાને છોડી દે અને મારી રૈયતનો બચાવ કર–બચાવ કર ! !”

“શહનશાહ, હું પણ એ સારી રીતે જાણુ છું કે, આ વિનાશનું બીજ વાવનારા તો થોડાક બદમાશો જ હતા, પણ તે બદમાશો હાથમાં ન આવવાથી અને ઇરાનીઓને શાંત જોઇ પછીથી કેટલાક નાગરિકો પણ તે બદમાશોના યુથમા ભેળાયાથી જ નિરુપાયે મારે આ ઉપાય કરવો

પડ્યો છે પણ હવે ખૂનાખૂનીની હદ થયેલી હોવાથી અને કેટલાક નિર્દોષ જનોનો પણ ધાણ નીકળી ગયેલો હોવાથી હું તમારા વચનને માન આપી 'કત્લેઆમ' ને બધ કરવાનુ ફર્માન જારી કરુ છુ." નાદિરશાહે આશ્વાસન આપ્યુ.

"મહજ એહસાન, ઓ સુલ્તાનોના સુલ્તાન!" મહમ્મદશાહે કૃતજ્ઞતા દર્શાવી.

નાદિરશાહે તરત રણવાદ્ય વગડાવીને કત્લને બધ કરવાની આજ્ઞા આપી દીધી, એટલુ જ નહિ પણ પોતાના અગરક્ષકોને નગરમા સર્વત્ર દોડાવીને એવો સદેશો કહાવી દીધો કે,–"નાદિરશાહના આ 'કત્લેઆમ'ને બંધ કરવા માટેના ફર્માનને સાભળ્યા પછી જો કોઈ પણ સિપાહી એક પણ માણસના જીવનું નુકસાન કરશે અથવા ક્યાય પણ લૂટફાટ કરશે, તો તેની ખબર મળતા જ વધારે તહકીકાત ન કરતા તેને એકદમ મૌતની સજા જ આપવામા આવશે!"

આ ફર્માનનું કેવુ પરિણામ થયુ, એનું એક ઉદાહરણ તો આપણે ઉપર જોઇ આવ્યા છીએ અર્થાત્ એ ફર્માન સાંભળતાં જ જગલી સિપાહીઓ જ્યાં પણ તલવાર ચલાવતા હતા ત્યાને ત્યાજ સ્તબ્ધ થઈ ગયા જેની તલવાર કોઇના શરીરમાં અડધી ઉતરી હતી, તેણે તે ત્યાથી જ પાછી કાઢી લીધી અને સર્વે સિપાહીઓ તલવારોને મ્યાન કરી બદૂકોને ખભાપર રાખીને પોતપોતાના સ્થાન પ્રતિ પાછા ફરવા લાગ્યા. એ પછી નાદિરના સિપાહીઓના હાથે દિલ્લીના એક પણ નાગરિકનો નાશ થયો નહિ.

એવી રીતે 'કત્લેઆમ' નો તો સાત આઠ કલાક પછી અત આવી ગયો, પણ તેના અવશિષ્ટ ચિન્હ સ્વરૂપ દિલ્લીમા ત્યાર પછી જે દેખાવ જોવામા આવ્યો, તે એ 'કત્લેઆમ' કરતા પણ અધિક ભયકર અને વિશેષ હૃદયદ્રાવક હતો. ધીમે ધીમે સધ્યા કાળનુ અને તે સાથે અધકારનુ આગમન થતાં તે ભયકર અ દર્શે વિશેષ ભયકરતા ધારણ કરી અને તે દેખાવને જોનારાઓના હૃદય કમકમવા લાગ્યા

એ આઠ કલાકની ખૂનામરકીમા નાદિરશાહના ચારસો કજલબાશો કપાઇ ગયા હતા અને દિલ્લીના ૧૨૦,૦૦૦ નાગરિકોનો નિર્દયતાથી વધ કરવામાં આવ્યો હતો. કેટલાકોના અભિપ્રાય પ્રમાણે એ સખ્યા ૧૫૦,૦૦૦ ની હતી. માર્ગમા જ્યા ગમન કરો, ત્યા બાળક, તરુણ અને વૃદ્ધ સ્ત્રી તથા પુરુષોનાં પ્રેતો પડેલા જોવામા આવતાં હતાં કેટલીક માતાઓ પોતાના બાળકોને કેડે તેડી પાણી ભરવા જતાં કે પાણી ભરીને પાછી ફરતા માર્ગમા જ ઇરાનીઓની તલવાર કે બદૂકનું બલિદાન થઇ પડેલી હોવાથી તેમના મડદાંની પાસે બાળકોનાં મડદા અને જળપાત્રો પણ પડેલા દેખાતા હતા.

તુર હૃદયથી પોતપોતાને ઘેર ગઈ: પણ ત્યાં પોતાનાં ઘરોની પાયમાલી થએલી જોઇને અને પોતાના પતિ, પુત્ર તથા ભ્રાતા અને અન્ય આપ્તોના વિનાશની વાર્ત્તા સાંભળીને તેમણે જે આક્રન્દ અને અશ્રુપાતનો આરંભ કર્યો, તે સર્વથા પાષાણને પણ પીગળાવી નાખનારો અને ન વર્ણવી શકાય તેવો હતો. તે સમયનો એક ઇતિહાસકાર લખે છે કે;–" એ પ્રસંગે લગભગ ૧૦,૦૦૦ સ્ત્રીઓ પોતાની આબરૂ બચાવવા માટે કુવાઓમાં પડી હતી અને બે ત્રણ દિવસ પછી તેમાંની કેટલીક સ્ત્રીઓને જીવતી કાઢવામા આવી હતી. કેદી તરીકે પકડેલાં જે સ્ત્રી અને પુરુષોને પાછળથી છોડી મૂકવામા આવ્યા હતાં, તેમની સખ્યા લગભગ ૫૦,૦૦૦ ની હતી."

દિલ્લીમા આ બનાવથી પહેલાં એવો કોઇ બનાવ બન્યો ન હોતો અને ત્યાર પછી બન્યો નથી એટલા માટે એ 'કત્લેઆમ'ની એવા બીજા કોઇ પણ બનાવ સાથે સરખામણી કરવાનું કાર્ય અશક્ય હોવાથી જ્યારે પણ એ 'કત્લેઆમ'ના ઉલ્લેખનો લેખકોને પ્રસગ પ્રાપ્ત થાય છે, ત્યારે 'હિન્દુસ્તાનમાં 'કત્લેઆમ' જેવો અત્યાચાર કેવળ 'કત્લેઆમ'નો જ થયો છે' એમ કહીને જ શાત રહેવુ પડે છે. બ્રિટિશ્ સરકારના રામરાજ્યમા આવા અત્યાચારોનો અસ્ત થઇ ગયો છે, એ હિન્દુસ્તાનીઓનુ મહદ્દભાગ્ય છે અને તેથી હિન્દુસ્તાનની પ્રજા બ્રિટિશ્ સત્તાની અચળતાને ઇચ્છે, એ સર્વથા સ્વાભાવિક જ છે. અસ્તુ. બીજે દિવસે 'કત્લેઆમ'મા ભાગ લેનારા પોતાના સર્વ સિપાહીઓને નાદિરશાહે અમુક સમયે દિલ્લી બહારની છાવણીમાં હાજર રહેવાનુ ફરમાન કહાવી દીધુ.



## પ્રકરણ ૧૮ મું.

### દયાની વ્યાખ્યા.

નાદિરની આજ્ઞા પ્રમાણે તેના સર્વ સૈનિકો અને સૈન્યાધિકારીઓ નિયમિત સમયે દિલ્લીબહારની છાવણીના મેદાનમા હાજર થઈ ગયા અને ત્યાર પછી નાદિરશાહ પોતે પણ પોતાના અંગરક્ષક ગુલામો સાથે ત્યા આવી લાગ્યો. સલામી વગેરેના પ્રકારની પરિસમાપ્તિ થયા પછી નાદિર એક એક સિપાહીને પોતા પાસે બોલાવીને 'કત્લેઆમ'ના પ્રકાર વિશેના પ્રશ્નો પૂછવા લાગ્યો. પ્રથમ તેણે એક સિપાહીને ઉદ્દેશીને સવાલ કર્યો કે,–"બહાદુર જવાન, 'કત્લેઆમ' કરતા તારા મનમાં કોઈ પણ પ્રકારનો ખેદ થયો હતો ખરો કે?"

"આલા સુલ્તાન, દિલ્લીના લોકોને રેંસી નાખતા મારા મનમા લેશ માત્ર પણ ખેદ થયો નહોતો અને હજી એ 'કત્લેઆમ'નો પ્રકાર વધારે

લખાયો હોત, તોપણ મને ખેદ કે શોક થવાનો સંભવ નહોતો દુશ્મન અને તેની રૈયતના ગળાપર તલવાર ચલાવતાં ખેદ થાય, એ આ કજલખાશીનો સ્વભાવ જ નથી." સિપાહીએ જવાબ આપ્યો.

"શાબાશ." એમ કહી નાદિરે બીજાને પૂછ્યું કે,–"દિલાવરખાન, તમારા દિલની હાલત કેવી થઈ હતી?"

"મારી ખુશહાલી તો આસમાનમાં પણ માતી નહોતી. જ્યારે મારી તલવારથી હું ડરપોક દિલ્હીવાળાઓના માથાં ચપાચપ ધડથી જૂદા પાડતો હતો, તે વેળાએ જાણે ગુલાબના ફૂલોને જ ગુલાબના ઝાડપરથી તોડતો હોઉ ને! એવોજ મને તો ભાસ થતો હતો ગુલાબનાં ફૂલો જેમ આપણને તોડી લેવા છતા પોતાની ખુશબૂથી તર કરે છે, તેવી રીતે દિલ્હીના એ લોકોએ તેમના માથાં અમે છાટી નાખ્યા છતા અમને પોતાની દૌલતથી તર કરી નાખ્યા છે." બીજાએ પહેલાના જવાબપર સરસાઈ કરનારો જવાબ સંભળાવ્યો

"મરહબા!" કહી પુન નાદિરશાહે ત્રીજાને સબોધીને પૂછ્યુ કે,–"કેમ, બખ્તાવરખાન, 'કત્લેઆમ'મા આપને શો અનુભવ મળ્યો? મારા હુકમની તામીલમા મેહનત તો જરૂર વેઠવી જ પડી હશે, કેમ ખરૂ કે નહિ?"

"નામવરશાહ! આ આપ શુ બોલો છો વારુ? આવા કામમાં મેહનત તે શી હોય? જો આવા મૌકા ઘડી ઘડી મળતા હોય, તો તો અમે અમને પોતાને મહા ભાગ્યશાળી જ માનીએ, કારણ કે, તલવાર ચલાવવાનો વ્યાપાર માત્ર અમારે જ કરવાનો હતો અને દુશ્મન જોરાવર ન હોવાથી અમને તો મરવાનો ભય હતોજ નહિ વળી બીજી લડાઈઓમાં જાનપર ખેલવાની તૈયારી કરવા છતા એક રાતી પાઈ પણ મળતી નથી, અને આ મૌકાપર તો બેખૌફ રહેવા છતાં હજારોનો માલ મળી ગયો છે ખરેખર, ગેતીપનાહ, જ્યારે હુ દિલ્હીના કાફિરોના માથા ઉડાવતો હતો, ત્યારે જાણે ગિલ્લી દડાની રમત રમતો હોઉંની, એવો જ મને ભાસ થયા કરતો હતો!" ત્રીજાએ પણ એવો જ જવાબ આપ્યો.

"આફરીન!" નાદિરશાહે ઉદ્ગાર કાઢ્યો એ પ્રમાણે નાદિરે કેટલાક સિપાહીઓને સવાલ કર્યા અને તે સવાલોના લગભગ ઉપર પ્રમાણેના જ જવાબો મળતા ગયા નાદિરે અનુક્રમે પદરમા સિપાહીને સવાલ કર્યો કે "કેમ, બખ્તબુલદખાન, 'કત્લેઆમ' કરતાં તમારા મનમાં કોઈવાર રહમનો ખિયાલ આવ્યો હતો કે?"

"ખુદાવન્દ, મેં જ્યારે આપના ફર્માનને માથાપર ચઢાવી 'કત્લેઆમ' નામના નાટકમાં મારી ભૂમિકા ભજવવાની શરુઆત કરી, તે વેળાએ તો મારા હૃદયમાંનો હર્ષ ઉભરાઇ જતો હતો. એક માણસનુ માથુ છાટવુ

અંત આવી ગયો હતો અને મરી મડદા થઇ પડેલા પોતાના માતપિતાને જીવતા જ ધારીને તે ખાવાનુ માગ્યા કરતો હતો. અર્થાત્ હવે એ બિચારાની સંભાળ લેનાર કોઇપણ ન હોવાથી એ રીબાઈ રીબાઇને મરી જશે અને મરતા પહેલા ભયંકર વેદના ભોગવશે. જો તલવારના એક જ વારથી એના બે કટકા થઈ ગયા હોત, તો એને આવી વેદના ભોગવવી ન પડત. શુ આ રહમ લાવવા જેવો બનાવ નહોતો ?" બખ્તઉલદખાને દયાના કારણોનો નિર્દેશ કરી બતાવ્યો

નાદિરની આખ્યોમા પણ ઝળઝળિયાં ભરાઈ આવ્યાં અને તેણે તે બખ્તઉલદખાનને આજ્ઞા કરી કે,—"જાઓ—તમે સત્વર જાઓ અને જો તે છોકરો હજી જીવતો હોય, તો તેને ઉપાડી લાવો. એ બાળક હિન્દુ હશે કે મુસલ્માન હશે, તોપણ મારા જનાનખાનામા તેની હિફાજત થશે અને એનુ નાદિરના ફર્માનથી જે નુકસાન થયુ છે, તેનો બદલો નાદિર પોતે જ વાળી આપશે."

"આ ચાલ્યો, બન્દાનવાજ !" કહીને તરત બખ્તઉલદખાન ઉતાવળ કરીને ત્યાંથી ચાલ્યો ગયો. તેના જવાપછી નાદિરે સેનાપતિયોને બોલાવીને કહ્યુ કે,—

"તમારા હાથતળેના જે જે સિપાહીઓએ જે જે લૂટ કરી હોય, તે લૂટનો બધો માલ કેટલો છે, તે જોવાની મારી મરજી છે. એમાથી એક પાઇની પણ ચોરી ન થવા પામે એની તપાસ રાખજો. બધો માલ લાવીને અહીં હાજર કરો" એમ કહીને નાદિર પોતે એક તબૂમા બેઠો

આજ્ઞા પ્રમાણે સર્વ સિપાહીઓ પોતાને મળેલી વસ્તુઓ એક પછી એક અનુક્રમે લાવીને ત્યા મૂકવા લાગ્યા થોડા વખતમા જ ત્યા સોના રૂપાના સિક્કા, હીરા મોતી અને સોના ચાદીના ઘરેણા, કીમતી કપડા અને બીજી વસ્તુઓનો એક મોટો અબાર લાગી ગયો અને તેને જોઇને નાદિરના નેત્રોમાથી એક પ્રકારનો હર્ષમય પ્રકાશ પ્રકટ થવા લાગ્યો. અર્થાત્ એ ડલ્લો કેટલા બધા અમૂલ્ય મનુષ્ય પ્રાણીઓ બકરા પ્રમાણેના રેંસાઇ જવા પછી ત્યા આવ્યો હતો, એનો વિચાર નાદિરના મનમાં ન આવ્યો અને હાથીના મરણનો શોક ન કરતા જેવી રીતે સ્ત્રીઓ હસ્તિદતનો ચૂડો હાથમા પ્હેરીને હર્ષાય છે, તદ્વત્ નાદિરને પણ હર્ષ થવા લાગ્યો. ઇતિહાસના લેખકો કહે છે કે, 'કત્લેઆમ' કરીને નાદિરના સિપાહીઓએ મેળવેલા એ લૂટના માલની કીંમત લગભગ પાચ કરોડ રૂપિયાની થવા ગઇ હતી અને ઘોડા, ગાય, હાથી વગેરેને વેચીને જે નાણાની મોટી રકમ ઉપજાવવામા આવી હતી તે તો જૂદી જ એમાથી લગભગ ચાળીસ પચાસ લાખ રૂપિયા નાદિરશાહે પોતાના સૈનિકોમા તેમની પદવી પ્રમાણે

માટે તૈયાર થઇ ઊભેલી હતી એટલે તે સર્વની સાથે શાહજાદીએ લગ્ન સ્થાન પ્રતિ પ્રયાણ કરવા માંડયું અને થોડા વખતમાં જ મહાલયના એક બીજા ભાગમાં. લગ્નસ્થાનના રૂપમાં ફેરવાયલા વિશાળ ઓરડામાં તે આવી લાગી.

લગ્નસ્થાનમાં વિશેષ પુરુષો નહોતા. નાદિરશાહ, મહમ્મદશાહ, રેજાકુલીખાન.* કાજી અને રફીકુદ્દીન, અનવરુદ્દીન તથા નિજામુલ્મુલ્ક એટલા પુરુષો જ ત્યાં જોવામાં આવતા હતા. દૂલ્હા (વર) રેજાકુલીખાનને એક સુવર્ણના આસનપર બેસાડવામાં આવ્યો હતો અને તેની પાસેનું બીજું જે એક ખાલી આસન પડેલું હતુ તેપર શાહજાદીને બેસાડવામાં આવી. અન્ય સર્વ આસપાસનાં બીજા આસનોપર વિરાજેલાં હતાં શાહજાદીની ખાસ કનીજ તેની પાછળ જ ઊભી હતી. એ પ્રમાણેની સર્વ તૈયારીઓ થતાં નાદિરશાહે ઉદ્‌ગાર કાઢયો કે,–

"બેશક, પરવરદિગારે આજ પોતાના ફજલથી મારા દામને ઉમીદને મુરાદનાં મોતીઓથી ભરી દીધો છે. કાજી સાહબ, હવે તાખીર (વિલંબ) બેસૂદ (અયોગ્ય) છે, કારણ કે, દૂલ્હા અને દૂલ્હન બન્ને મૌજૂદ છે."

"જેવી આજ્ઞા." કહી કાજી સાહબ ઉઠયા અને તેના ઉઠવાથી બધા ઊઠીને ઊભા થયા કાજીએ દૂલ્હા અને દૂલ્હન બન્નેના હાથને પોતાના હાથમાં લઈ એક બીજા સાથે મેળવી કુરાનશરીફની કેટલીક પવિત્ર આયાતો ભણવા માંડી અને ત્યાર પછી આશીર્વાદ આપતા કહ્યુ કે,

"ઉઠાય લુત્ફ બાગે અયશસે દૂલ્હા દૂલ્હન યારબ,
રહે સરસબ્જ દુનિયામ યુહી સબકા ચમન યારબ !"†

એ આશીર્વાદની પુષ્ટિમાં નાદિરે ઉદ્‌ગાર કાઢયો કે,–

"ભરા હય બાદ મુદ્દત આરજૂને ગુલસે દામનકો !
કિયા કુદરતને એક પલમેં હરા હસરતકે ગુલ્શનકો !"‡

લાચારીએ મહમ્મદશાહ બોલ્યો કે,–

"દુઆ હય અબ યહી અપની રહે કાયમ યે સબ જલ્સા,
મુબારિક ચાદસા દૂલ્હા હો ઇસ નન્નીસી દૂલ્હન કો !"§

---

* આ નાદિરના પુત્રનુ નામ કેટલાક ઇતિહાસકારોએ રેજાકુલીખાન અને કેટલાકોએ નસરુલ્લાખાન આપેલુ છે અમે આ નામનો સ્વીકાર કરેલો છે

† "વધૂ અને વર વિલાસના ઉપવનમાનો ઉપભોગ મેળવે અને સર્વેનું (આનંદ) ઉપવન આમજ લીલુ રહ્યા કરે" એકલ

‡ "આજે ઘણા સમય પછી આશાએ પાલવને ફૂલોવડે ભર્યો છે, આજે કુદરતે એક પળમા નિરાશાના ઉપવનને લીલુ બનાવી દીધુ છે" એકલ.

§ "મારો એજ આશીર્વાદ છે કે, આ ઉત્સવ સદા અવિચળ રહે અને આ કોમળ વધૂને આ ચંદ્રસમાન વર સુખાવહ–નિરંતર આનંદદાયક થાય" એકલ.

એ પ્રમાણે લગ્ન વિધિની સમાપ્તિ થયા પછી મહમ્મદશાહે પોતાની શાહજાદીને લગભગ ૫૦,૦૦૦ હજાર રૂપિયાની કીંમતનું ઝવેરાત ભેટ તરીકે આપ્યુ અને ૫૦,૦૦૦ રૂપિયા રોકડા આપ્યા. એ જ પ્રમાણે પોતાના જામાતા (જમાઇ)ને હીરા અને મોતીથી ભરેલો એક ઝબ્બો, ૭ હાથી, કેટલાક ઘોડા અને હાથી ઘોડાના રત્નજડિત સાજ વગેરેની મોટી પહેરામણી આપી એ ઉપરાંત તે દિવસે દાવત અને પશુયુદ્ધ તથા મલ્લયુદ્ધ આદિના સમારંભો પણ કરવામાં આવ્યા એ પ્રમાણે નિર્વિઘ્ન અને સમાધાનપૂર્વક બાદશાહી લગ્ન સમારંભની પૂર્ણ આહુતિ થઈ છતાં બાદશાહે સર્વને બીજા પણ આઠ દિવસ પર્યન્ત એવો જ ઉત્સાહ ચાલૂ રાખવાની આજ્ઞા આપી દીધી.

* * * * * *

અનંતગતિમાન્ કાળના પ્રવાહમા દિવસ તણાઈ ગયો અને નિશાનુ આગમન થયુ વિવાહના ઉત્સવમાં કાર્ય કરીને રાજમહાલયના અનુચરો અગાધ શ્રમથી કટાળી ગએલા હોવાથી નિત્ય કરતા વહેલા જ આરામ લેવાને પોતપોતાના સ્થાનમા જઇને પડી રહેલા હતા અને તેથી રાજમહાલયમાં શાંતિનો વિશેષ પ્રચાર દેખાતો હતો દિલ્લીના લોકો અદ્યાપિ નિદ્રાવશ થયા ન હોતા અને તેથી માર્ગમા લોકોના આવવા જવાનો વ્યાપાર ચાલૂ જ હતો. એ સમયે અયશમહલના પાછળના ભાગમાંના આંગણામા શ્વેતવસ્ત્રધારિણી ત્રણ સ્ત્રીઓ મહલમાંથી નીકળીને વાતો કરતી ઊભી રહી, પણ તેઓ એવા તો મદ અને અસ્પષ્ટ સ્વરથી વાતો કરતી હતી કે, તેમના બોલવાનો અવાજ કોઇના સાભળવામા ભાગ્યે જ આવી શકે. કેટલીકવાર સૂધી એવી રીતે વાતચીત કરીને તેઓ એક બીજાને બાથ ભીડી ભીડીને મળી—પરસ્પર આલિંગન આપ્યું અને ત્યાર પછી તેમણે પાછળથી બહાર નીકળી જવાનું દીવાલમાનુ એક ગુપ્ત દ્વાર ખોલ્યું. એક સ્ત્રી દ્વાર તરફ આગળ વધી અને દ્વારમાથી બહાર નીકળી ગઈ અને બીજી બે સ્ત્રીઓ અદરના ભાગમા ઊભી હતી "ત્યારે હવે હુ વિદાય થાઉં છું." બહાર નીકળેલી અબળાએ સદ્‌ગદિત સ્વરથી કહ્યુ.

"ખુદાહાફિજ! જાઓ—અમારી એ જ દુઆ છે કે, ખુદા તમારી અસ્મત્ અને તમારી ઇજ્જતનો નિગાહબાન થાઓ" બન્ને સ્ત્રીઓએ કહ્યુ.

"આમીન!" કહીને તે સ્ત્રી ચાલતી થઈ ગઈ અને ગુપ્ત દ્વાર વાસીને તે બે સ્ત્રીઓ પાછી જનાનખાનામાં ચાલી ગઈ.

તે સ્ત્રી લોહસ્તભ પાસે આવી લાગી અને ત્યાં બે ઘોડાઓને પ્રવાસ માટે તૈયાર ઊભેલા જોઇ આશાથી તેનું હૃદય પ્રફુલ્લ થયુ. અનવરુદ્દીન પણ ત્યા હાજર હતો એટલે તેને ઉદ્દેશીને તે બોલી કે;—"બહાદુર અનુ-

વરુદ્દીન, પોતાના કોલ પ્રમાણે વખતસર બધી તૈયારી સાથે આપને અહીં હાજર રહેલા જોઇને મારા મનમાં ઘણો જ સંતોષ થયો છે. પણ હવે અહીં આપણે વધારે વાર થોભવાનુ નથી. સફરની ઊતાવળે શરુઆત કરી દેવામાં જ આપણી સલામતી છે."

"મારે વિલબ કરવાનું કાંઈ પણ કારણ નથી. કેવળ આપના આવવાનો જ વિલબ હતો, તે આપ આવી પહોંચ્યા છો. બેસો ઘોડાપર અને ચાલવા માડો." અનવરુદ્દીને કહ્યુ.

"ચાલો ત્યારે—મને જરા હાથનો આધાર આપશો કે?" ઘોડાની પાસે જઈ તે અબળાએ કહ્યુ.

"ઘણી જ ખુશીથી. પણ ઘોડાને આપ બરાબર ચલાવી તો શકશો ખરા ને?" અનવરુદ્દીને પાસે આવીને કહ્યુ.

"એ માટે તમારે કાઇ ફિકર રાખવી નહિ." સ્ત્રીએ આશ્વાસન આપ્યું એ પછી તેણે રકાબમાં પગ મૂક્યો, અનવરુદ્દીને તેને ટેકો આપ્યો અને તે ઘોડાપર સ્વાર થઇ ગઇ. અનવરુદ્દીન પણ પોતાના અશ્વપર આરૂઢ થયો.

અશ્વારૂઢ થયા પછી અનવરુદ્દીને પૂછ્યુ કે,—"હવે આપણે કઈ દિશામાં ગમન કરવાનુ છે? આપનો ક્યા જવાનો વિચાર છે?"

"જો કે ક્યા જવું અને ક્યાં રહેવુ એનો અદ્યાપિ મે કશો વિચાર કર્યો નથી, તો પણ હાલ તરત તો મેવાડની દિશામા પ્રયાણ કરવુ મને યોગ્ય લાગે છે અને ત્યા કોઈ નિર્ભય સ્થાને પહોંચ્યા પછી મારે મારી જિંદગાની ક્યાં વીતાડવી અને ક્યાં જવુ એનો હું વિચાર કરીશ." તે સ્ત્રીએ કહ્યુ.

"જેવી આપની ઇચ્છા." એમ કહીને અનવરુદ્દીને પોતાનો અશ્વ ચલાવ્યો અને તેની પાછળ તે સ્ત્રીએ પણ પોતાના ઘોડાને ચલાવવા માંડ્યો. તે અબળાની અશ્વ ચલાવવાની કુશળતાને અને ચપળતાને જોઇને અનવરુદ્દીન આશ્ચર્યચકિત થઇ ગયો. છતા ચાર પાંચ ગાઉ નીકળી આવતા સુધી તેણે તે અબળાને કોઈ પણ પ્રકારનો સવાલ પૂછ્યો નહિ. મૌનાવલંબન અને શાતિ સહિત પ્રવાસનુ કાર્ય ચાલતું રહ્યુ લગલગ છ ગાઉનો પથ કપાઈ ગયા પછી અનવરુદ્દીને પૂછ્યુ કે,—

"અય બાનો, હવે આ ખાદિમને આપના ઇસ્મે મુબારિક (શુભનામ) ને જાણવાનુ અને આપના અહવાલથી વાકેફ થવાનુ ભાગ્ય પ્રાપ્ત થશે કે? અત્યારે પણ ઓળખાણ આપવામાં કશી અડચણ છે ખરી કે?"

"હવે આટલી બધી ઊતાવળ કરવાની શી અગત્ય છે વારુ? હું જ્યારે મારા પિતાના ગૃહનો અને મારા જન્મ સ્થાનનો ત્યાગ કરી આપના વિશ્વાસથી

આમ આપની સાથે બહાર નીકળી પડી છુ, તો કાંઈ મારુ નામ લાંબા વખત સુધી આપથી છુપું રહી શકવાનું છે કે? મારી કર્મકથા ઘણી જ લાંબી અને ભેદભરેલી છે અને તેથી આપણે કોઇ સ્થાનમાં જ્યારે થોડા વખતની વિશ્રાંતિ લેવાને થોભીશુ, તે વેળાએ હુ મારી બધી કર્મકથા આપને વિસ્તારથી કહી સંભળાવીશ. હાલ તરત તો ધીરા થઇ જાઓ"

તે અબળાએ અશ્વની ગતિમાં જરાપણ મદતા ન થવા દેતાં ઉત્તર દીધુ.

"જેવી તમારી ઇચ્છા. હુ તમારા મનને દુખવીને તમારો ભેદ જાણવા નથી માગતો." અનવરુદ્દીને સભ્યતા બતાવીને કહ્યુ.

પુનઃ એ પ્રવાસી અને પ્રવાસિની મેવાડના માર્ગમાં વેગપૂર્વક પોતાના અશ્વોને ચલાવવા લાગ્યા. એવી રીતે તેઓ માર્ગક્રમણ કરતા હતાં, એવામા લગભગ ઉષાસમયે દૂરથી બે ચાર ઘોડાઓની ખરીઓનો અવાજ તેમના સાંભળવામા આવ્યો અને ધૂળ ઊડતી દેખાઈ. અનવરુદ્દીને તે સ્ત્રીને ઉદ્દેશીને કહ્યુ કે,–"કોઇ ઘોડેસ્વારો આવતા હોય એમ દેખાય છે. એઓ આપણા જેવા જ કોઇ પ્રવાસી હશે કે ચોર લૂટારા હશે એની કલ્પના જો કે અત્યારે કરી શકાય તેમ નથી, તોપણ આપણે સાવધ થઈ રહેવુ જોઇએ તમારી પાસે શસ્ત્ર તો નહિ જ હોય!"

"જી–એક કટાર અને એક તમચો મેં સાથે રાખી લીધા છે અને જો એવો વખત આવશે તો મારાથી બની શકશે તેટલી મદદ હુ આપને આપીશ." અબળાએ હિમતથી કહ્યુ.

બન્નેએ શસ્ત્રાસ્ત્રોની તૈયારી કરીને આગળ ચાલવા માડ્યુ, પરંતુ જે ઘોડાનાં પગલાંનો અવાજ સભળાયો હતો, તે ઘોડાઓ બીજી દિશામા ચાલ્યા જવાથી કોઈ પણ પ્રકારનુ નવીન વિઘ્ન ઉપસ્થિત ન થયુ અને તેઓ સુખરૂપ પોતાના પ્રવાસમા આગળ અને આગળ વધતાં રહ્યાં. પ્રભાત થવા પહેલા માર્ગની જમણી બાજૂએ કોઈ જૂના મકાનનું એક ખડીયેર તેમને દેખાયુ અને તે થોડાક અંતરપર હોવાથી ત્યાં વિશ્રાંતિ લેવાના હેતુથી તેમણે તે તરફ પોતાના અશ્વોને વાળ્યા.

દિલ્લીમાં લેશ માત્ર પણ અત્યાચાર ન કરવાની તેણે કઠિન આજ્ઞા કરેલી હોવાથી દિલ્લીના લોકોને 'કત્લેઆમ' થઇજવા પછી કોઇ પણ પ્રકારનો વિશેષ ઉપદ્રવ થયો નહિ અને તેથી ધીમે ધીમે તેઓ પોતાના શોકને ભૂલતા જઇને પોતપોતાના ઉદ્યોગ તથા વ્યવસાયમાં નિમગ્ન થવા લાગ્યા. અતે ચંચળવૃત્તિના અને અખંડ વ્યવસાયને ઇચ્છનારા નાદિરને એ વિશ્રાંતિ અને નિરુદ્યોગિતાનો કટાળો આવવા માંડ્યો અને તેણે સત્વર હિન્દુસ્તાનમાંથી પ્રયાણ કરવાનો વિચાર કર્યો નાદિરની લાબા વખતની ગેરહાજરીથી ઇરાનમાં કાંઇક અશાતિ ઉદ્‌ભવવાના અને એક બે સ્થળે બળવો જાગવાના સમાચાર તેના સાંભળવામાં આવ્યા હતા, એ વળી સત્વર પ્રયાણની તૈયારી કરવાનું એક બીજું સબળ કારણ હતુ. અચાનક નાદિરે મહમ્મદશાહના અમીર ઉમરાને બીજે દિવસે એટલે કે, ઈ. સ ૧૭૩૯ ના મે માસની ૧ લી તારીખે સવારમા પાંચ વાગતાં 'દીવાનેઆમ' માં આવીને હાજર થવા માટેનો સદેશો કહાવી દીધો.

એ આજ્ઞાને માન આપીને જૂદી જૂદી પદવી ધરાવતા દિલ્લીના સર્વ ઉમરા 'દીવાનેઆમ' મા આવીને હાજર થયા અને નિયત સમયે નાદિરશાહ પણ ત્યાં આવી લાગ્યો નાદિરે સર્વ ઉમરાને ઉદ્દેશીને કહ્યુ કે,–"દિલ્લીની શહનશાહતના સિતૂનો, આજે તમને મેં એક ખાસ કામ માટે બોલાવ્યા છે હવે આજકાલમા મારો ઇરાન તરફ પાછા ફરવાનો વિચાર છે પરતુ મારા પ્રયાણ પૂર્વે તમોએ મારી જે સેવા બજાવી છે, તેના બદલામા તમારો સત્કાર કરવાની અને તે સાથે કેટલોક ઉપદેશ આપવાની પણ મારી ઇચ્છા છે. મને અફસોસ થાય છે કે, અનવરુદ્દીન આજે આ પ્રસગે હાજર નથી. પ્રથમ તો હું તમને આ થોડી ઘણી ભેટ મારી યાદગિરી તરીકે આપુ છું તેનો સ્વીકાર કરો" એ પ્રમાણે કહીને નાદિરે તેમને નીચે પ્રમાણેની ભેટો આપવાનો આરભ કર્યો.

નિઝામુલ્મુલ્ક, સરબુલંદખાન, કમરુદ્દીનખાન અને મહમ્મદખાન બગશને અનુક્રમે મોતીથી ભરેલો કબા (ઝભ્ભો), શિકાર વખતે પહેરવાનો ડગલો, મૂલ્યવાન્ મદિલ, અને ઇરાની તલવાર આદિવસ્તુઓ ભેટ તરીકે આપીને અનવરદ્દીન માટે નાદિરે હીરાજડિત મ્યાનવાળી એક કટાર તેના પિતાપર મોકલી આપી એ પછી નાદિરે તેમને ઉપદેશ આપતા કહ્યુ કે,–

"દિલ્લીના દિલાવર ઉમરા, તમારો બાદશાહ દિલનો ભલો, ભોળો અને નબળી તબીયતનો છે, પણ તેથી પોતાના સ્વાર્થના લોભમાં તણાઇને તેનું ભુંડુ કરવુ, એ તમારુ કર્ત્તવ્ય નથી. જો ઊંડો વિચાર કરશો, તો તો તમને એમ જ જણાશે કે, બાદશાહની ભલાઇમા જ તમારી ખરી ભલાઇ છે અને બાદશાહની પાયમાલીમા તમારી પાયમાલી પણ સમાયલી છે.

મારી ખુદાને એજ અર્જ છે કે, અત્યાર સૂધી તમારા અન્નદાતા સાથે તમે કરેલી નમક હરામીની તે પરવરદિગાર તમને મોઆફી આપે અને હવે પછી તમે નમકહલાલીથી નોકરી બજાવો અને તમારા બાદશાહની ફતેહનો ડંકો વગડાવો. અત્યારે તો હું ચાલ્યો જઇશ, પણ જો તમારામાંથી કોઈ પણ નમકહરામ થશે અને તેની ખબર જો તમારો બાદશાહ મને આપશે, તો મારા કોઈ સિપાહસાલારને મોકલીને અથવા તો હું પોતે આવીને તમારા તે ગુનાહની તમને બરાબર સજા આપીશ. બાદશાહ સાથે મારી જે દુસ્મની હતી, તે દુશ્મનીનો બદલો મેં જોઇએ તેના કરતાં વધારે પ્રમાણમાં મેળવી લીધો છે અને હવે જ્યારે મેં દોસ્ત થવાનુ વચન આપ્યુ છે તો મારા એ વચનને હું નિભાવીશ અને દોસ્ત તરીકે બાદશાહને મદદ કરવા માટે હરઘડી તૈયારનો તૈયાર જ રહીશ. તમારા જેવા રાજનીતિ કુશળ અને બુદ્ધિમાન્ ઉમરાને આના કરતાં વધારે ઉપદેશ આપવાની અગત્ય હોય એમ મારુ ધારવુ નથી, કારણ કે, તેઓને તાજિયાનાની જરૂર હોતી નથી, હવે ભલે તમો જાઓ, કેમકે, તમારા બાદશાહ અહી પધારવાના છે અને તેમની સાથે મારે કેટલીક ખાનગી મસ્લેહત કરવાની છે"

એ પ્રમાણે ભેટ સોગાદનો સ્વીકાર અને **નાદિર**ના ઉપદેશનું શ્રવણ કરીને સર્વ ઉમરા કાંઈ પણ બોલ્યા ચાલ્યા વિના તેનો ઉપકાર માની મસ્તક નમાવીને લગભગ સાડા સાત વાગ્યાને શુમારે 'દીવાને આમ'માંથી ચાલ્યા ગયા અને તેમના જવા પછી **નાદિરશાહ**, બાદશાહ **મહમ્મદશાહ** રંગીલાના આગમનની આતુરતાથી માર્ગપ્રતીક્ષા કરવા લાગ્યો.

બરાબર આઠ વાગે **મહમ્મદશાહ** છત્ર અને પડદાવાળી શાહી પાલખીમાં બેસી, કેટલાક ખાનગી ઉમરા સાથે 'દીવાનેઆમ'ના દ્વારપર આવી લાગ્યો. જ્યારે તે સર્વ ઉમરાએ આવીને ત્યાં પોતાના અશ્વોને હારબધ ઊભા કરી દીધા, તે વેળાએ **મહમ્મદશાહે સાદુદ્દીનખાન**ને પોતા પાસે બોલાવીને કહ્યુ કે,–"કેવળ **અમીરલ્ઉમરા**ની પદવી ધરાવનાર અમીરો અને થોડાક વિશ્વાસપાત્ર મન્સબદારોને જ અદર લાવવાના છે. ત્યા વધારે ભીડ થવા દેવાની નથી"

"જેવુ હુજૂરેવાલાનુ ફર્માન." **સાદુદ્દીનખાને** કહ્યુ.

એ વ્યવસ્થા પ્રમાણે **મહમ્મદશાહ** અને થોડાક ઉમરા તથા **મન્સબદારો**એ 'દીવાનેઆમ'ના દ્વારમા પ્રવેશ કર્યો અને જ્યાં **નાદિર** તેમની વાટ જોતો બેસી રહ્યો હતો, તે ઓરડામા તેઓ આવી લાગ્યા **નાદિરે** ઊઠીને બાદશાહને માન આપી પોતાની સાથે જ આસનપર બેસાડ્યો અને બન્ને બાદશાહોએ તથા ઉમરાએ ત્યાર પછી નાસ્તો કર્યો. નાસ્તાનો વિધિ

થઈ રહ્યા પછી નાદિરશાહે તહમાસ્પખાનને આજ્ઞા કરી કે,—"હવે પેલી વસ્તુઓ લાવીને અહીં હાજર કરો."

"બસરોચશ્મ." કહી તહમાસ્પખાન ગયો અને થોડીજ વારમાં એક રત્નજડિત મુકુટ (તાજ), એક રત્નજડિત શિરપેચ, એક મૂલ્યવાન્ બાજૂબંધ, તલવાર લટકાવવા માટેનો એક રત્નજડિત કમરપટો, રત્નજડિત મૂઠવાળી એક તલવાર, એક સીધા પાનાની તલવાર અને એક મીનાકારીની કટારી; એ વસ્તુઓ લઇને પાછો આવી લાગ્યો. નાદિરશાહે એ વસ્તુઓ શાહને ભેટ તરીકે આપી અને તે તાજને પોતાના હાથે તેના શિરપર મૂકીને તે પ્રસંગને અનુસરીને કહ્યું કે,—

"બાદશાહે હિન્દોસ્તાં અને મારા અજીજ દોસ્ત મહમ્મદશાહ, હું આશા રાખું છું કે, મારા હાથે તમારા માથાપર મૂકાયલું આ તાજ કોઈ કાળે પણ આ જિન્દગીમાં ઊતરવા ન પામે! પણ એ તાજની ઇજ્જતને જાળવવા માટેનો એક ઉપદેશ હું તમને આપવા માગું છું મારો એ ઉપદેશ જો કે અત્યારે તો તમને કાઇક કડવો લાગશે ખરો; પણ જેવી રીતે કડવું ઔષધ અંતે પ્રકૃતિને સુધારનારું થઇ પડે છે, તેવી રીતે જો મારા એ ઉપદેશને સ્વીકારી તે પ્રમાણે રાજ્યનું ગાડું ચલાવશો, તો એના પરિણામે તમને ઘણો જ ફાયદો થશે અને અત્યારે જેવી દુર્દશામાં તમે આવી પડ્યા છો, તેવી દુર્દશામાં પડવાનો પ્રસંગ બીજીવાર આવીને પ્રાપ્ત નહિ થાય. અત્યાર સુધી તમારા પૂર્વજો અને તમારા પોતાના હાથે હિન્દોસ્તાનની રાજ્યવ્યવસ્થા ગમે તેવી રીતે થએલી હોય, પણ મારો અભિપ્રાય એવો છે કે, જેટલાં ઉમરાને જાગીરો આપવામાં આવી હોય, તે બધી જાગીરો તેમની પાસેથી પાછી છીનવી લ્યો અને દરેકને તેના મન્સબ તથા ઓહદા પ્રમાણે બાદશાહી ખજાનામાંથી રોકડાં નાણાં પગારના રૂપમાં આપો. એ ઉપરાંત તમારો કોઈપણ સૂબેદાર કે અમીર તેનું પોતાનું સ્વતન્ત્ર સૈન્ય ન રાખે, એવો તમે સખ્ત કાયદો કરો અને તે સાથે હમેશને માટે પોતાનું ઓછામાં ઓછું ૧૦૦૦૦ ઘોડેસ્વારોનું લશ્કર તૈયાર રાખો. એ દરેક ઘોડેસ્વારને ૬૦ રૂપિયાનો માસિક પગાર મળવો જોઇએ. એ લશ્કરની સારી વ્યવસ્થા રહે એટલા માટે દશ સિપાહીઓપર એક દેહબાશી (દશ સિપાહીઓના ઊપરી), એવા દશ દેહબાશીઓપર એક સુદીવાલ (સો સિપાહીઓના અધિકારી), અને એવા સો સુદીવાલોપર એક હુજારી (હજાર સિપાહીઓના સરદાર) ની નીમણૂક કરો. હવે એમાં પણ જે વધારે ધ્યાન રાખવાનું છે તે એ છે કે, એવા સૈન્યના મોટા અધિકારી અને સૈનિકોના ખાન્દાન, તેમના દેશ, તેમના નામ અને તેમના ગુણોની પોતાથી બને તેટલી તમારે વધારે ખબર રાખવી જોઇએ અને કોઈપણ

સાધારણું સિપાહી, સરદાર કે બીજાને આળસૂ કે સુસ્ત થવા ન દેવા જોઇએ જ્યારે લડાઇનો મોકો આવે, ત્યારે જેના વર્તન, શૌર્ય અને નમકહલાલીમા તમારો પૂરો વિશ્વાસ હોય, તેની આજ્ઞામા સિપાહીઓની અગત્ય હોય તેટલી સખ્યાને સોંપીને તેને ત્યા મોકલવો, પણ જેવુ તે કામ થઈ રહે કે તરત તેને તેનાં સૈન્ય સાથે પાછો બોલાવી લેવો; કારણ કે, કોઈપણ સરદારને લાબા વખત સૂધી સ્વતંત્ર સરદારી ચલાવવાનો પ્રસગ આપવો એ રાજનીતિથી વિરુદ્ધ છે અને એના ઘણીકવાર ઘણાંજ માઠા પરિણામો થયા છે અને થાય છે. એનુ જીવતુ જાગતુ ઉદાહરણ મારું પોતાનુ જ છે. જો ઈરાનના શાહે મને નિરંકુશ સ્વતત્ર સત્તા ચલાવવાનો લાબો પ્રસગ ન આપ્યો હોત, તો મારા મનમાં મહત્ત્વાકાક્ષાનો આટલો બધો ઉદય કદાપિ ન થયો હોત અને હું ઇરાનનો સુલતાન પણ ન થઈ શકયો હોત. બસ એટલામાં જ બધુ સમજી લેવાનું છે. બીજી મારે આપને જે એક ખાસ ભલામણ કરવાની છે તે એ છે કે, નિઝામુલ્મુલ્કથી હમેશા ચેતતા રહેજો સાદતખાન પણ એવો જ ભયકર હતો, પણ તે મરી ગયો છે એટલે હવે તેના વિશે બોલવાનુ કાંઈ કારણ રહ્યુ નથી આ નિઝામુલ્મુલ્ક એક પુરાણો પાપી, ધૂર્તવિદ્યા કુશળ, લોભી, સ્વાર્થસાધુ અને મહત્ત્વાકાક્ષાનો ઉપાસક છે અને તેથી એના વચનમા કે વર્તનમાં ભુલથી પણ વિશ્વાસ ન રાખશો. બસ, આના કરતાં વિશેષ હુ કાંઇ કહેવા ઇચ્છતો નથી."

"આપે આ ખરી લાગણીથી આપેલા ઉપદેશ માટે હું આપનો અત કરણપૂર્વક આભાર માનું છુ અને મારા સામ્રાજ્યનો બધો આધાર મારી રાજકાર્યકુશળતા ઊપર જ રહેલો હોવાથી હુ મારાથી બનશે તેટલા પ્રમાણમાં આપના ઉપદેશ પ્રમાણેની જ વ્યવસ્થા કરીશ અને જે પુરુષો બહુજ યોગ્યતાવાળા હશે, તેમને જ મોટા અને જોખમ ભરેલા ઓહદા આપીશ." મહમ્મદશાહે કહ્યુ.

"કેવળ આટલું કરવાથી જ આપના લાભો જળવાઈ રહે તેમ નથી જ, કારણ કે મારા જવા પછી મારી ગેરહાજરીમાં તેમનુ વર્તન જરૂર ફેરવાઇ જશે. મારા જવા પછી જે બહુ જ યોગ્ય અને લાગણીવાળા પુરુષો હોય, તેમને જ સારી પદવીનો અધિકાર આપજો અને છતા પણ જો તેમાંથી કોઇ નમકહરામ થાય અને શહનશાહત સ્હામે બળવો ઉઠાવે, તો મને તરત ખબર આપજો. એ ખબર મળતા જ તેને દાબી દેવાને હુ મારા કોઇ સારા સરદારને મોકલીશ અથવા જો એવી જ જરૂરત આવી પડશે, તો કેવળ ચાળીસ દિવસની મુદ્દતમાં કંદહારથી હું પોતે જ અહીં આવી પહોંચીશ. પણ એવી ખાસ જરૂરત વિના મને દરેક વખતે તકલીફ ન આપતા." નાદિરે કહ્યુ

"આપની આ મેહરબાનીઓનો બદલો હુ ક્યારે અને કેવી રીતે વાળી શકીશ !" મહમ્મદશાહે ઉદ્દ્ગાર કાઢ્યો.

એ પછી નાદિરને પ્રેમદર્શક આલિંગન આપી મહમ્મદશાહ ઉમરા સાથે ત્યાંથી અયશમહલમાં જવાને નીકળ્યો અને ત્યાં સર્વ ઉમરાને રજા આપી પોતે જનાનખાનામાં ચાલ્યો ગયો.

મહમ્મદશાહના જવા પછી નાદિરશાહે પોતાના વજીર તહમાસ્પ-ખાનને ઉદ્દેશીને નિશ્વાસ નાખી કહ્યું કે,—"દિલ્લીમાં આવ્યા પછી બે કાર્યો મારા હાથે સારાસારનો વિચાર કર્યાવિનાના અને સર્વથા અયોગ્ય થઈ ગયા છે, અને એ માટે મારા મનમાં ઘણો જ પશ્ચાત્તાપ થાય છે."

"તે શું, જનાબેવાલા ?" તહમાસ્પખાને આતુરતાથી પૂછ્યું.

"એક તો એ કે, દિલ્લીની અથવા કહોને કે, હિન્દુસ્તાનની શહેનશાહત પાછી મહમ્મદશાહના હાથમા આપી દેવામા મેં એક મોટામા મોટી ભૂલ કરી છે, કારણ કે, હિન્દોસ્તાન જેવા એક મોટા મુલ્કની બાદશાહત કરવાને એ લાયક ન હોવાથી ભવિષ્યમાં અહીંની રાજ્યવ્યવસ્થા અત્યાર કરતા પણ વધારે ભયંકર થઈ જશે, એમ મારુ દિલ મને ઘડી ઘડી કહ્યા કરે છે. બીજુ. નિજામુલ્મુલ્કને તેની પદવીપર કાયમ રહેવા દીધો છે, એ મારી બીજી મોટી ભૂલ છે. કારણ કે, એ એક સ્વાર્થી અને નમકહરામ બિલાડો હોવાથી આપણા જવા પછી જરૂર કોઇ ફિત્નો જગાવશે અને દિલ્લીના બાદશાહને પાયમાલ કરશે પણ હવે તો જેવી મૌલાની મરજી. મેં એકવાર એમને જે નિર્ભયતાનું વચન આપ્યુ હતુ તેનુ મેં પાલન કર્યું છે. એટલે હવે એથી વિરુદ્ધ મારાથી કાંઇ પણ કરી શકાય તેમ નથી ખૈર–હવે આપણી સફરની તૈયારીઓ કરાવો, કારણ કે, આજથી પાંચમે દિવસે આપણે અહીથી નીકળવાનુ છે."

* * *

ઈ. સ ૧૭૩૯ ના મે માસની ૬ ઠ્ઠી તારીખે નાદિરશાહનું પેશખાનુ શાલિમાર બાગ તરફ ગયું અને ત્યાર પછી શાહે પોતાના સિપાહીઓ તથા દિલ્લીના નાગરિકોની જાણમાટે એક એવી મનાદી ફેરવવાનો હુકમ આપ્યો કે,—"ઇરાની લસ્કરે કૂચની શરુઆત કર્યા પછી કોઈ પણ કજલ્બાશ અથવા તો લસ્કરમાના બીજા કોઇપણ શખ્સે શહરમા રઝળતા રહેવું નહિ, તેમ જ ઇરાની સિપાહીઓને દિલ્લીના કોઇપણ નાગરિકે પોતાના ઘરોમાં છુપાવવાની કે મેજબાની વગેરે આપવાની કોશિશ કરવી નહિ એ જ પ્રમાણે, લસ્કરમાંના કોઇપણ માણસે વેચનાર અને સાક્ષીઓની સહી સાથેના રુક્કા લખાવી લઈ રોકડા નાણાં આપી ખરીદેલાં ગુલામ કે ગુલામડી વિના. બીજા કોઈ મર્દ કેદી કે ઔરત કેદીને પોતાની સાથે લેવાની કોશિશ

ન કરવી. જેમણે દિલ્હીની ઓરતો સાથે શાદી કરી હોય, તેમને તે ઓરતોને સાથે લેવાનો હક છે, પણ જો તે ઓરતો પોતાના વતનને છોડવાને રાજી ન હોય, તો તેમની મરજીથી વિરુદ્ધ બળાત્કારે તેમને સાથે લેવી નહિ. આ ફર્માનને માન આપી વર્તવામાં જે જરા પણ બેદરકાર રહેશે, તેની માલમિલ્કત લૂટી લેવામા આવશે, એટલું જ નહિ પણ તેને મૌતની સજા પણ મળશે."

આ મનાદી સર્વત્ર ફેરવી દેવામાં આવી અને તેનું એ પરિણામ થયુ કે, જેમણે દિલ્હીમા લગ્ન કરી નાખ્યા હતા, તે સર્વ જનોએ પોતાની તે સ્ત્રીઓને ચાલવામા નારાજ જોઇને પાછી દિલ્હી મોકલી દીધી કેવળ કેટલાક મોટા સરદારોએ પોતાની પરણેતર હિન્દુસ્તાની ઓરતોને ગુપ્ત રીતે ભય બતાવી પોતા સાથે ચાલવાને રાજી કરી લીધી હતી, પરંતુ કેટલાક દિવસના પ્રવાસ પછી જ્યારે એ વાત **નાદિર**ના જાણવામા આવી ત્યારે તેણે તત્કાળ તે સ્ત્રીઓને પાછી દિલ્હી મોકલી આપવાનો પોતાના તે સરદારોને સખ્ત હુકમ કર્યો અને તે હુકમની તરત તામીલ થઈ ગઇ.

ઇતિહાસની પૂર્ત્તિ માટે અહી એક વાર્ત્તાનો ખાસ ઉલ્લેખ કરવોજ જોઇએ અને તે એ છે કે, **સાદતખાન**ના આત્મહત્યા કરીને મરી જવાથી તેની પાસેથી આવવાની ત્રણ કરોડની જે રકમ અટકી પડી હતી, તે **નાદિરે** તેના સૂબાના ખજાનામાથી મગાવીને વસૂલ કરી લીધી હતી એટલે **નાદિર** જે વેળાએ દિલ્હીમાંથી જવાની તૈયારી કરવા લાગ્યો, તે વેળાએ **સાદતખાન**ના **શેરજંગ** અને **સફદરજગ** નામના બે ભત્રીજાઓએ આવીને **નાદિર**ને પોતાને અયોધ્યાની સૂબેદારી આપવા માટેની પ્રાર્થના કરી **નાદિરશાહે સફ્દરજગ**ની તારીફ સાંભળેલી હતી અને વળી તે **સાદતખાન**નો જમાઇ પણ હતો, એટલે તેની પાસેથી વીસ લાખ રૂપિયા નજરાણાના લઇને બાદશાહના હાથે તેને અયોધ્યાની સૂબેદારી અપાવી દીધી અને નમકહલાલીથી વર્ત્તવાનો ઉપદેશ આપ્યો એ **સફ્દરજગ**નું અસલ નામ **મીરજા મહમ્મદ મુકીમ** હતુ, પણ સૂબેદારી મળ્યા પછી તેણે **મન્સુરઅલી સફ્દરજંગ**નું નામ ધારણ કર્યું હતુ અને ઇતિહાસમા તે એ જ નામથી પ્રસિદ્ધ છે

**નાદિર** જે વેળાએ દિલ્હીમા આવ્યોહતો, તે વેળાએ પોતાના સિપાહીઓના પગાર ચૂકવી આપવા જેટલા પૈસા પણ તેની પાસે ન હોતા, પણ દિલ્હીમાંથી તે જ્યારે પાછો ફર્યો, તે વેળાએ તે સુવર્ણ, ચાંદી અને ઝવેરાત તથા ધનના અપાર રાશિનો સ્વામી હતો. 'તખ્તેતાઊસ' એટલે કે, દિલ્હીના કીર્ત્તિરૂપ મયૂરાસનને પણ તેણે પોતાસાથે લઇ લીધું હતું અને દિલ્હીના શાહને જ્યારે છેલ્લી સલામ કરી, તે વેળાએ 'કોહેનૂર,'

હીરા મહમ્મદશાહના તાજમાં નહિ, પણ નાદિરશાહના તાજમાં જ ખિતાજેલો હતો કે, જે હાલમાં આપણા કૃપાળુ શહનશાહ પંચમ જ્યોર્જના મુકુટને દીપાવે છે.

હિન્દુસ્તાની અબળાઓને પોતાની સેનામાંથી પાછી મોકલવાના નાદિરના કાર્યને આપણે જાણી ચૂકયા છીએ. એટલે એ હુકમ આપ્યા પછી નાદિરના મનમાં અચાનક સિતારાવિશેનો વિચાર સ્ફુરી આવ્યો. એ વેળાએ લશ્કર છાવણી નાખીને પડ્યું હતુ એટલે નાદિર તરત જનાનાના તંબૂઓ ઉભા કરેલા હતા ત્યા આવ્યો અને ધીમેથી તેણે સિતારાના તબૂમા પ્રવેશ કર્યો સિતારાનો આજે કેટલાક દિવસથી નાદિર સાથે મેળાપ થયો નહોતો, એટલે અત્યારે નાદિરને આવેલો જોઇને તેના મુખમંડળમાં એક પ્રકારના આનંદનો પ્રકાશ પ્રસરી ગયો. પરતુ નાદિરના મુખમંડળમાં પૂર્ણ ગભીરતા છવાયલી હતી અને તેના પ્રથમ શબ્દોએ તો બિચારી સિતારાના હૃદયને ચાલતુ જ અટકાવી દીધુ. સિતારાના નમનને ધ્યાનમાં ન લેતાં નાદિર કાંઇક અણગમો બતાવતો અને તેના મુખને એકીટસે જોતો ઊભો રહ્યો

"મારી છાવણીમાંથી મેં બધી હિંદુસ્તાની ઓરતોને દિલ્લી તરફ પાછી મોકલી આપી છે" નાદિરે કહ્યું અને સિતારા ઊંચી નજર કરી તેના શબ્દો અને તેની બોલવાની લઢણને જોઇને ચમકી ગઈ. "સિતારા, તુ પણ એક હિન્દુસ્તાનની ઔરત છે."

સિતારા તત્કાળ ગોઠણભેંડીએ બેસી ગઈ અને તેણે નાદિરના ચરણોને હસ્તસ્પર્શ કર્યો. નાદિરે એક કે બે ક્ષણ પર્યન્ત મૌન્યતું અવલબન કર્યું અને ત્યાર પછી ગંભીર વાણીથી કહ્યુ કે;–"તને તારી ઇચ્છા પ્રમાણે વર્ત્તવાની હુ સ્વતંત્રતા આપું છું. મારે તને તારી પોતાની ઇચ્છાથી વિરુદ્ધ થઇને હિન્દુસ્તાનમાથી ઇરાન શા માટે લઈ જવી જોઇએ વારુ? હુ તારા દેશબાધવો સાથે ઘણી જ ક્રૂરતા અને નિર્દયતાથી વર્ત્યો છુ, ને એથી મારાવિશે તારા મનમાં થોડો ઘણો પણ તિરસ્કાર આવે, એ સ્વાભાવિક જ છે. જો તારી તારા પોતાના દેશબાધવો સાથે હિન્દુસ્તાનમાં જ રહેવાની ઇચ્છા હોય, તો હુ તને મારી સેવાના બધનથી મુક્ત કરું છું અને તને જવાની આજ્ઞા આપુ છું મહમ્મદશાહના જનાનખાનામાં આદરથી તારો સ્વીકાર કરવામા આવે, એની વ્યવસ્થા પણ હું કરી આપીશ. તારા મનમા જે કાંઈ હોય, તે ખરેખરુ કહી નાખ. મારાથી ભયભીત થવાનું કાંઇ પણ કારણ નથી."

સિતારાના મુખમાંથી આનું શું ઉત્તર આવશે, એ નાદિર સારી રીતે જાણતો હતો. છતાં તે બિચારીની દૃઢતાની પરીક્ષા કરવા માટે તેના મનને આઘાત કરવાની પોતાની ઇચ્છાને તે રોકી શકયો નહિ અને તે

હસીનાના નમ્ર શબ્દોને સાંભળતા જ તેની ઇચ્છાને આધીન થવું જ પડશે, એથી પણ તે અનુભવી વિજેતા અજ્ઞાત ન હોતો જ.

"ઓ મારા સરતાજ ખાવિન્દ!" સિતારાએ કહ્યું. "હું આપની છું અને આપની જ રહીશ. મને હવે જીવતી રાખવી કે મારી નાખવી, એ તમારા જ હાથમાં છે. પણ જો તમે મને હવે દિલ્હી મોકલશો, તો તેને હું મારું મરણ થયેલું જ સમજીશ"

"શું તારા દેશ અને દેશબાન્ધવો માટે તારા હૃદયમાં જરાય આકર્ષણ નથી થતું કે? પોતાની જન્મભૂમિ અને પોતાના દેશબાધવો તથા જાતિબાંધવોના અભાવે ઇરાનમાં કોઈ પણ પ્રકારની માનસિક વેદનાવિના તું તારું આખું જીવન મારા પ્રેમના યોગે જ ગાળી શકીશ કે? હું ફરીથી કહું છું કે, ઇરાનમાં પહોંચ્યા પછી હિન્દુસ્તાન અને અહલેહિન્દુસ્તાનને તું આખી જિન્દગીમાં કદાપિ જોઇ શકવાની નથી!" નાદિરે પ્રથમના જેવી જ ગંભીર મુદ્રા અને ગભીર વાણીથી કહ્યું.

નાદિરનું 'પરશુ' નામક શસ્ત્ર તેના કાંડામા લટકતું હતું એટલે સિતારા કોમળ ગતિથી જરાક તે તરફ ઢળી અને તેને ચુમ્બન કરીને કહેવા લાગી કે,—"આપની જુદાઇને કબૂલ કરવા કરતાં તો આને વક્ષઃસ્થળમાં સ્થાન આપવું જ વધારે સારું છે. જો મને મારી નાખવાનો જ આપનો વિચાર હોય, તો અત્યારે આ પરશુ ચલાવીને જ મારી નાખો. વિયોગના શસ્ત્રથી શા માટે મારો છો?"

"તારા આ વિચારો હમેશા આવા ને આવા જ દૃઢ રહેશે ખરા કે?" નાદિરે અંતિમ પ્રશ્ન કર્યો

"નાથ, રાજપૂત રમણીના સ્ત્રી ધર્મને હજી આપ બરાબર જાણતા હો, એમ દેખાતું નથી. રાજપૂત રમણી પોતાનું સર્વસ્વ કેવળ પતિને જ માને છે અને પતિવિના તેને સર્વત્ર શૂન્ય જ દેખાય છે. એક વાર આપની અર્ધાંગના થવા પછી આપવિનાનું આ નંદનવન સમાન હિન્દુસ્તાન મને તો શૂન્ય અને સ્મશાન સમાન જ ભાસવાનું, એની કલ્પના આપના હૃદયમાં આવવી કઠિન છે. એ રહસ્યને જાણવા માટે તો હિન્દુસ્તાનની અબળાનો અવતાર જ ધારણ કરવો જોઇએ. હું હવે હિન્દુસ્તાનમાં આપવિનાની થઇ રહેવા કરતાં આપપરથી મારા પ્રાણને કુરબાન કરી નાખવાનું જ વધારે પસંદ કરીશ. પછી તો જેવી આપની ઇચ્છા. આપ મોકલશો તો જઇશ, પણ જીવીશ નહિ હ—મને જ્યારે આવી રીતે આપ મુક્ત કરવાને તૈયાર થયા છો, તો હું ધારું છું કે, જે શાહજાદીને બળાત્કારે જ અહીં લાવવામાં આવી છે અને જેને આપ ઇરાન લઈ જવાના છો, તેને તો આપે મુક્ત

કરીને દિલ્હી તરફ અત્યાર પહેલાં જ મોકલી આપી હશે. ખરું કે નહિ?" સિતારાએ પોતાની દૃઢતાનું વિવેચન કરી એક વિલક્ષણ પ્રશ્ન પૂછ્યો.

નાદિરથી એ પ્રશ્નનું સંતોષકારક ઉત્તર આપી શકાયું નહિ. તેણે પ્રેમથી સિતારાના મસ્તકપર હાથ રાખીને કહ્યું કે,–"ઓ નાજુકબદન, હું તારી મરજીથી વિરુદ્ધ તને દિલ્હી મોકલવાનો નથી. તને હું જ્યાં જઇશ ત્યાં મારી સાથે જ લઇ જઇશ હું હવે સારી રીતે જાણી ગયો છું કે, તું બીજી ઓરતો જેવી સાધારણ ઓરત નથી. મારી ખાત્રી છે કે, તું મારા માટે તારા પ્રાણ પણ આપીશ. તું ખરેખરી જાનિસાર જોજા છે!"

સિતારાએ કિંચિત્ ગર્વ બતાવીને મંદ હાસ્ય કર્યું અને ગૌરવથી કહ્યું કે-"આપના જીવન સાથે સરખાવતા મારા જીવનનું શું મૂલ્ય છે વારુ? વળી રાજપૂત રમણીઓએ અત્યાર સુધીમાં પોતાના જીવનની ક્યારે દરકાર કરી છે કે હવે હું કરીશ? પતિના હિત માટે જીવન અર્પવામાં રાજપૂત રમણીઓ કેવી શૂરવીર હોય છે, એ તો જ્યારે પ્રસંગ આવશે, ત્યારે જ આપ જાણી શકશો"

સિતારાના આ ઉદ્દગારો જો કે અતિશય ગર્વભરિત હતા, પરંતુ અનેક યુગના ઇતિહાસોએ આની સિદ્ધતા કરી બતાવેલી હોવાથી એ સત્ય પૂર્ણ ગર્વોક્તિ માટે સિતારાને આપણે દોષ આપી શકીએ તેમ નથી જ.

સારાંશ કે, સમસ્ત વિશ્વના સત્તાધારી રાજા મનાયલા પ્રેમવડે આકર્ષાઇને સિતારા હિન્દુસ્તાનને સદાને માટે ત્યાગીને નાદિરની સહચારિણી થઇ રહેવા ઇરાન તરફ પ્રયાણ કરી ગઈ. ખરેખર જગતમાં પ્રેમનું બંધન એવું તો પ્રબળ અને દૃઢ હોય છે કે, તેને તોડવાને કોઇપણ સમર્થ થઈ શકતું નથી, અને તેમાં પણ સ્ત્રીનું તો સમસ્ત અસ્તિત્વ પ્રેમમાં જ સમાયલું હોવાથી તેના પ્રેમની તો કોઇ ઉપમા જ નથી. કોઇ કવિયે સત્ય જ કહ્યું છે કે,–"નેમ રહે યા ના રહે, પ્રેમ રહે ભરપૂર!"

હવે આપણે અનવરુદ્દીન અને તેની સાથે પલાયન કરી ગયેલી અંતઃપુરવાસિની અજ્ઞાત અબળાની ભાળ લઇએ

—※※※※※※※※※※—

## પ્રકરણ ૨૧ મું.

### જંગલમાં મંગલ!

આપણે હવે આપણી વાર્તાના અનુસંધાનને અનુસરીને દિલ્હી–ભારતવર્ષની પ્રાચીન અને અર્વાચીન રાજધાની દિલ્હી નગર–માંથી એકદમ સિંધુ

દેશના એક નિર્જન પ્રદેશમા પ્રવેશ કરવાનો છે. આષાઢ માસ ચાલતો હોવા છતાં સિંધુ દેશમા પ્રખર ગ્રીષ્મઋતુનો પ્રતાપ વ્યાપેલો જોવામાં આવતો હતો. કારણ કે, સિંધુદેશમાં કૃષિકર્મનો સર્વ વ્યવહાર સિંધુનદના જળથી થતો હોવાથી ત્યાં વર્ષાકાળ થતો જ નથી અને તેથી ત્યાં ૭ માસ પર્યન્ત ગ્રીષ્મઋતુ હોય છે અને ૭ માસનો કાળ શરદૃઋતુનો થાય છે. મધ્યાન્હનો સમય હતો અને સૂર્યનાં કિરણો એટલા બધાં પ્રખર થયાં હતા કે, તેમના સમાગમથી તપ્ત થઇને ભૂમિ પણ વરાળ ઓકતી હતી અને પશુ પક્ષી સર્વ પોતપોતાનાં નિવાસસ્થાનોમા ભરાઈ બેઠેલાં હોવાથી મધ્ય દિવસ હોવા છતા પણ ત્યાં મધ્યરાત્રિસમાન નિસ્તબ્ધતા અને શાંતિનુ સામ્રાજ્ય વ્યાપેલું દૃષ્ટિગોચર થતુ હતુ. એવા સમયમા વિશ્રાંતિ લેવા અને પ્રવાસના પરિશ્રમનો પરિહાર કરવા માટે સિંધુનદના તીરપ્રાંતમા આવેલી એક ઘન વૃક્ષરાજિમા બે નૂતન પ્રવાસીઓ અત્યારે પોતાની છાવણી નાખીને પડ્યા હતા. બન્ને પ્રવાસીઓ તરુણ અને સ્વરૂપસુંદર હતા,- પરંતુ પ્રવાસ અને પ્રભાકરના પ્રખર તાપના યોગે તેમનાં મુખમંડળોમા મલિનતા અને ગ્લાનિની છટા પ્રસરેલી જોવામાં આવતી હતી. તેમના તેજી ઘોડાઓને તેમણે બે જૂદા જૂદા ઝાડોના થડ સાથે બાંધી, તેમને ઘાસ દાણો આપ્યો હતો અને ઘોડાપરના જીન વગેરેનો ગાલીચા તરીકે ઉપયોગ કરી અર્થાત તે જમીનપર બિછાવી તેઓ એક વૃક્ષની ઘાટી શીતલ છાયામા વિશ્રાંતિ લેતા હતા. એમાનો એક તરુણ કાંઈક કોમળ પ્રકૃતિનો હોવાથી તેણે આડું પાસુ કર્યું હતુ અને બીજો તરુણ ટટાર થઈ બેઠો હતો. પાસે જ સિંધુનદનો બળવાન્ પ્રવાહ ભયંકર ધ્વનિ કરતો ધસારાબંધ વહન કરતો હતો અને તે જળને સ્પર્શ કરી શીતલ થઇને આવતા શીતલ મંદ વાયુની લહરીઓનો અંગને સ્પર્શ થવાથી એ પ્રવાસીઓના પરિશ્રમનો ધીમે ધીમે લોપ થતો જતો હતો. એ પ્રમાણે કેટલેક અંશે તાજગી આવ્યા પછી બેઠેલા પ્રવાસીએ સૂતેલા પ્રવાસીને ઉદ્દેશીને કહ્યુ કે,–

"બાનો, મેવાડમાંથી નીકળ્યા પછી તમે મારા વચનને માન આપી આ મર્દનો પોશાક પહેરી લીધો, એ એક રીતે બહુ જ સારુ થયુ. નહિ તો આપણે એકલાં જ પ્રવાસ કરતા હોવાથી અત્યાર સુધીમાં આપણાપર કોણ જાણે શાં શાં સંકટો વીતી ગયાં હોત!"

"પેલા બદમાશ લુટારાઓના હાથમાંથી ખરેખર ખુદાએ જ આપણો બચાવ કર્યો, નહિ તો હું તો બધી ઉમેદ મૂકીને જ બેઠી હતી" દ્વિતીય વ્યક્તિએ કહ્યુ.

ત્યારે શુ એ બેમાંની એક અબળા હતી અને એક જ પુરુષ હતો? આવો પ્રશ્ન સહજ ઉદ્‌ભવે છે. જી–હા–એ બે પ્રવાસીઓમાંની એક

કરીને દિલ્લી તરફ અત્યાર પહેલા જ મોકલી આપી હશે. ખરું કે નહિ?" સિતારાએ પોતાની દૃઢતાનું વિવેચન કરી એક વિલક્ષણ પ્રશ્ન પૂછ્યો.

નાદિરથી એ પ્રશ્નનું સંતોષકારક ઉત્તર આપી શકાયુ નહિ. તેણે પ્રેમથી સિતારાના મસ્તકપર હાથ રાખીને કહ્યુ કે,–"આ નાજુકબદન હુ તારી મરજીથી વિરુદ્ધ તને દિલ્લી મોકલવાનો નથી. તને હું જ્યા જઇશ ત્યા મારી સાથે જ લઇ જઇશ. હુ હવે સારી રીતે જાણી ગયો છુ કે, તુ બીજી ઔરતો જેવી સાધારણ ઔરત નથી. મારી ખાત્રી છે કે, તુ મારા માટે તારા પ્રાણ પણ આપીશ. તુ ખરેખરી જાતિ સાર જોજા છે!"

સિતારાએ કિંચિત્ ગર્વ બતાવીને મંદ હાસ્ય કર્યું અને ગૌરવથી કહ્યુ કેઃ–"આપના જીવન સાથે સરખાવતા મારા જીવનનુ શું મૂલ્ય છે વારુ? વળી રાજપૂત રમણીઓએ અત્યાર સૂધીમાં પોતાના જીવનની ક્યારે દરકાર કરી છે કે હવે હુ કરીશ? પતિના હિત માટે જીવન અર્પવામાં રાજપૂત રમણીઓ કેવી શૂરવીર હોય છે, એ તો જ્યારે પ્રસગ આવશે, ત્યારે જ આપ જાણી શકશો."

સિતારાના આ ઉદ્‌ગારો જો કે અતિશય ગર્વભરિત હતા, પરતુ અનેક યુગના ઇતિહાસોએ આની સિદ્ધતા કરી બતાવેલી હોવાથી એ સત્ય પૂર્ણ ગર્વોક્તિ માટે સિતારાને આપણે દોષ આપી શકીએ તેમ નથી જ.

સારાશ કે, સમસ્ત વિશ્વના સત્તાધારી રાજા મનાયલા પ્રેમવડે આકર્ષાઇને સિતારા હિન્દુસ્તાનને સદાને માટે ત્યાગીને નાદિરની સહચારિણી થઇ રહેવા ઇરાન તરફ પ્રયાણ કરી ગઈ. ખરેખર જગતમા પ્રેમનું બંધન એવુ તો પ્રબળ અને દૃઢ હોય છે કે, તેને તોડવાને કોઇપણ સમર્થ થઈ શકતુ નથી, અને તેમાં પણ સ્ત્રીનું તો સમસ્ત અસ્તિત્વ પ્રેમમાં જ સમાયલુ હોવાથી તેના પ્રેમની તો કોઇ ઉપમા જ નથી. કોઇ કવિયે સત્ય જ કહ્યુ છે કે,–"નેમ રહે યા ના રહે, પ્રેમ રહે ભરપૂર!"

હવે આપણે અનવરુદ્દીન અને તેની સાથે પલાયન કરી ગયેલી અંત પુરવાસિની અજ્ઞાત અબળાની ભાળ લઇએ

---

## પ્રકરણ ૨૧ મું.

## જંગલમાં મંગલ!

આપણે હવે આપણી વાર્તાના અનુસધાનને અનુસરીને દિલ્લી–ભારતવર્ષની પ્રાચીન અને અર્વાચીન રાજધાની દિલ્લી નગર–માથી એકદમ સિંધુ

દેશના એક નિર્જન પ્રદેશમા પ્રવેશ કરવાનો છે. આષાઢ માસ ચાલતો હોવા છતાં સિંધુ દેશમા પ્રખર ગ્રીષ્મઋતુનો પ્રતાપ વ્યાપેલો જોવામાં આવતો હતો. કારણ કે, સિંધુદેશમાં કૃષિકર્મનો સર્વ વ્યવહાર સિંધુનદના જળથી થતો હોવાથી ત્યાં વર્ષાકાળ થતો જ નથી અને તેથી ત્યા છ માસ પર્યન્ત ગ્રીષ્મઋતુ હોય છે અને છ માસનો કાળ શરદ્ઋતુનો થાય છે. મધ્યાન્હનો સમય હતો અને સૂર્યનાં કિરણો એટલા બધાં પ્રખર થયાં હતા કે, તેમના સમાગમથી તપ્ત થઇને ભૂમિ પણ વરાળ ઓકતી હતી અને પશુ પક્ષી સર્વ પોતપોતાનાં નિવાસસ્થાનોમાં ભરાઈ બેઠેલા હોવાથી મધ્ય દિવસ હોવા છતા પણ ત્યાં મધ્યરાત્રિસમાન નિસ્તબ્ધતા અને શાતિનુ સામ્રાજ્ય વ્યાપેલુ દૃષ્ટિગોચર થતું હતુ. એવા સમયમા વિશ્રાતિ લેવા અને પ્રવાસના પરિશ્રમનો પરિહાર કરવા માટે સિંધુનદના તીરપ્રાંતમા આવેલી એક ઘન વૃક્ષરાજિમાં બે નૂતન પ્રવાસીઓ અત્યારે પોતાની છાવણી નાખીને પડ્યા હતા. બન્ને પ્રવાસીઓ તરુણ અને સ્વરૂપસુદર હતા, પરતુ પ્રવાસ અને પ્રભાકરના પ્રખર તાપના યોગે તેમનાં મુખમડળોમા મલિનતા અને ગ્લાનિની છટા પ્રસરેલી જોવામાં આવતી હતી. તેમના તેજી ઘોડાઓને તેમણે જૂદા જૂદા ઝાડોના થડ સાથે બાંધી, તેમને ઘાસ દાણો આપ્યો હતો અને ઘોડાપરના જીન વગેરેનો ગાલીચા તરીકે ઉપયોગ કરી અર્થાત તે જમીનપર બિછાવી તેઓ એક વૃક્ષની ઘાટી શીતલ છાયામા વિશ્રાતિ લેતા હતા. એમાનો એક તરુણ કાંઇક કોમળ પ્રકૃતિનો હોવાથી તેણે આડું પાસુ કર્યું હતુ અને બીજો તરુણ ટટાર થઈ બેઠો હતો. પાસે જ સિંધુનદનો બળવાન્ પ્રવાહ ભયકર ધ્વનિ કરતો ધસારાબધ વહન કરતો હતો અને તે જળને સ્પર્શ કરી શીતલ થઇને આવતા શીતલ મંદ વાયુની લહરીઓનો અગને સ્પર્શ થવાથી એ પ્રવાસીઓના પરિશ્રમનો ધીમે ધીમે લોપ થતો જતો હતો એ પ્રમાણે કેટલેક અશે તાજગી આવ્યા પછી બેઠેલા પ્રવાસીએ સૂતેલા પ્રવાસીને ઉદ્દેશીને કહ્યુ કે;—

"બાનો, મેવાડમાથી નીકળ્યા પછી તમે મારા વચનને માન આપી આ મર્દનો પોશાક પહેરી લીધો, એ એક રીતે બહુ જ સારુ થયુ. નહિ તો આપણે એકલા જ પ્રવાસ કરતા હોવાથી અત્યાર સુધીમા આપણાપર કોણ જાણે શાં શાં સકટો વીતી ગયાં હોત!"

"પેલા બદમાશ લુટારાઓના હાથમાંથી ખરેખર ખુદાએ જ આપણો બચાવ કર્યો, નહિ તો હું તો બધી ઉમીદ મૂકીને જ બેઠી હતી" દ્વિતીય વ્યક્તિએ કહ્યુ.

ત્યારે શુ એ બેમાંની એક અબળા હતી અને એક જ પુરુષ હતો? આવો પ્રશ્ન સહજ ઉદ્ભવે છે.' જી—હા—એ બે પ્રવાસીઓ'

પ્રવાસિની હતી અને બીજો પ્રવાસી હતો અને એમને વાચકો ઓળખે છે પણ ખરા. એમાંનો પુરુષ અનવરદ્દીન હતો અને સ્ત્રી તે દિલ્હીના અંતઃપુરમાથી નીકળી લોહસ્તંભ પાસેથી તેની સાથે પલાયન કરી ગયેલી નકાબપોશ અબળા જ હતી.

"આપણે સિંધુ દેશના આ કયા ભાગમાં આવી લાગ્યા છીએ વારુ?" અબળાએ પ્રશ્ન કર્યો.

"આ સિંધુ દેશના એક પુરાતન નગર સિંધુસ્થાન કે જેને અત્યારે સેવાનના નામથી ઓળખવામાં આવે છે, તે નગરની પાસેનો જ પ્રદેશ છે. સિકંદરે આ નગરમાં ચણાવેલો માટીનો કોટ હજી પણ તેના સ્મારક તરીકે અસ્તિત્વ ધરાવે છે અને મહમ્મદ બિન કાસિમે પણ પ્રથમ એ નગરપર જ ચઢાઈ કરી હતી. એક કાળમાં એ શહેરની જાહોજલાલી અપાર હતી, પણ આજે એ શહેર બહુ જ પડતી હાલતમા છે-એકદમ પડી ભાંગ્યું છે, એમ કહો તોપણ ચાલી શકે!" અનવરુદ્દીને એમ કહીને તે અબળાને ત્યાંથી ઝાંખા દેખાતા સિકંદરના કિલ્લાનુ દર્શન કરાવ્યુ.

તે કિલ્લાને જોઇ શોકાતુર હૃદયથી નેત્રમાંથી અશ્રુના બે ચાર બિન્દુઓ ટપકાવીને તે અબળા કહેવા લાગી કે;-"અફસોસ! આજે મારી પણ એ બરબાદ થઇ ગયેલા શહેરના જેવી જ હાલત થયેલી છે. રાજ મહેલોમાંના અયશ આરામ અને અમનચમનમા જેણે પોતાની અત્યાર સૂધીની જિન્દગી વીતાડી છે, તે આ વેળાએ એક ભટકતી, નિરાધાર અને બેહાલ ઔરત તરીકે આપના જોવામાં આવે છે. આસમાનનુ ચક્ર આવુ જ સિતમગર છે-એના ચક્રમાંથી શાહ કે કંગાલ કોઇ પણ છટકી શકતું નથી. હજી પણ કિસ્મત શા શા રંગ બતાવે છે, તે મારે જોવાનુ અને અનુભવવાનુ છે. તકદીર આગળ તદબીરનુ કાઇ પણ જોર ચાલી શકતુ નથી જ!"

"બાનો, જ્યારથી આપણે દિલ્હી છોડીને નીકળ્યા છીએ, ત્યારથી અત્યાર સૂધીમા એક દિવસ પણ ક્યાંય જંપીને આરામથી રહ્યાં નથી અને એક સ્થળમાથી બીજા સ્થળમા પ્રવાસ કરતાં કરતા મહિનાઓ વીતી ગયા છે. બે ચારવાર મેં આપને પૂછ્યુ હતુ, છતા આપે હજી સૂધી પોતાની ખરી ઓળખાણ મને આપી નથી અને મને શકાના સાગરમા એમનો એમ ગોથા ખાતો છોડી દીધો છે. હવે તો મારી એ જ પ્રાર્થના છે કે, મેહરબાની કરીને વધારે ન તરસાવો અને જે ભેદ હોય તે બતાવો." અનવરુદ્દીને જૂની વાતને નવી રીતે છેડીને કહ્યુ

"મારો પરિચય આપવા પહેલા હું તમારી પાસેથી એક વચન લેવા માગું છુ; અને તે એ કે, મારા ખરા ભેદને જાણવા પછી પણ તમારે મારી સાથે રાખો છો તેવુ સરળ અને સાદુ વર્ત્તન જ રાખવું અને હુ એક

વિશેષ માગણી કરૂં તેનો તરત સ્વીકાર કરવો-તે માગણીની યોગ્યતા કે અયોગ્યતાનો તમારે વિશેષ વિચાર કરવો નહિ જો આ શર્ત્ત કબૂલ હોય, તો હું અત્યારે જ મારો પરિચય આપવાને તૈયાર છું. પરંતુ જો એમ ન કરવાની આપની ઇચ્છા હોય, તો મને કોઈપણ શહરમા મૂકીને હવે તમે દિલ્લી તરફ પાછા ફરો અને મને મારા ભાગ્યને હવાલે કરો !" તે અબળાએ રહસ્યમય વાક્યો ઉચ્ચાર્યાં.

અનવરુદ્દીન, 'એવી તે એ શી માગણી કરવાની છે કે જેનો સ્વીકાર કરવામા મને યોગ્યતા કે અયોગ્યતાનો વિચાર કરવો પડે ?' એ પ્રમાણે પોતાના મનને પ્રશ્ન કરવા લાગ્યો. તેના હૃદયે અને તે સ્ત્રીના વચનમાં વિશ્વાસ રાખવાની સમતિ આપી. તેણે પ્રફુલ્લ વદનથી કહ્યુ કે,-"બાનો ! હું દરેક રીતે આપની ઇચ્છા પ્રમાણે વર્ત્તવાને તૈયાર છું અને તે માટેનુ આ વચન આપુ છુ."

"આફરીન !" કહીને તે અબળાએ પોતાના ભેદનો સ્ફોટ કરતાં કહ્યું કે,-"ત્યારે, અનવરુદ્દીન, સાંભળો. તમે દિલ્લીથી અહીં સૂધી આવ્યા છો અને જેની હિફાજત માટે તમે હજારો આફતોમાથી પસાર થયા છો, તે નાજનીન્ બીજી કોઈ નહિ, પણ દિલ્લીના દુર્ભાગી શહનશાહ મહમ્મદ શાહની નૂરેનજર શાહજાદી જ છે !"

"શાહજાદી ?" અનવરુદ્દીને આશ્ચર્યથી દિગ્મૂઢ સમાન બનીને પૂછ્યું.

"જી, હા-અત્યારે બરબાદીમાં આવી પડેલી શાહજાદી !" શાહજાદીએ પુન. તેજ તોરમા ઉત્તર આપ્યુ.

"ત્યારે નાદિરના શાહજાદા સાથે પરણી કોણ !" અનવરુદ્દીને શંકાથી પૂછ્યું.

"મારી નમકહલાલ, હસીન અને નૌજવાન કનીજ હુમીદા!' શાહજાદીએ કહ્યું.

"આપના બદલામા હુમીદા પરણી ગઈ અને તેને છેલ્લી ઘડી સૂધી કોઈ પણ ઓળખી શકયુ નહિ ? શુ તેને અને આપને ઓળખનાર ત્યા બીજી કોઈ પણ ઔરત ન હોતી ?" અનવરુદ્દીને અજાયબીથી પૂછ્યુ.

"હુમીદા રગ, રૂપ, કદ, આકૃતિ અને ચાલ ઢાલમાં લગભગ મારા જેવી જ હોવાથી અને બાલ્યાવસ્થાથી જ મારા સમાગમમા રહી શાહજાદીના રીતિરિવાજને અને નાજો અદાજને બરાબર જાણી ગયેલી હોવાથી, તેને કોઈ પણ નાદિરના પક્ષની ઔરત ન ઓળખી શકે, એ સ્વાભાવિક જ હતુ કદાચિત્ મારા વાલિદના જનાનખાનામાં તેના ઓળખાઈ

જવાનો સભવ હતો; પણ પરણ્યા પછી ત્યા ન આવવાની મેં તેને સખ્ત ભલામણ કરી મૂકી હતી” શાહજાદીએ કહ્યુ

“પણ મારા જાણવા પ્રમાણે બાદશાહના જનાનખાનામા રહેનારી એક મીરાબાઇ નામની રાજપૂતાણી નાદિરશાહની ખાનમ થયેલી છે. તે હિન્દુ ઔરતે કદાચિત્ હમીદાને ઓળખીને કોલાહલ કર્યો હશે, તો તમારા વાલિદના સરપર આસમાન ટૂટી પડ્યુ હશે !” અનવરુદ્દીને કહ્યું.

“આનો આજ સશય હમીદાએ પણ કર્યો હતો અને તેથી મીરાંબાઇ અથવા તો તમારી બેગમ સાહેબા સિતારાને બોલાવી તેનામા વિશ્વાસ મૂકી તેને બધી વાત કહીને એ ભેદને ન ખોલવા માટેનું તેની પાસેથી મેં વચન લઈ લીધુ હતુ. સિતારા એક શુદ્ધ કુળની રાજપૂત રમણી હોવાથી અને ઘણા કાળ સુધી અમારા અન્નથી પોષાયલી હોવાથી, જીવ જતા પણ મારું કે મારા વાલિદનુ અહિત કરવાની નથી, એમ મારી મનોદેવતા મને તે વેળાએ સાક્ષી આપતી હતી અને તેથી જ મારા પલાયન માટેના વિચારમાં હુ દૃઢ થઈ શકી હતી. ખરેખર મરતા સુધી પણ હું હમીદા તથા સિતારાના ઉપકારોને ભૂલી શકુ તેમ નથીજ હમીદાના આત્મભોગ અને સિતારાની વિશ્વાસ પાત્રતાના પરિણામે જ હુ નાદિરની પુત્રવધૂ થવાના દુર્ભાગ્યથી બચી શકી છું અને સ્વતન્ત્રતા મેળવવવાને ભાગ્યશાળી થઈ છુ !” શાહજાદીએ ખુલાસાવાર કારણો દર્શાવ્યા.

“ખરેખર, એ બન્ને જાનિસાર અને માલિકની ખૈરખાહ ઔરતોની નમકહલાલી અને જાનિસારી માટે હું એમને દિલોજાનથી મુબારકબાદ આપીને ખુદા પાસેથી દુઆ ચાહુ છું કે, એઓ જ્યા હોય ત્યા ચયનો આરામમા રહે અને એમના દુશ્મનો દરગોર થાય !” અનવરુદ્દીને યોગ્ય અત કરણપૂર્વક ઉદ્ગાર કાઢ્યા. થોડીવાર સુધી બન્નેએ મૌન્યતું અવલબન કર્યું. ત્યાર પછી અનવરુદ્દીને પૂછ્યુ કે,–

“હ પણ શાહજાદી સાહબા ! નાદિરના પુત્ર સાથે આપ ન પરણ્યા અને આટલી મોટી આફતને ખુશીથી પોતાના માથાપર વ્હોરી લીધી, એનું શુ કારણ વારુ ?”

“અનવરુદ્દીન ! મને આપ હવેથી શાહજાદી સાહબા ન કહેશો બાનુના જે સાદા નામથી અત્યાર લગી મને બોલાવતા આવ્યા છો, તે જ નામથી મને બોલાવતા રહો. મને હવે એ જ નામ વધારે યોગ્ય અને પ્રિય લાગે છે. વળી આવી હાલતમાં શાહજાદી તરીકે મને પોતાને ઓળખાવવામાં મારી પ્રતિષ્ઠા પણ નથી. હવે હુ નાદિરના પુત્ર સાથે શા માટે ન

પરણી અને આટલી બધી આફતમા પડવાનું મે કેમ પસદ કર્યું, એનું કારણ હું આપને દર્શાવું છુ અનવરુદ્દીન, બાલ્યાવસ્થામાં જ જો માતા-પિતાએ દીકરીને કોઈ સાથે પરણાવી દીધી હોય, તો તો પછી વયમા આવતાં તે બાળાને અન્ય વિચાર કરવાનો અવસર જ મળી શકતો નથી. પણ જો તેમ ન થતા કુમારિકાની સ્થિતિમા જ તે વયમા આવી ગઈ હોય અને સંસારના વ્યવહારને જાણી ગઈ હોય, તો પછી પોતાની ઇચ્છા વિરુદ્ધના પતિ સાથે પરણુતા તે બાળાના મનમા કેવો અને કેટલો બધો વિક્ષોભ થાય છે, એની કલ્પના કેવળ તે ઔરત–તે નાજ઼ની જ કરી શકે છે. સ્ત્રીની એ હૃદયવ્યથાની પુરુષના મનમા કલ્પના થવી સર્વથા અશક્ય છે. નાદિર અમારા ખાન્દાનનો દુશ્મન હતો અને કેવળ મુગલિયા ખાન્દાનની આબરૂને હલકી કરવાના ઇરાદાથી જ તેણે પોતાના પુત્રને દિલ્લીની શાહજાદી સાથે પરણાવવાની હઠ પકડી હતી. કાંઈ તેના પુત્રનો મારામા પ્રેમ કે સ્નેહભાવ નહોતો એટલે એવા શૌહરના ઘરમા જવાથી મને પ્રેમનો આસ્વાદ મળવાની લેશ માત્ર પણ આશા નહોતી, એ તો સ્પષ્ટ જ છે અનવરુદ્દીન, તમે જાણો છો કે, પદવી, ધન, સ્વરૂપ કે શાહનશાહતને, જો કેવળ સાચો પ્રેમ મળે, તો સ્ત્રી લાત મારીને દૂર હડસેલી મૂકે છે, કારણ કે, સ્ત્રીનું સમસ્ત જીવન કેવળ પ્રેમ અને પ્રેમ જ છે. વળી મારા ખાન્દાનના ગૌરવને જાળવી રાખવુ, એ પણ નાદિરના પુત્ર સાથે ન પરણવાનુ એક બીજું કારણ હતુ અને એ સર્વથી પ્રબળ ત્રીજુ કારણ એ હતુ કે, હુ એક બીજા નૌજવાન દિલેર મર્દને ચાહતી હતી અને મારા તનમનધનથી તેનાપર નિસાર થઈ ચૂકી હતી આરે તરફથી આવા સયોગોમાં મૂકાયલી એક અભિમાની અબળા એવા લગ્નનો કેવી રીતે અને કેમ કરીને સ્વીકાર કરી શકે, એનો હવે તમે તમારા મનમા નિષ્પક્ષપાત બુદ્ધિથી વિચાર કરી જુઓ." શાહજાદીએ કારણો દર્શાવ્યા.

"ગુસ્તાખી મોઆફ! પણ બાનો, જો અડચણ ન હોય, તો જણાવશો કે આપે પોતાનો પ્રેમ કયા ભાગ્યશાળી પુરુષને સમર્પિત કર્યો હતો? આપના હૃદયનો આકર્ષક તે જાદૂગર કોણ?" અનવરુદ્દીને આતુરતાથી પ્રશ્ન કર્યો.

"મારા જેવી એક શાહજાદીનો સ્નેહ જેનામા બધાયો હશે, તે પુરુષ અવશ્ય કોઈ શાહજાદો અથવા તો મહા ધનાઢ્ય જ હોવો જોઇએ, એવી જો તમારી ધારણા હોય, તો તે ભૂલભરેલી છે. જોકે તે નૌજવાન પછીથી મોટી પદવીએ ચઢ્યો હતો, પણ જે વેળાએ મારા હૃદયનુ તેણે આકર્ષણ કર્યું હતુ, તે વેળાએ તો તે એક સાધરણ પુરુષની પક્તિમાં જ ગણાતો હતો" શાહજાદીએ આશ્ચર્યકારક વાર્ત્તા કહી

"એક સાધારણ મનુષ્ય તરફ એક શહનશાહજાદીનું હૃદય આકર્ષાય, એ ખરેખર નવીનતા જ છે!" અનવરુદ્દીને આશ્ચર્યદર્શક ઉદ્દગાર કાઢ્યો.

"અનવરુદ્દીન, શેરેનર, શું તને આમાં નવીનતા લાગે છે? ખરેખર જેને સ્ત્રીના સ્વભાવનો અનુભવ નથી હોતો, તેને આશ્ચર્ય લાગે, એવી જ આ ઘટના છે. પરંતુ હું મારા એક સ્ત્રી તરીકેના જાતિ અનુભવથી કહું છું કે, ધન, સત્તા કે એવા અન્ય સાંસારિક પદાર્થોમાં એ સામર્થ્ય છેજ નહિ, કે જેથી તે એક સ્ત્રીના હૃદયનું આકર્ષણ કરી શકે. કેટલાક લોકોનો એવો અભિપ્રાય છે કે, સ્ત્રીના અંગમાં મદનના વિકારની વિશેષતા હોવાથી જે પુરુષનુ શારીરિક બળ વિશેષ હોય છે અને જેના અવયવો દૃઢ તથા બળવાન્ હોય છે, તે પુરુષનેજ સ્ત્રીઓ વધારે ચાહે છે. પણ હું કહું છુ કે, એમ કહેનારાઓ સ્ત્રીના સ્વભાવને લેશ માત્ર પણ જાણતા નથી અને બાલિશતાથી જ સ્ત્રીઓના શિરપર આવા પ્રકારના દોષારોપણ કર્યા કરે છે. સ્ત્રીના હૃદયનુ આકર્ષણ કરનારા જે પુરુષમાંના ગુણ છે, તે બીજા જ પ્રકારના છે. અર્થાત્ પુરુષમાના એ ગુણોનો આધાર સ્ત્રીની માન્યતાપર જ રહેલો છે. એક પુરુષમા જે દુર્ગુણો મનાતા હોય,—તેને જ એક સ્ત્રી જો ગુણો માની લે અને તેનામાં આસક્ત થાય, તો તે મનાતા દુર્ગુણોમાં તેને સદ્દગુણો જ દેખાય છે અને પોતાના મનના માનેલાપર પોતાના જીવની કુરબાની કરવાને પણ તે તૈયાર થઈ જાય છે. પુરુષ બેડોળ, દુરાચારી, અશક્ત અને ભીખારી હોવા છતાં જો એક સ્ત્રીનું ચિત્ત તેનામા પરોવાયુ તો તેની આખ્યોમાં તે રાજસત્તાધારી અને મદનમૂર્તિ સમાન જ હોય છે તેનો ખુદા તે જ બની જાય છે અને તે પુરુષના પ્રેમથી જ તેને આનન્દ થાય છે. એ નિયમ હુ સ્ત્રી હોવાથી મને પણ લાગૂ પડે. હું શહનશાહના મહેલમાં જન્મી શાહજાદી નામને પાત્ર થઈ, તેથી કાંઈ મારુ સ્ત્રીત્વ ટળી જતુ નથી—અર્થાત્ શાહજાદી હોવા છતાં મારું હૃદય તો સ્ત્રીનું જ છે અને તેથી મારા હૃદયને જે પુરુષના ગુણો ગમી ગયા છે, તેના તરફ હું આકર્ષાઈ છું અને જો એ શૌહર ન મળે તો મરણ પર્યન્ત કુમારિકા રહેવાના નિશ્ચયપર જ હુ આવી ચૂકી છુ!"

"તે પુરુષ દિલ્લીમાં છે? તેનામાં એવા ગુણો શા છે?" અનવરુદ્દીને પુન પ્રશ્ન પૂછ્યો.

"તે દિલ્લીમા હોય કે ગમે ત્યા હોય, પણ તેની મહબ્બત હમેશા મારા દિલમા વસેલી હોવાથી તે મારા દિલમાં છે અને તેના ચંદ્રવદનને રાત દિવસ જોઈને હુ મારાં નેત્રોને તૃપ્ત કરી શકું છુ. તે નમકહલાલ નોકર છે, મેહરબાન માલિક છે અને ઇન્સાફપરસ્ત અમીરુલઉમ્રા છે!

સ્વદેશ અને મુગલિયા ખાન્દાનના અભિમાનની જ્યોતિ તેના ચિત્તમાં એટલી બધી જાગૃત છે કે, તેને દિલ્લીની શહનશાહતના ગૌરવના નામથી ઓળખાવામાં આવે, તો તેથી અતિશયોક્તિ થવાનો લેશ માત્ર પણ સંભવ નથી. આટલા સારા ગુણોથી અલંકૃત હોવા છતાં મારા અલ્લાહ! તેની ખુબસૂરતી પણ એવી છે કે, તેના ચહેરાની નમકીની જોઇને ચંદ્ર પણ લજાઈ જાય છે અને હૂરો ગિલમાન એના જોબનનો રશ્ક કરે છે. આવા એક બાઇમાન નૌજવાનપર કઈ હસીના, પોતાની જાનને કુરબાન ન કરે વારુ?" શાહજાદીએ ઉભરા કાઢવા માંડ્યા.

"દિલ્લીમાંનો એવો સદ્ગુણી પુરુષ મારાથી અજાણ્યો તો નહિ જ હોય. કૃપા કરીને તેનું નામ જણાવશો કે હું તેને અહીંથીજ તેના અહો ભાગ્ય માટે દિલ્લી મુબારકબાદ આપું?" અનવરુદ્દીને નામ જાણવા માટે તલપાપડ થઇને પૂછ્યું.

"તમે તેને સારી રીતે ઓળખો છો અને તેની સાથે તમારો રાત દિવસનો પરિચય છે. હું નામ જણાવીશ, એટલે તમે આશ્ચર્યથી ગાંડા બની જશો.—હા—હું નામ જણાવીશ, પણ એ નામ જણાવતાંની સાથેજ મારી માગણી તમારે કબૂલ રાખવી પડશે. તમે જે વચન આપ્યું છે, તેની હું ફરીથી યાદ દેવડાવું છું." શાહજાદીએ માર્મિક કટાક્ષપાત કરીને કહ્યું.

"હું આપની કોઈ પણ આજ્ઞા ઉઠાવવાને તૈયાર છું, કારણ કે, એ મારી ફરજ છે!" અનવરુદ્દીન બોલ્યો.

"સાંભળો, ત્યારે મારા મનના માનેલા તે વફાદાર શખ્સનું નામ અનવરુદ્દીન છે અને તેને જ વરવાનો હું નિશ્ચય કરી બેઠી છું!"

"અનવરુદ્દીન?" એ કોઈ પોતાના નામનો બીજો જ પુરુષ હશે, એમ ધારીને અનવરુદ્દીને સવાલ કર્યો.

"જી હા—રફીયુદ્દીનના સાહબજાદા અને મુગલિયાખાન્દાનની આબરૂ માટે પોતાની જાન આપવાપર આમાદા અનવરુદ્દીન!" શાહજાદીએ વિશેષ સ્પષ્ટતાથી કહ્યું.

"શું, આ મારા તરફ ઇશારો છે?"

"હા—ઓ જાનોજિગર, તું જ મારા ચિતડાનો ચોર, મારા કાળજાની કોર, મારા હૈયાનો હાર અને મારો મનમાન્યો પ્યારો છે!" એમ કહીને શાહજાદીએ પોતાના બે કોમળ હસ્તોને અનવરુદ્દીનના ગળાના હાર બનાવી દીધા.

"શું, તમારી આ જ માગણી હતી?"

"જી—મારી એ જ લાગણી હતી અને એ જ માગણી હતી",

"લાચાર છે, વચનથી બંધાઈ ચૂકેલો હોવાથી હું કાંઈ પણ બોલી શકતો નથી. જો આમ થશે, તો મારાથી દિલ્લીના દર્શન તો નહિ જ કરી શકાય અને મારા વાલિદનો મેળાપ પણ નહિ જ થાય!" અનવરુદ્દીને શોક પ્રદર્શિત કર્યો.

"હવે તો જે મારી હાલત તેજ આપની હાલત! જ્યારે મેં મારા બધા અયશ આરામને લાત મારીને છોડી દીધા છે, તો તમારે પણ એમ કરવું જ જોઇએ.

"હય ઇશ્કકી લજ્જત જભી દોનોં હોં બેકરાર,
દોનોં તરફ હો આગ બરાબર લગી હુઇ!"*

"ભલે—જેવી ખુદાની મરજી! હું તમારી આજ્ઞા પ્રમાણે જ વર્તીશ. કોઇ રીતે મારા વાલિદને મારા એકવાર જીવતા હોવાના સમચાર મોકલી આપીશ અને એ ચિન્તાથી મુક્ત થઇશ." અનવરુદ્દીને અંતે પરાજિત થઇને શાહજાદીની માગણીનો સ્વીકાર કરી લીધો.

"આજે જ આ નાચીજ બન્દી શાદમાન થઈ છે!"

"જુઓ, સાઝનો વખત હવે પાસે આવતો જાય છે, આફતાબ ધીમે ધીમે મગરિબ તરફ ઢળતો જાય છે; એટલે હવે આ જંગલમા વધારે વાર રહેવુ સલામતી ભરેલુ નથી. આપણે હવે અહીથી ચાલીએ અને કોઈ ગામમા જઇને રાતવાસો કરીએ તો વધારે સારુ" અનવરુદ્દીને કહ્યુ.

"અત્યારે હવે દૂર શા માટે જવુ જોઇએ? આ પાસેના સેવાન શહરમા જ જઇને કોઈ મુસાફિરખાનામા ઊતારો કરીએ, તો શુ ખોટું છે? જો એ શહરમાં અનુકૂળતા થશે અને ઠીક જણાશે, તો આપણે હમેશને માટે એ સ્થળમાં જ રહી જઇશું મારી સાથે હું જરજવાહિર એટલુ બધુ લઈ આવી છું કે, આરામથી રહેવામાં અને જિન્દગી વીતાડવામાં આપણને જરા પણ તકલીફ પડે તેમ નથી," શાહજાદીએ કહ્યુ

"જો એ શહરમાં જ ચાલવાની તમારી ઇચ્છા હોય, તો ભલે તેમ કરો." અનવરુદ્દીને અનુમતિ આપી.

તરત ઘોડાને પલાણીને તૈયાર કરવામાં આવ્યા અને ત્યાર પછી તેપર આરૂઢ થઇને તેઓ સૂર્યાસ્ત સમયે સેવાન નગરમા આવી પહોચ્યા. તે રાતે તેમણે ત્યાના એક મુસાફિરખાનામા ઊતારો કર્યો અને રાત નિદ્રામા વીતાડી. એ મુસાફિરખાનાના રખેવાળોએ કોઇ પણ પ્રકારનો લોભ ન રાખતાં એમનો એટલો બધો આદર સત્કાર કર્યો અને પ્રત્યેક વિષયની

* "જ્યારે બન્ને (સ્ત્રી અને પુરુષ) અસ્વસ્થ હોય, ત્યારે જ પ્રેમનો ખરેખરો સ્વાદ આવે છે, અર્થાત્ ઉભયના હૃદયમાં એક સરખો પ્રેમનો અગ્નિ સળગેલો હોવો જોઇએ" એક ઉર્દુ કવિ.

# ઉપસંહાર.

દિલ્લીથી ઇરાન તરફ જતી વેળાએ નાદિરશાહે સિંધુનદીનો પશ્ચિમ તરફનો પ્રદેશ પોતાની રિયાસત સાથે જોડી દીધો. નાદિરશાહનો જન્મ વાસ્તવિકરીતે જોતાં એક સાધારણ કુળમા થયેલો હોવા છતા અને તે વિદ્યાથી સર્વથા વિહીન હોવા છતા કેવળ ભાગ્ય, બુદ્ધિ અને પરાક્રમના બળથી જ અનેક રાજ્યોની ઊથલપાથલ કરવાને સમર્થ થયો હતો. તેના વિશે લોકો ગર્વ ધરાવે છે, છતા તેના નામનો ઉચ્ચાર કરતાં જ તેઓ કંપે છે અને તેને શાપ આપ્યા કરે છે. નાદિરે કરેલા આક્રમણથી મોગલોની સત્તાને એવો તો વિલક્ષણ અને ભયંકર આઘાત લાગી ગયો કે, અનેક શતકોથી દિલ્લી નગરમા નિવાસ કરી રહેલી લક્ષ્મીના અગાધ ભંડારનો ક્ષણ માત્રમા લોપ થઇ ગયો. દિલ્લી નગરીમાંથી નિદ્રા અને વિશ્રાંતિ પલાયન કરી ગઈ; પ્રત્યેક ગૃહમાંથી દુખના નિશ્વાસ અને ઉચ્છ્વાસ નીકળતા સભળાવા લાગ્યા અને ઉત્તર હિન્દુસ્તાનનો સમસ્ત પ્રદેશ મહા શોકસાગરમાં ડૂબી ગયો. એ વિપત્તિમાથી મોગલ બાદશાહ પોતાના મસ્તકને પોતાના જીવનકાળમા પુનઃ ઉન્નત કરી શક્યો નહિ.

સિંધુ નદીનો પશ્ચિમ તરફનો પ્રદેશ નાદિરશાહે લઈ લેવાથી મોગલ બાદશાહની અફગાનિસ્તાનમાંની સત્તાનો નાશ થયો. દક્ષિણમાં નિજામુલ્મુલ્ક સ્વતંત્રતાથી રાજ્ય કરવા લાગ્યો અને મહારાષ્ટ્ર, ગુજરાત, માળવા તથા વરાડ ઇત્યાદિ અનેક પ્રાંતો મરાઠાઓએ લઈ લીધા. પંજાબ પ્રાંત સિખ્ખ લોકોએ સ્વતંત્ર કરી લીધો. પરતુ એ કાર્યકીર્ત્તિના અંતમાં જે મોટામા મોટા બે પ્રાંતો બાદશાહની સત્તામાંથી સદાને માટે ચાલ્યા ગયા, તે બંગાળપ્રાંત અને અયોધ્યાપ્રાંત હતા. કર્ણાટક પ્રાંતપર નિજામ અને મરાઠા ઉભય પોતાના અધિકારનું સમર્થન કરતા હતા અને એ ઉપરાંત જાટ તથા રોહિલાઓએ પણ બની શકે તેટલા પ્રમાણમા બાદશાહના મુલ્કપર પોતાનો હાથ મારી લીધો હતો. સારાશ કે, સમસ્ત દેશમાં કેટલાક કાળપર્યન્ત એકછત્રીય અધિકાર ચાલ્યા પછી પુન. તેના વિભાગ થઈ જવાનો જે એક નિયમ અથવા ક્રમ અનેકવાર મુસલ્માની રિયાસતોમા દેખાઈ આવે છે, તે જ ક્રમ મોગલોના અંત સમયમાં સત્ય સિદ્ધ થઇને એ વેળાએ અનેક સ્વતંત્ર રાજ્ય શાખાઓનો ઉદ્ભવ થયો.

દિલ્લીના દુર્ભાગી બાદશાહ મહમ્મદશાહને સ્વસ્થતા અને શાંતિનો ઉપભોગ કદાપિ નામ માત્રનો પણ મળ્યો નહિ. નાદિરશાહની દિલ્લીપરની ચઢાઈથી તો બાદશાહનાં ગાત્રો શિથિલ અને સર્વથા બધિર જ બની ગયાં.

બીજી તરફ મરાઠાઓ આખા દેશને પાદાક્રાંત કરતા ચાલતા હતા. જો કે, તે સમયમાં અનેક મુસલમાન સરદારો અનેક પ્રાંતોનો કાર્યભાર સ્વતંત્રતા અને સ્વચ્છંદતાથી ચલાવતા હતા, તોપણ બાદશાહની મુખ્ય સત્તાને હરી લેનારા તેના મોટા શત્રુ મરાઠા જ હતા. કેવળ બાદશાહના નામનો તેમણે લોપ કર્યો નહોતો, તથાપિ વસ્તુત હિન્દુસ્તાનના સામ્રાજ્યના કાર્યભારનાં મુખ્ય સૂત્રોને તો લાંબા સમય સુધી મરાઠાઓ જ પોતાના હાથમાં રમાડતા હતા.

ઇ સ. ૧૭૪૮ માં અફગાનિસ્તાનના અહમ્મદશાહ અબ્દાલીએ હિન્દુસ્તાનપર ચઢાઈ કરી અને બાદશાહે પોતાના મોટા શાહજાદા અહમદને તેની સ્હામો લડવા માટે મોકલ્યો. સરહિન્દમાં ઉભય પક્ષનુ તુમુલ યુદ્ધ થયુ અને શાહજાદા અહમદે અફગાનોને હરાવીને ન્હસાડી દીધા. એ લડાઇમાં વજીર કમરુદ્દીન, તેનો પુત્ર મીર મનુ, મીર મનુનો સાળો ગાજીયુદ્દીન અને અયોધ્યાનો સૂબેદાર સફદરજંગ ઇત્યાદિ સર્વ સરદારોની શાહજાદાને પૂરતી મદદ હતી એવી જ સઘશક્તિ જો પછીથી પણ વ્યક્ત થઈ હોત, તો શહનશાહતનો ઘણો જ બચાવ થયો હોત મીર મનુને એ પછી પંજાબ પ્રાંતનો કાર્યભાર સોપવામા આવ્યો અને તે કાર્યભાર તેણે દક્ષતા તથા બુદ્ધિપૂર્વક ચલાવ્યો. એટલામાં ઇ. સ. ૧૭૪૮ ના એપ્રીલ માસમાં અચાનક રોગગ્રસ્ત થતાં બાદશાહ મહમ્મદશાહ રંગીલાનો દેહાંત થઈ ગયો. દિલ્લીના તખ્તપર એ કાળ સુધીમા મહમ્મદશાહ રંગીલા જેવો બીજો કોઈ પણ કમનસીબ બાદશાહ થયો ન હોતો.

ઇ. સ. ૧૭૪૮ નુ વર્ષ હિન્દુસ્તાનના ઇતિહાસમાનું એક બહુ જ મહત્ત્વનું વર્ષ છે. એ જ વર્ષમા નિજામુલ્મુલ્કનો સ્વર્ગવાસ થયો અને તેના પ્રાંતમા ટંટા બખેડા જાગવાથી દક્ષિણમાં યૂરોપીયન લોકોનો પ્રવેશ થયો. એ પછી થોડા જ વખતમા શાહુ રાજાનો પરલોકવાસ થયો અને મરાઠાઓની સત્તાને એક પ્રકારનુ સર્વથા ભિન્ન અને વિલક્ષણ સ્વરૂપ પ્રાપ્ત થયું

અર્થાત્ અત્યારે જો કોઈ પ્રશ્ન કરે કે, દિલ્લીની શાહનશાહતના વિનિપાતનુ મૂળ કારણ શુ હતુ? તો એનુ ઉત્તર એ જ આવવાનુ કે **કુ–લે–આ–મ.**

3/8234

**સમાપ્ત.**

તારનો બોલ—"વસનજી—માથેરાન."

# માથેરાનમાં ગોવંદજી વસનજીનું

## રૉયલ હિંદુ હોટેલ.

ટુંક મુદતની અંદર એટલુ તો માનીતુ થઈ પડયુ છે કે, હજારો સુપ્રસિદ્ધ આગેવાન ગૃહસ્થોએ તેની મુલાકાત લીધી છે

**સેંકડોમાંથી ફક્ત એક જ સર્ટીફીકેટ વાંચો—**

*3rd June 1908.*

I was an inmate of the Royal Hindu Hotel for over a fort-night and I was in every respect satisfied with its arrangements. The proprietor of the Hotel has secured one of the nicest bungalow for it. It is very commodious and on a very fine site. Mr. Vasanji and his son Govindji both appear to possess considerable capacity for organisation. They are always attentive to their customers and they try their best to meet all their wants. The food they supply is of the best kind. There are many varieties to meet different test and conditions and it is prepared in a manner to meet the most fortidious eater. I think the institution deserves encouragement at the hands of Hindu-community.

(Sd.) GOKALDAS K. PAREKH.

વધુ માટે સરક્યુલર મંગાવો અને એક જ વખત મુલાકાત લઇ ખાત્રી કરો.

ચોક હોલ<br>માથેરાન. } અથવા **ગોવંદજી વસનજી.** ઠાકોરદ્વાર—મુંબઈ.

માધવવિલાસ<br>દેવલાલી } ફી—માથેરાનમા રોજના રૂપીઆ ત્રણ<br>,,—દેવલાલીમાં રોજના રૂપીઆ બે.

# દાવડાની સ્વદેસી

## અબરખની પેટંટ-

# ચીમની.




અમારી ચીમની પડવાથી કદી ભાંગતી નથી, બલતા લેમ્પ ઉપર પાણી પડે તો પણ ફાટતી નથી, બત્તી-વધી જવાથી જરા સરખી તડકતી નથી પ્રકાશ-ઝળકતું, સુંદર આપે છે (કાચની ચીમની વાપરવાથી એક જ વરસમાં રૂા. ૬) ને આશરે ખરચવા પડે છે) જ્યારે અમારી ચીમની વાપરવાથી માત્ર એક વરસમાં રૂ. ૧) ને આશરે થશે. અમારી ચીમનીના ટકાઊપણા માટે અમોને બનારસ, ઊમરાવતી, ભરૂચ, સુરત, ભાવનગર, મશૈર, વડોદરા, નાગપુર અને છેલ્લા અલાહાબાદના મહાન પ્રદર્શનમાંથી મેડલો અને ફર્સ્ટ કલાસ સરટીફીકેટો મલ્યાં છે.



અમો ઘાસલેટની દરેક જાતની બત્તીઓની, ગ્યાશની તથા પેટરોળની તથા પ્રાઇમસ ચુલા ઉપરની ચીમનીઓ બનાવીએ છીએ ને ઓડર મુજબ બનાવી આપીએ છીએ.

સોલ પેન્ટટીઝ અને બનાવનાર દાવડાની કું૦ મુંમ્માદેવી જૈન સ્કુલ પાસે માડવી પોસ્ટ મુંબઈ. વેપારીઓને સારૂં કમીશન આપીએ છીએ-પ્રાઇઝ લીસ્ટ મંગાવો.

**ચેતવણી**—દાવડાની સ્વદેશી પેટન્ટ અબરખની ચીમની (પેટંટ ચીમની.) સરકારના સને ૧૮૮૮ ના ઇનવેનસન્સ અને ડીઝાઈન્સ એકટ મુજબ સને ૧૯૦૬ માં નાં. ૪૩૮ તળે પેટંટ કરાવેલી છે. આખી અથવા કોઈપણ ભાગની નકલ કરનાર તથા બહારગામથી આયાત—કરનાર ઉપર ફોજદારી કાયદા પ્રમાણે કામ ચલાવવામાં આવશે.

# વિલાયતમાં પાસ થયેલા ડાક્ટરોના

# કાગળો.

રોબર્ટસન પેટ. તા. ૩૧ મે ૧૯૧૦

ડાક્ટર કાલીદાસ મોતીરામ રાજકોટ—કાઠીયાવાડ.

વ્હાલા સાહેબ,

ગયે મહીને જે ગોળીઓ આપે મને મોકલી હતી, તે મારા (પેશન્ટ) દરદીને સારી રીતે અસરકારક નીવડી છે. માટે એ દસ રૂપીયાવાલી ૪૦ ગોળીની (બાદશાહી ચાકુતી અનગ વિલાસ) ની એક ડબી આપ દર મહીને ત્રીજી તારીખે અગર તે અરસામા મને મળે, એવી રીતે મોકલતા રહેશો તો આપનો ઘણો આભારી થઇશ.

આપનો વિશ્વાસુ

**જમશીદ મુનસીફ.**

એમ. આર. સી. પી. એફ આર. સી. એસ. ડી. પી. એચ. (એડીનબરો)

મેડીકલ ઓફીસર ઓફ હેલ્થ કોલાર ગોલ્ડ ફીલ્ડસ.

## બીજો કાગલ.

બેરહામપુર-જીલ્લા-ગંજામ. તા૦ ૮ એપ્રીલ ૧૯૧૦.

મહેરબાની કરીને આગલ મોકલી હતી, તેવી બાદશાહી ચુનાની લેપની ડબી એક મારા નામપર મોકલાવશો.

આપનો વિશ્વાસુ

**બી. એફ. પૉવેલ. એમ. ડી.**

પ્રેકટીસીંગ ફીઝીશીઅન અને સરજીઅન બેરહામપુર

# બાદશાહી ચાકુતી અનંગ વિલાસ.

આ દવા શક્તિની દવાનો રાજા છે. રાજા રજવાડા તથા પૈસાદાર લોકો આ રાજવશી દવા બહુ જ પસંદ કરે છે. આ દવા ઉમદા દેશી વનસ્પતીની બનાવટ છે. તાકાત માટે ઉચામા ઉંચી દેશી દવા જોઇએ તો બાદશાહી ચાકુતી અનંગ વિલાસ છે. આ દવા વાપરવામાં કોઇ જાતની પરેજીની જરૂર નથી. ૪૦ ગોળીની ડબી એકના રૂપીયા દશ

# બાદશાહી ચુનાની લેપ.

ઉમદા દવાઓમાથી આ લેપ બનાવેલ છે અને તે શરીરની નસોને પુરતી તાકાત આપે છે. આઉંસ એકની ડબીના રૂપીયા આઠ તમામ દવાઓનું પોસ્ટ ખર્ચ જુદું.

ડાક્ટર કાલીદાસ મોતીરામ રાજકોટ-કાઠીયાવાડ.

આજેજ ગ્રાહક થાઓ! હમણાંજ ગ્રાહક થાઓ!

# આ વર્ષનો ખાસ અંક!

## (સચિત્ર ભારતજીવન માસિક પત્ર.)

### (૧૯૧૧ ના જાનેવારીનો "ખાસ અંક" જૂદાં જૂદાં ૬૯ સુંદર ચિત્રો.)

સહિત પ્રકટ કરવામા આવ્યો છે એમાં નામદાર શાહાનશાહ એડવર્ડનું ત્રણ રંગનું, પ્રસિદ્ધ ફોટોગ્રાફ મી૦ તારાપોરવાળાનુ "મનોરાજ્યમાં વિહાર," "ભસ્મિભૂત ચિતોડ" (જેમા રાજપૂતાણીઓ બળીને ભસ્મ થાય છે તે ઘણું જાતું, મહાત્મા બુદ્ધદેવ, ભક્તરાજ નરસિંહ મેહેતા, હિંદુ સ્ત્રીઓની સંસારિક સ્થીતિનાં ૪ ચિત્રો, કવિ ફુલ ભૂષણ "દયારામભાઈ," અર્જુન મોહ, મહાત્મા ટોલ્સ્ટોય, ચાર જ્યોર્જ રાજા, લૉ૦ મોર્લી, લોર્ડ ક્રૂ, બે વીર બંગાલી યુવતીઓ, ભોપાળના બેગમ, વિમાનથી માર્યા ગયેલા, મહાત્મા શ્રી નથુરામ શર્મા, કુચબિહારની રાજકન્યા, ચાર રાજકુમાર, પ્રિન્સ ઇટો, પોર્ટુગાલનો પદભ્રષ્ટ રાજા, સર વિલિયમ, એનીબિસેન્ટ, સેન્ટ નિહાલસિંગ, કાઠીયાવાડી વીર રમણી, મોગલબાદશાહની જૂની તોપ, મોગલ પાર્લામેન્ટ, કપુરથલાની રૂપવતિ રાણી, અનાથાશ્રમના બાળકો, અમેરિકામા હિંદુ મંદિર, વિગેરે વિગેરે ઉપરાત મૂખપ્રષ્ઠ ઉપર "**નવા અકાશમાં હિંદ માતા**" ની છબીઓ પ્રકટ થઇ છે.

**લેખોઃ**-લગભગ ૧૫૦ પાનાં, શ્રીયુત નારાયણ ઠક્કુર, શ્રીયુત દિવાના, શ્રીયુત બુલબુલ, વિગેરે વિદ્વાનોના (તથા સ્ત્રીઓના) લેખો વાચવા, બોધ લેવા લાયક લેખો, અને કવિતાઓ દરેક ગુજરાતી જાણનારને અતિ ઉપયોગી છે.

**ભેટ**-એક ઐતિહાસિક મનોવેધક નવલકથા મે માસમાં ભેટ મળશે

**વાર્ષિક લવાજમ-રૂપિયા ત્રણ** (પોષ્ટેજ સાથે) ભેટનું પોષ્ટેજ ૦-૨-૦ જૂદું. **આફ્રિકાના ગ્રાહકોએ** રૂ ૩-૧૨-૦ તથા ભેટનું પોષ્ટેજ ૦-૪-૦ મળી રૂ. ૪-૦-૦ નો મનીઓર્ડર મોકલવો.

(તાકીદે ગ્રાહક નહીં થવાથી ગયા વરસની પેઠેજ પસ્તાવુ પડશે) પત્ર-વ્યવહાર નીચલે સરનામે કરવો-

**ડાહ્યાભાઈ રામચંદ્ર મ્હેતા,**

**મેનેજર-ભારતજીવન-કાલબાદેવી રોડ-મુંબઈ.**

# મીખા કલ્યાણજીની

# કંપનીની



## બક્ષીશ! બક્ષીશ!! બક્ષીશ!!!

### બક્ષીશ લેવાની ઇચ્છાવાળાએ લક્ષ દઈ વાંચવું.

## તાવની ગોળીઓ.

કોઈ પણ જાતના તાવને એક સરખી રીતે એક જ દીવસમા હઠાવનાર, અસરકારક ગોળીઓ ફક્ત એક દીવસમાં ચાર ગોળીઓથી જ તાવ જાય છે.

કીંમત શીશી ૧ નો રૂ. ૧.

## જુલાબની ગોળીઓ.

આ ગોળીઓ રાતના સુતી વખતે થડા પાણીથી ચાર ગળી જવી, જેથી કરી બે પેટ સાફ આવી કબજીઅતને દુર કરે છે.

કીંમત ડબી એકના આના આઠ.

## બકાલ ઓઈન્ટમેન્ટ

### ખાસ દાદર માટે.

આ મલમ માત્ર બે ત્રણ વખત લગાડવાથી તદન આરામ થઈ જાય છે. ફરીને તે દરદ તે જગાએ થતું નથી.

કીંમત દરેક બાટલી દીઠ આના ૪.

# ગોલ્ડ ટોનીક પીલ્સ.

## નવા સુધારાથી બનાવેલી

### આયુ:વર્ધની અને મન હુલ્લાસિની ધાતુ પૌષ્ટીક સોનેરી ગોળીઓ.

આ ગોલ્ડ ટોનીક પીલ્સ લેતાની જ સાથે જઠારાગ્નિ પ્રદીપ્ત થાય છે અને ભુખ લાગે છે, રુચિ ઉત્પન્ન થાય છે, ગમે તેવો પરિશ્રમ કરવાથી પણ થાક લાગતો નથી, મગજની તરાવટ થાય છે. જ્ઞાનતંતુ સબળા થઇ સ્મરણ શક્તિ વધે છે. મન પ્રફુલ્લિત થાય છે અને આખની રોશની વધે છે વૃદ્ધાવસ્થાથી, ધાતુક્ષયથી, અનિયમિત નિદ્રા કે આહાર વિહારથી, વિશેષ વાંચનથી, લાંબા વખતની બીમારીથી; કે બીજી ગમે તે જાતની આધિ વ્યાધિ કે ઉપાધિથી, શરીરમા અશકિત આવી હોય તેને શકિત લાવવા માટે આ ગોલ્ડ ટોનક પીલ્સનો છુટથી ઉપયોગ કરવો.

બાટલી એકની કીંમત રૂ. ૧-૮-૦

# ગાંડીવ એન્ટી-રૂમેટીક બામ.

### (એક ઘણોજ અસરકારક અને લાભકારક મલમ.)

આ મલમ શરીરે ચોળવાથી સધીવા સરખો દુ:ખદાયક રોગ થોડા વખતમાં નાબુત થાય છે પક્ષધાત, ધ્રુજરી અને ધનુર્વા સરખા રોગને આ મલમે મટાડ્યા છે. હાથ પગનું રહી જવું, શરીરના કોઇ પણ અવયવ ઉપર એકદમ સોજો ચઢી આવવો, પેટની આજુબાજુના ભાગમા અતિશય દુખવો થઇ આવવો, વાંસો ફાટયા કરવો તથા અડકાઈ જવો, કમરનો ભાગ ઝલાઈ જવો, ગરદનની નસો સજ્જડ થઈ જવી, રગત્રક થઈ જવાથી હાથ, પગ, કે શરીરનો કોઈ ભાગ રહી જવો, વગેરે રોગો આ મલમ લગાડવાથી નાશ પામે છે,

**કીંમત શીશી એકના આઠ આના. મોટી બાટલી બાર આના.**

### પ્લેગની ગોળીઓ.

આ ગોળીઓ પ્લેગવાળા માણસને જો જલદી વખતસર આપવામા આવે તો તે ઘણીજ અસર કરે છે અને દરદીને નવી જીંદગી બક્ષે છે.

**લેવાનું પ્રમાણ:**—બે ગોળીઓ દર ત્રણ કલાકે દહાડામા ત્રણ વખત પાણીથી ગળી જવી. **કીં. બા. ૧ ) રૂ. ૨.**

# નયનામૃત

## સુરમો કાળો.

આંખમાં ગમે તેવી ગરમી કે બળતરા હોય તો તેને તરત નરમ પાડે છે અને તે કારણથી માથુ દુખતુ હોય તો, તેને આરામ આપે છે, તેમ ઝાંખ આવતી હોય તો હમેશા રાતના સુતી વખતે આંજવાથી ઘણોજ ફાયદો કરે છે આંખમાં થતા ખીલો તથા પોપચાનું લોહીથી ચડી આવવુ થયું હોય તો આ સુરમો ઘણોજ લાભકારક છે તેમજ આંખમા થતા ફુલાને તે રોજ આંજવાથી અટકાવે છે, અને ઝાંખ આવતી હોય તેમ ઝાંઝવા આવતા હોય તો આ સુરમો ઘણી સારી રીતે અસર કરી આંખને ફાયદો કરે છે.

વિદ્યાર્થી અને રાત્રે ઊજાગરા કરનારાઓ, કારીગરો, મહેતાઓ, શ્રીમતો, સ્ત્રીઓ વીગરે સરવેને એકજ સરખી રીતે ગુણકારી છે.

**કીમત શીશી એકના રૂ ૨-૧-૦ાા-૦ા.**

# સંજીવન મિક્ષ્ચર.

કોલેરાથી થતા ઝાડા ઉલટીના વિકારને એકદમ નાબુદ કરી શરીરના બિગાડને દુર કરનાર તો આ "**સંજીવન મીક્ષચરજ**" છે. એમ અનુભવથી સત્તા ભરેલી રીતે સિદ્ધ થયેલું છે **અતિસાર** આ રોગ પણ ઘણો ભયકર છે. ઘણા ઝાડા થવાથી શરીર નીચવાઈ જઈ એમાથી મોત નીપજે છે. આ ભયકર રોગને પણ આ દવા ઘણી થોડી વખતમા નાબુદ કરી નાખે છે.

પેટમાં ચડી આવતો વાયુનો ગોળો, ચુક અને દરેક જાતનુ શૂળ એથી નાબુદ થાય છે. અપચો, અજીર્ણ, ખાટા ખારા ઓડકાર વગેરે રોગોને તુરત મટાડે છે.

**કીંમત બાટલી એકના દશ આના.**

# દમની ગોળીઓ.

## દમ અને હાંફણનો અકસીર ઇલાજ.

ગોળીઓ દમના દરદીઓને એક આશીર્વાદ સમાન છે. ગમે તેવા જુના મુદતના દમને આ ગોળીઓ તદ્દન નાબુદ કરે છે. શ્વાસને નરમ પાડી ફેફસાને શક્તિ આપી, દરદીને આરામ આપે છે.

**(કિમત ૭૨ ગોળીની બા. ૧ ના રૂા. ૨)**

# તાવનું અકસીર મિક્ષ્ચર.

આ મિક્ષ્ચર ટાઢીઆ, મેલેરીઅલ અને ખરાબ ૠતુમાં ફાટી નીકળતા સર્વે જાતનાં ઝેરી તાવ ઉપર રામબાણ અસર કરે છે, કારણ કે તે નાશકારક જંતુઓને નાબુદ કરવામા આબાદ છે. આ મિક્ષ્ચર ત્રણ ભાગ લેવાથી એક જ દિવસમાં ગમે તેવો તાવ નાબુદ થઈ જાય છે.

**બાટલી ૧ ની કીમત આના બાર.**

# કફ પીલ્સ.

આ કફ પીલ્સ ઘણી અજાયબ રીતે ટુંક મુદતમા ગમે તેવી લાબી તથા ટુંકી મુદતની ખાંસી, ઉધરસ, સલેખમને તુરત આરામ આપી મટાડે છે તથા વારવાર આવતા ઠાસાને તુરત અટકાવે છે, આરામ આપે છે અને કંઠને સુધારે છે **કીંમત બાટલી ૧ નો રૂ. ૦ા.**

# વીંચ્છુના ડંખનો સર્વોપરી ઉપાય.

અકસ્માત ડખ મારતા ગમે તેવા ઝેરી વીચ્છુઓના તાત્કાલીક ઉતારનો સર્વોપરી ઉપાય લાબી મુદત થયા એક મહાત્મા યોગીની પ્રાચીન શોધના આધારે ખાસ મહેનતથી શોધી ઘણો લાબો વખત અનુભવી બાહેર મુકવામા આવ્યો છે ખાસ જામીનગીરીથી ખાત્રી સાથે કહીશુ કે, માત્ર ૨ થી ૩ ટીપાં વિચ્છુનાં ડંખ લાગેલી જગો ઉપર મુકવાથી ડખની ઝેરી વેદના તદન દુર થાય છે **બાટલી એકના આના આઠ.**

# ગરમીના રોગની અકસીર ગ્રેન્યુઅલ્સ.

આ ગ્રેન્યુઅલ્સ એ દરદને તદ્દન જડમુળમાંથી સાફ કરે છે અને તે પાછું વખત ગયે ઉભરી આવવાની ધાસ્તી રહેતી નથી

એ ઝેગી દરદીને આરામ થાય છે અને આગળ જતા નુકસાનનો અટકાવ થાય છે.

**વાપરવાની રીતઃ**—બબે ગોળી દર ત્રણ કલાકે પાણી સાથે લેવી, આખા દીવસમા ૭ લેવી **બાટલી ૧ રૂ. ૧.**

## પ્લેગથી રક્ષણ આપનારા ગોળીઓ

આ ગોળીઓ પ્લેગ ચાલતો હોય તેવા વખતમા દરરોજ સવારના લેવાથી શરીરમાથી ઝેરીજતુઓનો નાશ કરી લેનારને પ્લેગથી રક્ષણ આપે છે.

**લેવાની રીતઃ**—એક ગોળી દરરોજ સવારમા પાણીથી ગળીજવી.

૩૦ ગોળીની બા ૧ ની કિમત રૂ ,૨ ,

# વેજીટેબલ હેર ટોનીક.

**શુદ્ધ કરેલું બાળને પુષ્ટિ આપનારૂં ખુશબોદાર તેલ.**

આ વેજીટેબલ હેર ટોનીક બાલને કાળા, ચળકતા તથા સુવાલા મુલાયમ બનાવે છે. ખરી જતા બાલને અટકાવે છે, તથા બાલની વૃદ્ધિને પુષ્ટિ આપે છે, મગજને શાન્તિ આપે છે, માથાનો દુખારો મટાડે છે, તેમજ આખને તેજ આપે છે

આ તેલ સ્ત્રીઓ તથા પુરુષોને એકસરખુ ઉપયોગી છે

**કીંમત બાટલી ૧ ના આના બાર.**

## લોહીને સાફ કરી શક્તિ આપનાર

આ યો ડી ડ.

# રેડ જમીકા-સારસા-પરેલા.

શરીરમાં આવી ગયેલી નબલાઇ, ગરમીનું ફુટી નીકલવું, લીવર બગડવુ, જ્ઞાનતંતુઓની નબલાઈ, વિગેરે અનેક પ્રકારના દરદો આ દવા દૂર કરે છે.

ગરમીના દરદો ઉપર આ દવા ખાસ કરીને રામબાણ અસર કરે છે. સર્વથી સરસ તબીબી સત્તા ધરાવનારાઓ એના વિશે ઉચામાં ઉંચુ મત આપે છે.

**વાપરવાની રીત**–એક નાની ચમચી પાણી અગર દુધની સાથે દીવસમા ત્રણ વાર લેવી. **કીંમત બાટલીના રૂ ૧॥ અને રૂ ૨॥**

## શુદ્ધ ચોખી હીંગ.

તમે જે હીંગ એક તોલો વાપરો, તેને બદલે આ હીંગ પા તોલો વાપરો એટલે બસ છે

રતલ એકનું ટીન રૂ. ૨—૮—૦
રતલ અરધાનુ ટીન રૂ. ૧—૪—૦
રતલ પાનુ ટીન રૂ. ૦—૧૦—૦.

## ભીખા કલ્યાણજી કું૦ નો કેમીકલ કુડ.

દરદીના મોઢાનો ફીકો ચહેરો, બદનમાં બહુ નબળાઈ, દીવસમાં બહુ વાર ઝાડો, ઠાસો અથવા કફ, અંદરના ભાગનો સોજો, હાડકાની કળતર, મગજની ભમરી, ખાધા પછીનુ અજીરણ, ઘણી મહેનત તથા થાકથી તૂટી ગયેલી તંદુરસ્તી અને બીજા અનેક દરદો ઉપર એ સીરપ સારી અસર કરે છે.

**કિંમત બા૦ ૧ ના આના ૧૨.**

## કાનના દુખાવા માટે અકસીર ઈલાજ.

જે કાનમાં દુખતુ હોય અગર પરુ થયું હોય અને પેન મારતી હોય ત્યારે પાચ સાત ટીપાં કાનમાં નાંખવાથી તુરત આરામ થાય છે.

કીંમત બાટલી ૧ ના આના ૭.

## બાળજીવન સીરપ.

આ બાળજીવન સીરપથી બચ્ચાઓને ખાસી, સસણી, આંચકી, નબળાઈ, હાથ પગનું તવાઈ જવુ, ચહેરાની ફીકાસ, કોઇપણ જાતનાં દમથી ભરાઈ જવું, તેમજ આરોગ્ય શક્તિ મંદ પાડવા ઉપર આ બાળજીવન સીરપ દીવસમાં ત્રણ વખત આપવાથી આરામ કરે છે. તેમજ મોટી ઉમરના સ્ત્રી પુરૂષોને ઉધરસ, દમ, પાચનશક્તિ, નબળી પડી થતા ક્ષય રોગથી તાવ અને ખાસીને આ બાળજીવન સીરપ લેવાથી બહુજ આરામ કરે છે.

રડતા બચ્ચાઓને આ સીરપ ખુસ મીજાજ સાથે સારી નિદ્રા આપે છે.

બોલનારાઓને તથા ગાનારાઓને થાક નહીં લાગવા દેતા ગળા અને અવાજને બહુજ મદદ કરે છે.

કીંમત બાટલી એકના ૧૨ આના.

## ડે પો લે ટ રી.

### નકામા વાલને નાબુદ કરનાર ચમત્કારી પાઉડર.

આ પાઉડર પાણીની સાથે મેળવી, લેપના માફક બાલ ઉપર ચોપડી પાંચ મીનીટ સુધી રહેવા દઈ ઠડા પાણીથી ધોઈ નાખવુ, એટલે નકામા વાળ તુરત નીકળી જશે ચામડી કાળી પડતી નથી.

કીંમત બા. ૧ ના આ. ૪.

## પ્લેગની ગાંઠનો ખાસ મલમ.

આ મલમ પ્લેગની ગાંઠ ઉપર લગાડવાથી પ્લેગના જતુઓનો નાશ કરી પ્લેગની ગાઠને વગર પોટીસે બેસાડી દેય છે અને ઠંડક વળે છે

**આ મલમ, રસ તથા વધરાવળના દરદ ઉપર બહુજ ફાયદો કરે છે.**

કીંમત બાટલી ૧ ના આના આઠ.

# ઈસ્તન્સ સીરપ.

એ સીરપ ઉમરે પુગેલાં સ્ત્રી પુરૂષોને–એક સરખી રીતે માફક આવે છે તે એટલા સૂધી કે લોહીને પુષ્ટપણુ, સાંધાઓની સકતાઈ, આલસાઈ ને તેજદાર હોસીયારી આવી માણસ પુરતા તદુરસ્ત થાય છે. માટે આ સીરપ નબળા માણસે અવસ્ય કામમા લેવો.

અરધી ચમચીથી એક આખી ચમચી સુધી, અથવા અરધા ડ્રામથી એક ડ્રામ સુધી દીવસમાં ત્રણ વાર પાણી સાથે લેવી. કિમત બાટલી એકનો રૂ. ૧

# પેપસીન વાઈન.

પેપસીન ખોરાક પાચન કરી ભુખનો વધારો કરવાનો ઉત્તમ ગુણ ધરાવે છે. પેપસીન હોજરીને મજબુત બનાવી, ખોરાકને પાચન કરવામા મદદ કરે છે. કીંમત રૂ. ૧|.

# બ્લડપ્યરીફાયર–લોહીને સુધારનાર સીરપ

ઉપલો સીરપ શરીરના બગડેલા લોહીને તદન સાફ કરી પૂર્ણ તદુરસ્તી બક્ષે છે અને વળી સ્વાદમા પણ મીઠો હોવાથી પીવાને કટાળો થતો નથી.

કીંમત રૂ. ૨.

## દાંત તથા પેઢાના દુખાવાનો અકસીર ઈલાજ.

આ દવા દાતના દુખવાને તથા કળતરને આરામ કરે છે. કોહીજતા ભાગોને અટકાવે છે, સોજાને ઉતારે છે, લોહી નીકળતુ બધ કરે છે, મોઢાના ખરાબ વાસને દૂર કરે છે અને છેવટે દાત તથા પેઢાઓને મજબૂત કરે છે. રૂ કાપુસથી દુખતા ભાગ ઉપર લગાડવું

કીંમત બાટલી ૧ ના ૮ આના.

સફેદ બાલને કાલા કરવાને ચમત્કારીક ઈલાજ–આ હેરડાઈ અમુલ્ય તત્વના વાસાણામાથી કાટેલ છે ચામડીને ઇજા નહીં થતા લગાડતાને વાર તરતજ બાલ કાળા થઇ જાય છે.

## હેરડાઇ.

વરાકોને વાપરવા માટે હરકત ન આવે માટે તેની સાથે ચોપડવાને માટે બરશ પણ સાથે મુકેલા છે

કીંમત બાટલી ૧ ના રૂ ૧||.

# એલ. એમ. ઠક્કર ઇનામી પુસ્તકાલય

## ૩૦-અબદુલ રહેમાન સ્ટ્રીટ, ત્રામવે ક્રોસ, મુંબઇ.

| | રૂ આ |
|---|---|
| સુરતની સુદરી ... ... ... | ૧- ૦ |
| સુરતી લાલ ... ... ... ... | ૧- ૦ |
| માલતીકા ... ... ... ... | ૧- ૪ |
| દેવી ચૌધરાણી .. ... ... | ૧- ૦ |
| સસાર ... ... ... . | ૧- ૦ |
| અરબીયન નાઈટ સચીત્ર ... | ૨- ૮ |
| નટવર અથવા ચંડાળ ચોકડી ચારે ભાગ સાથે ... . ... | ૩- ૦ |
| પ્રેમ પ્રેમ ને પ્રેમ... ... | ૧- ૪ |
| દુર્ગા અને લક્ષ્મી ... ... . | ૧- ૦ |
| ગુણ સુદરી ... ... ... .. | ૧- ૦ |
| સ્ત્રી સૌંદર્ય .. . . . ... | ૧- ૦ |
| કાશમીર અને કેસરી ...... | ૧- ૦ |
| બ્રહ્મદેસની રાણી . . . . | ૧- ૦ |
| વીરસિંહ યાને લોહીનો પ્યાલો | ૧- ૦ |
| વિશ્વરગ .. ... .. ... | ૦-૧૨ |
| ભક્તરાજ બોડાણો ... ... | ૦-૧૨ |
| વસન્ત કુમારી ... ... ... | ૦-૧૨ |
| પાપ અને પસ્તાવ ... ... | ૦-૧૨ |
| વીલશુ .. . ... ... ... | ૦- ૮ |
| મરીયમ .. ... ... | ૧- ૦ |
| પવીત્ર ગુલનાર ... ... | ૦-૧૨ |
| નસરૂદીન ... . ... | ૦-૧૨ |
| અરબીયન ટેલ્સ ભાગ ૧ | ૩- ૦ |
| અરબીયન ટેલ્સ ભાગ ૨ . | ૩- ૦ |
| કુસુમ માળા .. ... ... | ૦- ૮ |
| મેનસન સાહેબનું ખુન ... | ૧- ૦ |
| સ્વીડન બોર્ગ .. .. ... | ૦-૧૨ |
| જમાનાનો જાફર ... ... | ૧- ૦ |

| | રૂ આ |
|---|---|
| ભયંકર ન્યાય ... .. ... . | ૦- ૮ |
| મહાભારત ... . . .. | ૩- ૮ |
| ઘેલી કુસુમ . ... .. . . | ૧- ૮ |
| પદરલાખ પર પાણી ... . | ૧- ૮ |
| કુંવારી કન્યા... ... ... | ૦-૧૨ |
| અરવાચીન કાવ્ય દોહન ભાગ ૧ | ૧- ૦ |
| અરવાચીન કાવ્ય દોહન ભા ૨ | ૧- ૦ |
| વીલાસ સુદરી ૮ ભાગ સાથે | ૨- ૦ |
| ચંદ્રસેખર . ... . | ૧- ૪ |
| નેપોલીયન બોનાપાર્ટ ... ... | ૧- ૪ |
| ઉષ કાળ ... ... .. .. | ૧- ૪ |
| કર્પૂર મજરી . . . . . . . . | ૧- ૦ |
| બાદશાહ અને બીરબીલ ૧૨ ભાગ ... ... ... ... | ૧- ૦ |
| ભોજ અને કાળીદાસ, .. ... | ૧- ૦ |
| હાજી બાવાના સાહસ કર્મ | ૧- ૪ |
| કામરૂ દેશની કામની . ... | ૧- ૦ |
| પુરૂષ પરીક્ષા ... ... ... | ૦- ૮ |
| દપતી સૂત્ર ... ... ... | ૨- ૦ |
| લોલીંબરાજ . .. .. ... | ૦- ૮ |
| રતીશાસ્ત્ર . . . | ૩- ૦ |
| ખાટી મીઠી વાતો . . ... | ૦- ૮ |
| ચટક . . ... | ૦- ૮ |
| વિયોગિની ... . . . | ૦- ૮ |
| બેરીસ્ટરની બૈરી .. | ૨- ૦ |
| અલકકીસોરી ... . ... | ૮- ૦ |
| ચારૂસીલા ... ... ... | ૮- ૦ |
| આત્મ દીપીકા ... ... ... | ૧- ૦ |
| કુદને અને કુસુમ ચારે ભાગ | ૩- ૦ |

આ સીવાય અમારે ત્યા લાખો જાતના પુસ્તકો મળશે. તમારી યાદી તાકીદે મોકલો, બારગામના આરડર તુરતાતુરત બજાવીશું.

**લી૦ એલ. એમ. ઠક્કર.**

# પ્રોસ્પેક્ટસ.

૧–અમોએ દરેક જાતનો માલ જેવો કે હીંદુ ધર્મને બાધ લાગે નહી તેવો કમીશનથી વેચી આપવા, અગર લઇ આપવાનું કામ ફાયદાસર કરી આપશું.

૨–કમીશન રૂપીયા ૧૦૦)ની અંદરના માલ ઉપરે ટકા ૨) દર સેંકડે લેશું અને રૂપીયા ૧૦૦ થી વધારે રકમનું કમીશન દર સેંકડે ટકા ૧) પ્રમાણે લેશું.

૩–બહારગામ માલ સેંકડે ટકા ૨૫) અગાઉથી લઇને વી. પી. થી મોકલશું અને જે ખરચ લાગશે તે મંગાવનાર ધણીને આપવો પડશે.

૪–બહારગામથી વેચવા મોકલનાર ધણીને માલ ઉપરે ટકા ૮૦) દર સેંકડે માલના પ્રમાણમાં આપશું અને તેનો વ્યાજ દર સેંકડે રામ ૧૨) લેખે લેશું.

૫–દરેક જાતના વીમાનું કામ પણ કરી આપશું. આગ, જીંદગી, દરયાઈ વિગેરેનું તેના ઉપરે કમીશન લેવામાં આવશે નહી.

૬–મીલો તથા ખાનગી તથા હોટલોમાં માલ સપલાઈ વાજબી ભાવથી પણ કરી આપીશું

૭–અમો ટેંડરથી પણ વાજબી ભાવથી કામ કરી આપશું.

૮–વધારે કામના પરમાણમાં કમીશન વીગેરેનું બંદોબસ્ત કાગલથી અથવા જાતે મલવાથી કરીશું.

વેદ કું૦ કમીશન એજંટસ

## માલેક–લખમીદાસ દેવજી.

ખાંડબજાર–મુંબઈ નાં૦ ૩

## "ગુજરાતી" પ્રેસમાં

| નામ | ધાર્મિક. | રૂ આ પા |
|---|---|---|
| ૨૪ | મનુસ્મૃતિ (મૂળ અને ભાષાંતર) . . | ૩—૮—૦ |
| ૨૫ | વ્રતરાજ ... ... ... ... | ૪— ૦—૦ |
| ૨૬ | શુક્રનીતિ (પાકાં પુઠાં) ... ... | ૨— ૪—૦ |
| | " (કાચા પુઠાં) ... ... | ૧—૧૨—૦ |
| ૨૭ | વિદુરનીતિ .. .. ... . | ૦— ૨—૬ |
| ૨૮ | પરમહંસ રામકૃષ્ણના બોધવચન બે ભાગ (નવી આવૃત્તિ) ... . | ૦— ૮—૦ |
| ૨૯ | નીતિબોધ ... ... ... ... | ૦— ૬—૦ |
| ૩૦ | પંચતંત્ર (બીજી આવૃત્તિ) ... ... | ૧— ૦—૦ |
| ૩૧ | કળાવિલાસ (બીજી આવૃત્તિ) . . | ૦— ૮—૦ |
| ૩૨ | ચારુચર્યા . ... .. ... ... | ૦— ૨—૬ |
| ૩૩ | નીતિસુધાતરંગિણી (અત્યુત્તમ) ... | ૧— ૦—૦ |
| ૩૪ | ધર્મ વિચાર ... ... ... ... | ૧— ૮—૦ |
| ૩૫ | નર્મ કથાકોષ .. ... ... ... | ૨— ૦—૦ |
| ૩૬ | વિવેકાનંદ વિચારમાળા-પ્રથમ પુષ્પ. (અનેક ગ્રન્થોનો સંગ્રહ) ... ... | ૨— ૪—૦ |

### કાવ્ય

| | | |
|---|---|---|
| ૩૭ | નર્મ કવિતા ... ... ... ... | ૭— ૦—૦ |
| ૩૮ | બૃહત્ કાવ્યદોહન ભાગ ૧ ... .. | ૧— ૮—૦ |
| ૩૯ | બૃહત્ કાવ્યદોહન ભાગ ૨ ... ... | ૨— ૮—૦ |
| ૪૦ | બૃહત્ કાવ્યદોહન ભાગ ૩ ... ... | ૨— ૮—૦ |
| ૪૧ | બૃહત્ કાવ્યદોહન ભાગ ૪ .. . | ૨— ૮—૦ |
| ૪૨ | બૃહત્ કાવ્યદોહન ભાગ ૫ ... ... | ૩— ૦—૦ |
| ૪૩ | બૃહત્ કાવ્યદોહન ભાગ ૬ ... ... | ૩— ૦—૦ |
| ૪૪ | બૃહત્ કાવ્યદોહન ભાગ ૭ . . | ૩— ૦—૦ |
| ૪૫ | બૃહત્ કાવ્યદોહન ભાગ ૮ ... ... | છપાય છે. |
| ૪૬ | દયારામકૃત કાવ્યસંગ્રહ ... . | ૧— ૮—૦ |
| ૪૭ | બ્રહ્માનંદ કાવ્ય... ... ... . | ૨— ૦—૦ |
| ૪૮ | શ્રીકૃષ્ણ ચરિત્ર (ગીરધર) ... . . | ૨— ૦—૦ |
| | " " (કાચા પુઠાં) ... ... | ૧— ૮—૦ |

### વેચાતાં પુસ્તકો.

# "ગુજરાતી" પ્રેસમાં

| નામ | ઐતહાસિક નવલકથા | રૂ આ પા. |
|---|---|---|
| ૪૯ | નભૂવાણી (પ્રાસાદિક કાવ્ય) .. | ૨– ૦–૦ |
| ૫૦ | સવિતાકૃત કવિતા ... ... .. | ૧– ૦–૦ |
| ૫૧ | સ્ત્રીગીત સગ્રહ જનોઈ, લગ્ન, સીમત પ્રસગે ગવાતાં ગીતોનો (નર્મદકૃત સગ્રહ)... ... ... . ... | ૦–૧૦–૦ |
| ૫૨ | અલંકાર ચન્દ્રિકા ... | ૧– ૦–૦ |
| ૫૩ | નર્મ કવિતા (નાની) ... ... | ૦– ૬–૦ |
| ૫૪ | નળાખ્યાન ... ... ... ... | ૦– ૫–૦ |
| ૫૫ | પ્રવિણસાગર (હિદી અને ગુ ભાષાતર) | ૩– ૦–૦ |
| ૫૬ | નૃસિંહ મેહેતાકૃત કાવ્યસગ્રહ .. | (છપાય છે) |

## ઐતહાસિક નવલકથા

| | | |
|---|---|---|
| ૫૭ | દિલ્લીપર હલ્લો (બીજી આવૃત્તિ) . | ૧– ૦–૦ |
| ૫૮ | અરાઢમી સદીનુ હિન્દુસ્તાન... ... | ૧– ૦–૦ |
| ૫૯ | હેસ્ટીંગ્સની સોટી .. .. ... | ૨– ૦–૦ |
| ૬૦ | પાણીપતનુ યુદ્ધ .. .. | ૨– ૦–૦ |
| ૬૧ | બેગમ સાહેબ... . ... . | ૨– ૦–૦ |
| ૬૨ | નૂરજહાન ... ... ... ... | ૨– ૦–૦ |
| ૬૩ | બાજીરાવ બલ્લાળ . ... . | ૨– ૦–૦ |
| ૬૪ | રૂપનગરની રાજકુવરી | ૨– ૦–૦ |
| ૬૫ | ઇન્દુકુમારી ... ... ... . | ૧– ૮–૦ |
| ૬૬ | પ્લાસીનુ યુદ્ધ . ... ... | ૧– ૮–૦ |
| ૬૭ | શિવાજીનો વાઘનખ .. . . . | ૧– ૦–૦ |
| ૬૮ | હલદી ઘાટનુ યુદ્ધ . . . | ૧– ૦–૦ |
| ૬૯ | પદ્મિની ... .. . . . ... | [illegible] |
| ૭૦ | ઔરગઝેબનો ઉદય . . ... | ૧– ૮–૦ |
| ૭૧ | પેશ્વાઇની પડતીનો પ્રસ્તાવ . ... | [illegible] |
| ૭૨ | કતલેઆમ ... ... ... | [illegible] |
| ૭૩ | ઔરગઝેબ અને રાજપુતો ... ... | [illegible] |
| ૭૪ | શાહજાદો અને સીવડો ... ... | [illegible] |
| ૭૫ | ચાંદબીબી ... ... ... ... | [illegible] |

## વેચાતાં પુસ્તકો.

## "ગુજરાતી" પ્રેસમાં

| નામ | ઐતિહાસિક. | રૂ આ પા |
|---|---|---|
| ૭૬ ઇરાવતી... | . .. ... | ૧- ૮-૦ |
| ૭૭ લીલા (લૉર્ડ લીટનકૃત) | . ... | ૧- ૦-૦ |

### સામાજિક નવલ કથા.

| | |
|---|---|
| ૭૮ ગગા (શિવાજીની સુરતની લૂટ) . | ૧- ૮-૦ |
| ૭૯ વિક્રમની વીશમી સદી . | ૩- ૦-૦ |
| ૮૦ એમ એ. બનાકે ક્યોં મેરી મિટ્ટી ખરાબ કી? ... .. .. | ૧- ૦-૦ |
| ૮૧ આજકાલનો સુધારો કે રમણીય ભયંકરતા? .. ... ... | ૧- ૦-૦ |
| ૮૨ સવિતા સુંદરી .. ... ... ... | ૦- ૪-૦ |

### નવલ કથા.

| | |
|---|---|
| ૮૩ કથાસરિત્સાગર બે ભાગ (બીજી આવૃત્તિ) | ૪- ૦-૦ |
| ૮૪ અરેબીયન નાઈટ્સ (સુધારેલી વધારેલી ત્રીજી આવૃત્તિ) .. ... | ૬- ૦-૦ |
| ૮૫ હાજીબાબાનાં સાહસ કર્મો ... ... | ૧- ૪-૦ |
| ૮૬ અદ્‌ભુત વિક્રમાદિત્ય ... ... ... | ૧- ૦-૦ |
| ૮૭ સરલ કાદમ્બરી ... . ... | ૧- ૦-૦ |
| ૮૮ માલતી માધવની વાર્ત્તા . ... | ૦- ૫-૦ |
| ૮૯ વિક્રમોર્વશીયની વાર્ત્તા .. ... | ૦- ૩-૦ |
| ૯૦ શકુન્તલાની વાર્ત્તા ... ... ... | ૦- ૩-૦ |

### ઐતિહાસિક

| | |
|---|---|
| ૯૧ *મહારાણીશ્રી વિક્ટોરિયાનુ જીવનચરિત્ર (બીજી આવૃત્તિ) ... ... | ૧- ૮-૦ |
| ૯૨ રાજતરંગિણી ભાગ ૧ લો ... ... | ૩- ૦-૦ |
| ૯૩ *હૈદરઅલિ અને ટીપુ સુલતાન .. | ૧- ૦-૦ |
| ૯૪ *લૉર્ડ લૉરેન્સ ... ... .. | ૧- ૪-૦ |
| ૯૫ લૉર્ડ વિલીયમ બેન્ટીક .. ... | ૧- ૪-૦ |
| ૯૬ ઔરંગઝેબ . . ... | ૧- ૪-૦ |

### વેચાતાં પુસ્તકો.

